# ભૂદાન-ગંગા

[ બીજો ખંડ ]

બિહાર

૧૪-૯-૧૯૫૨ થી ૨૭-૬-૧૯૫૩

## વિનોબા

સંપાદન: નિર્મળા દેશપાંડે:: અનુવાદ: ચુનીભાઈ વૈદ્ય



★ યજ્ઞ પ્રકાશન ★

# સંપાદિકાનું નિવેદન

પૂ. વિનોબાજીએ છેલ્લાં પાંચ વર્ષ દરમ્યાન આપેલાં ભાષણોમાંથી મહત્ત્વપૂર્ણ પ્રવચનો અને કેટલાંક પ્રવચનોમાંથી મહત્ત્વપૂર્ણ ભાગો ચૂંટીને આ સંકલન તૈયાર કર્યું છે. સંકલનમાં પૂ. વિનોબાજીનું માર્ગદર્શન મળ્યું છે. એમની જ સલાહથી પોચમપલ્લી ૧૮–૪–૫૧ થી પોચમપલ્લી ૩૦–૧–૫૬ સુધીની યાત્રાનો ગાળો પસંદ કર્યો છે. બાકી ગંગા તો સદા વહેતી જ રહેશે.

સંકલન માટે બની શકે તેટલી સામગ્રી મેળવવાનો પ્રયત્ન કર્યો છતાં કેટલોક ભાગ મળી શક્યો નથી.

ભૂદાન-આરોહણનો ઇતિહાસ, સર્વોદય-વિચારનાં તમામ પાસાંઓનું દર્શન તથા શંકા-સમાધાન વગેરેનો ખ્યાલ રાખીને આ સંકલન તૈયાર કરવામાં આવ્યું છે. એમાં ક્યાંક, ક્યાંક પુનરુક્તિ નજરે ચડશે, પણ રસ-હાનિ ન થાય એ દૃષ્ટિએ એ રાખવી પડી છે.

સંકલન વધારે પડતું મોટું ન થાય એનો પણ ખ્યાલ રાખવો પડ્યો છે. એક રીતે જોતાં આ સંકલન પૂર્ણ માની શકાય, છતાં એને પરિપૂર્ણ બનાવવા માટે જિજ્ઞાસુ વાચકોએ થોડા બીજા ભૂદાન સાહિત્યનું અધ્યયન કરવું રહ્યું. સર્વસેવા સંઘ તરફથી પ્રકાશિત (૧) કાર્યકર્તા-પાથેય, (૨) સાહિત્યિકોંસે, (૩) સર્વોદયકે આધાર, (૪) સંપત્તિદાનયજ્ઞ, (૫) જીવનદાન, (૬) શિક્ષણવિચાર, અને સસ્તા સાહિત્ય મંડળ તરફથી પ્રકાશિત (૧) સર્વોદયકા ઘોષણાપત્ર (૨) સર્વોદય કે સેવકોંસે વગેરે જેવાં પુસ્તકોને આ સંકલનનાં પરિશિષ્ટ માની શકાય.

સંકલન માટે પૂ. વિનોબાજીનું સતત માર્ગદર્શન મળતું રહ્યું છે. આમ છતાં દરિયામાંથી મોતી વીણવાનું કામ જેને માથે પડ્યું હતું તે એને માટે સર્વથા અયોગ્ય હતી. ત્રુટિઓ માટે ક્ષમા માગું છું.

—નિર્મળા દેશપાંડે

# પ્રાસ્તાવિક

**ઋષીણાં પુનરાદ્યાનાં વાચં અર્થોઽનુધાવતિ ।**

પોચમપલ્લીમાં ઈશ્વરી ઇચ્છાનું ઉચ્ચારણ એક સામાન્ય જનને મુખે થયું; વિનોબાએ એમાંથી ભૂદાનયજ્ઞનો મંત્ર તારવી લીધો અને ત્યારથી આજ સુધીમાં સ્વામિત્વમાંથી પૃથ્વીની સંપૂર્ણ મુક્તિને સિદ્ધ કરવા મથનારું આમદાન આંદોલન હવે ઉત્પન્ન થઈ ચૂક્યું છે. સર્વસામાન્ય જનમાં પ્રગટી રહેલી દિવ્યતાના અગ્રદૂત બનીને નિત્યવર્ધમાન વિનોબા હજીયે આગળ, વધી રહ્યા છે.

પ્રથમ મંત્રોચ્ચાર થાય છે, અર્થો અનેક પછીથી સ્ફુટ થાય છે. એક પછી એક અર્થો એ મંત્રમાંથી ભારતની ભૂમિપર પ્રગટ થઈ રહ્યા છે.

ભૂદાન-ગંગોત્રીના પ્રાકટ્ય પછી વિનોબાનો જાપ સતત ચાલતો રહ્યો છે. 'નિત-નવીન' નવનીત આપણને મળતું રહ્યું છે.

ભૂદાન એ કેવળ ભૂમિનાં દાન માગવાનું કે કેવળ ભૂમિનું સમ-વિતરણ કરવાનું આંદોલન નથી. એ એક સમગ્ર જીવન-દર્શન છે. વિનોબાને પગલે પગલે ભૂદાનનો જપ ચાલે છે અને પ્રતિદિન જીવનનાં નવાં નવાં પાસાં આલોકિત થતાં જાય છે. એમાંથી શક્ય તેટલાંને આ પુસ્તક મારફતે પ્રકટ કરવાનો સ્તુત્ય પ્રયાસ બહેન નિર્મળા દેશપાંડેએ કર્યો છે.

ભૂદાન-આરોહણમાં આ છ વર્ષ દરમ્યાન એક પછી એક તબક્કાઓ આવતા રહ્યા છે. એક એક તબક્કે વિચાર સ્પષ્ટપણે વિકાસ કરતો રહ્યો છે. ભૂમિનાં દાનથી માંડીને વિશ્વ-સમગ્રને આવરી લેતા વિશ્વસંકલ્પ સુધીનો એનો વિકાસ અનેક તબક્કાઓમાં વહેંચાયેલો છે. આ અનુવાદ અમે હિંદી ખંડો પ્રમાણે પ્રસિદ્ધ નથી કરતા. પણ ભૂદાનગંગાના વિવિધ તબક્કાઓ પ્રમાણે વધુ નાના ખંડોમાં પ્રસિદ્ધ કરીએ છીએ. હિંદીના પ્રથમ બે ખંડ, અર્થાત્ બિહાર-યાત્રાની સમાપ્તિ સુધીનાં પ્રવચનો, ગુજરાતીમાં ત્રણ ખંડોમાં પૂરાં કરવા ધાર્યાં છે જેમાંથી આ બીજો ખંડ છે.

—પ્રકાશક

# અનુક્રમ

# ભૂદાન-ગંગા

(બીજો ખંડ)

## ભારતીય ક્રાંતિની અનોખી રીત : ૧ :

આજે દુનિયા બધી ભલતે જ રસ્તે જઈ રહી છે. ધર્મથી કે અધર્મથી ગમે તે રીતે ભેગું કરવું, સંઘરો કરવો એટલું જ દુનિયા આજે સમજે છે. પણ હવે આપવાનો સમય પાકી ગયો છે. લોકો કહે છે 'આપવું એ તો ઊલટી ગંગા વહેવડાવવા જેવું છે!' પણ આ ઊલટી ગંગા વહેવડાવવાનું કામ નથી, આ તો સીધી ગંગા વહેવડાવવાનું કામ છે. આપણે એક બીજા પ્રત્યે તિરસ્કાર સેવીને, લડી કરીને જીવશું તો તે ઈશ્વરની ઇચ્છાની વિરુદ્ધ થશે અને તેથી આપણે દુઃખી દુઃખી થઈ જઈશું.

### ભોગની સાથે દાન જરૂરી

તમે છાપાંઓમાં વાંચ્યું હશે કે કોરિયામાં યુદ્ધ ચાલે છે અને સુલેહની વાતો પણ ચાલે છે. બન્ને કામ સાથે સાથે ચાલે છે. ત્યાં આગ અને પાણી બન્ને છે. પણ પાણી એટલે? પાણી જેવું પાતળું ગ્યાસતેલ. એ ત્યાં છંટાય છે. જેટલું પાણી જેવું પાતળું આ પ્રવાહી છંટાય છે તેટલી જ ત્યાં આગ ભભકા લે છે. સુલેહની વાટાઘાટો ચાલી તેનાં કામળિયાંની થોકડીઓ સાત ફૂટ તો ઊંચી થઇ, ને એનું વજન પાંચસો રતલ તો થયું! અને છતાંયે લડાઈ ચાલુ જ છે. આમાંથી આખી દુનિયામાં યુદ્ધની આગ ફેલાય એમ પણ બને. આ બધું કેવળ એટલા સારુ થાય છે કે આપણે ખાલી લેવાનું સમજ્યા છીએ, દેવાનું નહીં.

બચપણમાં આપણે આપણાં માબાપ પાસેથી લેતા હતા. ભગવાને આપણને એ જે તાલીમ આપી છે એનો અર્થ એ છે કે જે અજ્ઞાની છે, દુઃખી છે, નાનાં છે એ લોકોને આપવું એ સુખી અને મોટાંઓનું કર્તવ્ય છે. પણ મોટું કોણ ને નાનું કોણ? પાંચ રૂપિયા કમાનારો બે રૂપિયા

કમાનારાથી મોટો હોય અને દસ રૂપિયા કમાનારાથી નાનો હોય તો તે 'નાના મોટા' એ ખાલી કહેવાની વાત થઈ. બાકી કોઈ કહેતાં કોઈને પણ કંઈક પણ આપ્યા વિના ખાવાનો અધિકાર નથી. ભોગની સાથે દાન જરૂરી છે. ભોગની સાથે એની પરેજી ન હોય તો એ રોગ બની જાય છે. રોગ એટલે ખાલી શરીરના જ રોગ નહીં, પણ દ્વેષ, ઝઘડા, મહાયુદ્ધ વગેરે પણ સમાજ–શરીરમાં પેદા થતા રોગો જ છે. એટલે નિરંતર દાન આપતાં રહેવું એ જ ભોગના રોગનો ઉપાય છે. એનાથી ભોગ કલ્યાણકારી નીવડે છે વિનાશકારી નથી નીવડતો.

## આજે દુનિયા તોબા પામી ગઈ છે

આજે જેમને જનતાએ ચૂંટી કાઢ્યા છે એવા મોટા મોટા ખટપટિયાઓ અને નેતાઓ માથું ફોડી ફોડીને શું સાધી રહ્યા છે? જાત જાતના સવાલો પેદા થાય છે, પણ ઊકલતા નથી. કોરિયામાં લડાઈ ચાલે છે. કાશ્મીરમાં આગ ધૂંધવાય છે. લંકામાં વસતા હિંદીઓ ખાલી મતાધિકાર માગે છે, તેય એમને મળતો નથી. આજે આપણા દેશમાં, બંધારણમાં જોગવાઈ કરીને હરિજનોને સમાન અધિકાર આપ્યો અને એમની હાલત સુધરી પણ છે, પણ દક્ષિણ આફ્રિકામાં હિંદીઓને હરિજનોની જેમ છેટા રાખે છે. અને તેથી આફ્રિકામાં હિંદીઓનો સત્યાગ્રહ ચાલે છે. આમ જોતાં દુનિયામાં કોઈ દેશ એવો નથી કે જ્યાં સ્વરાજ્યનાં સુખ અને આનંદ હોય.

લોકો કહે છે કે હિન્દુસ્તાનમાં સ્વરાજ્ય આવ્યા પછી પણ આનંદ નથી. હું પૂછું છું આનંદ છે કયા દેશમાં? અમેરિકામાં સુખ છે? નથી. ત્યાં પણ ગરીબો દુઃખી છે. રશિયામાં સ્વર્ગ છે એમ માનતા હો તોયે ભીંત ભૂલો છો. સુખ સારુ બાથોડિયાં તો બધા જ મારે છે પણ એમની રીત ખોટી છે. એટલે હવે આપણે સામું આપવાની વાત કરીએ.

## દાનમાં પણ આવી ચીંગુસાઈ!

એક દિવસ સવારના પહોરમાં એક ભાઈ ભક્તિપૂર્વક એક એકરનું દાન આપવા આવ્યો. એની પાસે ત્રણસો એકર જમીન છે. મેં એને સમજાવ્યું કે 'આટલું આપવાથી તો તમારી બેઇજ્જતી થશે. મારે તો સૌની આબરૂ

વધારવી છે—ગરીબોની તેમ જ શ્રીમંતોની, મારે આશ્રમ સારુ જરૂર હોત તો હું તમારી જમીન સ્વીકારી લેત, પણ આજે તો હું દરિદ્રનારાયણના પ્રતિનિધિ તરીકે માગું છું.' મારા સમજાવવાથી જરા પણ આનાકાની વગર એણે ત્રીસ એકર જમીન આપી. પછી મને વિચાર આવ્યો કે લોકો આમ કેમ કરતા હશે ? આ 'पत्रं पुष्पं फलं तोयम्' વાળું જે શીખવ્યું છે તેની આ અસર લાગે છે ! ભગવાનને બે પૈસાની સાકર ચડાવીને આપણને આફતમાંથી છોડાવવા પ્રાર્થના કરીએ જ છીએ. એટલે જ્યાં દાનની પ્રેરણા છે ત્યાં પણ ચીંગુસાઈ છે એ જોઈને હું જરા સાવધ થઈ ગયો. ત્યારથી મેં ઠરાવી દીધું કે જરા અમસ્તું દાન ન લેવું. અભિમાન વગરનું દાન હશે તે જ લઈશ. મારો વિચાર સમજાય અને તેથી જે દાન મળે તે જ મને ખપે, બાકી લૌકિક રીતનું દાન ન ખપે. એક વાર એક દસ હજાર એકરવાળાએ મુનીમ મારફતે સો એકર દાન દેવા પ્રયત્ન કર્યો. પણ મેં એ લેવા ના પાડી, કારણ કે મારું કામ જુદી જાતનું છે.

## ત્યાગના પાયા પર ક્રાંતિ

કૉમ્યુનિસ્ટોને બીક છે કે આનાથી ક્રાંતિ રોકાશે. પણ એમને ભાન જ નથી કે ક્રાંતિ કોને કહેવાય ? ક્રાંતિ બધા જ દેશોમાં એક જ રીતે ન થાય. એ તો પોથાં વાંચીને કહે છે કે માર્ક્સે લખી મેલ્યું છે તેને ચાલે ચાલે જ ક્રાંતિ થાય. હું એમને કહું છું કે હિંદુસ્તાનમાં ક્રાંતિ કેવી રીતે થાય તેની મને તમારા કરતાં વધારે ખબર છે. મે વેદોથી માંડીને ગાંધી સુધીના બધા વિચાર ઘોળી પીધા છે. તમામ વિચારોનો મેં ઊંડો અભ્યાસ કર્યો છે. આ દેશને પોતીકી એક પદ્ધતિ છે, પોતીકો એક ઉદ્દેશ છે, અને પોતીકો એક ધર્મ છે. જેમ દરેક કુળમાં આગવા એવા એક ગુણનો વિકાસ થયેલો હોય છે અને એ પ્રમાણે ચાલવું એ એનો ધર્મ હોય છે તેમ દરેક દેશનો પણ પોતાનો એક ધર્મ હોય છે. હિંદુસ્તાનમાં આત્મજ્ઞાન પ્રાચીન કાળથી ચાલ્યું આવ્યું છે. દુનિયા આખી જ્યારે અજ્ઞાનના અંધકારમાં ઘોરતી પડી હતી ત્યારે અહીં આત્મજ્ઞાનનો સ્વચ્છ પ્રકાશ રેલાતો હતો. એટલે વેદાંત વગર અહીં કોઈ ક્રાંતિ થાય તેમ નથી. તમે આત્માના આગલા પાછી

નાખશો, વર્ગ રચશો અને કડવાશ તથા ઝેર ફેલાવશો તો તેનાથી ક્રાંતિ નહીં થાય. કૉમ્યુનિસ્ટોએ તો ક્રાંતિનું બીજું જ બનાવ્યું છે. એનાથી તો ક્રાંતિ ક્રાંતિ જ મટી જાય છે. એ તો એક લીટે લીટે ચાલવા જેવું થયું.

મારો આ વિચાર સમાજ–રચનાની ક્રાંતિનો છે. કાર્યકર્તા ઉદાર બુદ્ધિવાળા અને દયાળુ હોવા જોઈએ. પોતાની પાસેનું આપવાવાળા અને ક્રાંતિકારી હોવા જોઈએ. ભૂતદયાથી આપેલું દાન મારે નથી ખપતું. મારે તો વિચાર આપવો છે ને લોય લેવી છે. હું તો એક મોટી વસ્તુ આપું છું ને નાની લઉં છું. ક્યાં માટી ને ક્યાં વિચાર! હું કરોડની કીમતની ચીજ આપીને એક આનાની ચીજ સામી લઉં છું. હું એવો ઉદાર દાતા છું કે તમારી પાસેથી લઉં છું એનું હજારગણું આપું છું. તમારી પાસેથી કશું કઢાવી લેવાની વાત નથી. તમે વિચાર સમજ્યા વગર દાન દેશો તો આ કામ લાખ વરસે પણ પાર નથી પડવાનું, પણ જો એક વાર વિચાર સરખો સમજી લીધો તો સર્વસ્વનું દાન આપશો. હિંદુસ્તાનમાં સર્વસ્વનું દાન કરનારા કેટલાયે ત્યાગી નીકળ્યા છે. અહીં ત્યાગનું નામ પડતાં જ લોકોને પાનો ચડે છે. એટલે અહીં જે ક્રાંતિ થશે તે ત્યાગની ભૂમિકા પર અને ત્યાગથી જ થશે.

## આપણે દુનિયાને દોરનારા છીએ

આજે દુનિયા એવી તો ચક્કરમાં પડી છે કે ઘાણીના બળદની જેમ ગોળ ગોળ ફરે છે અને એક ડગલુંયે આગળ વધતી નથી. તમામ દેશોના નેતાઓ આ વમળમાં ફસાયા છે. એમાંથી નીકળવાની એકેમાં હિંમત નથી. અમેરિકાવાળા ૨૫મી* ડિસેમ્બરનો દહાડો ઠરાવીને જાહેર કરે કે એ દિવસથી અમે સૈન્ય રાખવાના નથી. તો શું રશિયા એના પર હુમલો કરશે? હરગીજ નહીં, કારણ કે એનાથી એક નૈતિક વાતાવરણ ઊભું થશે. દુનિયા આખી પર એની અસર પડશે. પણ અમેરિકાવાળા એમ ન કરે કારણ કે એટલી હિંમત એમનામાં નથી. રશિયાવાળા પણ એમ નહીં કરી શકે અને હિંદુસ્તાન પણ નહીં કરી શકે. હિંદુસ્તાન પાકિસ્તાનથી ડરે છે

* નાતાલ, એ દિવસે ઈસુ ખ્રિસ્તનો જન્મ થયો હતો.

અને પાકિસ્તાન હિંદુસ્તાનથી. એટલે બન્ને સૈન્યો નભાવે છે.

અમેરિકાવાળાનો દાવો છે કે એ કેવળ પોતાની જ રક્ષા ખાતર નહીં, પણ આખી દુનિયાની રક્ષા કરવા અને શાંતિ સ્થાપવા સારુ સેના રાખે છે. એ બળવાન છે તેથી સેના છોડી શકતા નથી અને આપણે નબળા હોવાથી છોડી શકતા નથી. આ માયાવી ચક્કર છે. બધા પોતાની જ વાત ચાલે તેના ફાંફાં મારે છે. આખી દુનિયામાં શાંતિ શી રીતે સ્થપાય તેની કોઈને પડી નથી, કારણ કે બધા એક જ પ્રવાહમાં ફસાયા છે. આમ છતાં ભગવાનની મહેર છે કે આપણે પ્રવાહમાં એટલા બધા ફસાયા નથી. આપણી સ્વતંત્રતા માટેની લડત જુદી જ રીતની હતી. તેથી જ આજે હિંદુસ્તાન મનફાવતો માર્ગ પસંદ કરી શકે તેવી સ્થિતિમાં છે—હિંસાનો કે અહિંસાનો. બન્નેનું નિયોજન કરી શકે એમ છે. બીજાઓને જે નવું નવું સૂઝતું નથી તે આપણને સૂઝી શકે. એટલા સારુ નહીં કે આપણામાં ઝાઝી અક્કલ છે. આપણે બધા તો નાના છીએ, પણ આપણે ત્યાં આત્મજ્ઞાનની એક પરંપરા ચાલતી આવી છે.

## બુદ્ધ ભગવાનના પગલે

હમણાં કવિએ ગાયું કે વિનોબા બુદ્ધ ભગવાનના પગલે પગલે ચાલી રહ્યા છે. તુલના કરવી બરાબર તો નથી, છતાં વાત સાચી છે. બુદ્ધ ભગવાન તો મહાન હતા, અને આપણે તો અત્યંત ક્ષુદ્ર છીએ. એમની સામે તો આપણું કશું જ્ઞાન નથી. એમનું જ્ઞાન એક રૂપિયા જેટલું હતું તો આપણું એક પાઈ જેટલું છે. છતાં આપણે વધારે જાણીએ છીએ. કારણ, આપણે એમના ખભા પર બેઠા છીએ. દીકરો બાપના ખભા પર બેઠો હોય તો બાપ કરતાં ખૂબ નાનો હોવા છતાં વધારે દૂર સુધી જોઈ શકે છે. તેમ આપણે બુદ્ધ કરતાં નાના હોવા છતાં વધારે જાણીએ છીએ. એમની સરખામણીમાં આપણે તો કશી જ વિસાતમાં નથી. આમ છતાં બુદ્ધના જમાનામાં નહોતું થઈ શક્યું તે આજે થઈ શકે છે, કારણ કે એમના અનુભવનો વારસો આપણને મળેલો છે. આપણે નાના છીએ, પણ આપણું કામ મોટું છે.

દુર્ગાવતી, (બિહાર) ૧૪-૯-૧૯૫૨.

## પહેલેથી ભાખી રાખ્યા પ્રમાણે ક્રાંતિ ના થાય : ૨ :

મેં કૉમ્યુનિસ્ટોની ટીકા કરી અને હજી કરું પણ છું કારણ કે એમને હું મારા ભાઈ સમજું છું. એ લોકો ખોટે રસ્તે જઈ રહ્યા છે, છતાં એમને સમજાવવા એ હું મારું કર્તવ્ય સમજું છું. મારી ઇચ્છા છે કે એ લોકો મારી વાત બરાબર સમજે અને પછી મારી ટીકા કરે. મેં એમની ટીકા કરી તેમાં કડવાશ નહોતી, એ સ્પષ્ટ હતી. એમણે ક્રાંતિનું એક શાસ્ત્ર બનાવ્યું છે, પણ હું કહું છું કે એમ પહેલેથી લખી મેલેલી પોથીઓ પ્રમાણે ક્રાંતિ નથી થતી. એ લોકો તો કાર્લ માર્ક્સના વાક્યને વેદવાક્ય જ માને છે. પણ કાર્લ માર્ક્સ આજે જીવતો હોત તો એને પણ આ જાતનો વિચાર પસંદ ન પડત. એ પણ વિચાર કરત અને નવું નવું સૂઝત. આપણે પુસ્તક કે શબ્દોનું પૂંછડું ઝાલી બેસીશું તો ક્રાંતિ નહીં થાય. એક દેશમાં ક્રાંતિ થઈ તે જ રીતે બીજા દેશમાં ન થાય. ક્રાંતિ તો દેશ, કાળ અને પરિસ્થિતિ પર આધાર રાખે છે.

જેને આ નહીં સમજાય, તેમને હું સમજાવવા તૈયાર છું. મારો એમના પર પ્રેમ છે. એમનામાં કેટલાયે જણા મારા મિત્ર છે. એક બે ઠેકાણે તો એમણે મને માન-પત્ર અને દાન-પત્ર પણ આપ્યાં છે. આમ છતાં જો એમને લાગતું હોય કે મારી પદ્ધતિ બરાબર નથી તો એમ માનવાનો એમનો પુરો અધિકાર છે. પણ એમને હું કહું છું કે જરા ધીરજ ધરો અને જુઓ. તમે જે માગો છો તે જ મારે પણ જોઈએ છે, અને એ છે ગરીબોનું કલ્યાણ. એટલે બહારની વાતો અહીં લાવવાથી કશો ફાયદો થાય તેમ નથી.

### કબજા ના છોડશો

કૉમ્યુનિસ્ટોએ કબજા છોડાવવા બાબત સવાલ કર્યો છે. કબજા છોડાવવાનો તો મેં જોરદાર વિરોધ કર્યો છે. પણ સૂત્રોની બાંગ પોકારવાની મને ટેવ નથી. કાશીમાં મેં કિસાનોને કહ્યું હતું કે કબજા છોડો છો શા માટે ? તમે શાંતિપૂર્વક પોતાની જમીન પર ચોંટી રહો. કોઈ માર-પીટ

કરવા આવે તો એને માર-પીટ કરવા દો. દુઃશાસનના જેવા મારનારના હાથ પણ મારતાં મારતાં થાકશે. મારા આ નિવેદનથી બધા જાગ્યા અને ઉત્તર પ્રદેશની સરકારે કબજા છોડાવવાનું બંધ કરાવ્યું. બિહારમાં પણ આવું થાય એમ હું ઇચ્છું છું. હું કબજો છોડાવેલી જમીન પણ દાનમાં માંગું છું.

## મારાથી ભગવાનનું નામ છોડવાનું બને તેમ નથી

કૉમ્યુનિસ્ટો હૃદય-પરિવર્તનની વાતનો ઠઠ્ઠો ઉડાવે છે. પણ હું કહું છું કે હૃદય-પરિવર્તન તો તમારું (કૉમ્યુનિસ્ટોનું) જ થયું છે. કાર્લ માર્ક્સની એક ચોપડીએ તમારું દિલ પલટાવી નાંખ્યું છે. તે શું માર્ક્સ લાઠી ને પિસ્તોલ લઇને તમારે માથે સામ્યવાદ ઠોકી બેસાડવા આવ્યો હતો? તમે એક પુસ્તકને લીધે જ સામ્યવાદી બન્યા છો. શંકરાચાર્યે જે રીતે વિચાર-પ્રચારનું કામ કર્યું તે જ રીતે આપણે પણ કરવાનું છે. આપણે બધાને સમજાવવાનું છે. મારી સભામાં હજારો લોકો આવે છે, ભાષણ સાંભળે છે અને ઘેર જઇને કહેવા મંડે છે કે 'સૂરજનો પ્રકાશ, હવા અને પાણીની જેમ જ જમીન પણ ભગવાનની દીધેલી છે.' આથી વધારે કૉમ્યુનિસ્ટોને શું જોઈએ છે? પણ જો એમને પરમેશ્વરના નામનો જ વિરોધ હોય તો મારે કહેવું પડશે કે માફ કરજો, મારાથી પરમેશ્વરનું નામ છોડવાનું નહીં બને।

## ભૂદાનની પ્રેરણા ક્યાંથી?

કોઇકે પૂછ્યું છે કે 'તમને તેલંગણામાંથી જ ભૂદાનની પ્રેરણા થઈ એ ખરું છે?' એનો જવાબ એ છે કે ભૂદાનયજ્ઞની પ્રેરણા મારા મનમાં ઉલ્લા ચાર પાંચ વર્ષથી ઘોળાતી હતી. ગાંધીજી ગયા બાદ હું દિલ્હીના મેવાતો અને નિરાશ્રિતો વચ્ચે કામ કરતો હતો ત્યારનો આ સવાલ મારી સામે હતો. પાકિસ્તાનથી આવેલા નિરાશ્રિતોમાંથી હરિજનોને જમીન નહોતી મળતી. તેથી મેં એમને સારુ પંજાબ સરકારને અપીલ કરી. તે પરથી સરકારે જાહેર કર્યું કે હરિજનો સારુ પાંચ લાખ એકર જમીન બાજુએ કાઢશું. સરકારના આ પગલાનાં મેં પ્રાર્થના સભામાં વખાણ પણ કર્યાં, પણ પછી કેટલાંક કારણસર સરકાર એમ ન કરી શકી. એને કારણે કેટલાય જણે પોતાનું

દુઃખ વ્યક્ત કર્યું. રામેશ્વરીજી નહેરુને ખૂબ જ દુઃખ થયું. પણ એ વખતે મેં બધાને ખામોશી રાખવા કહ્યું. ત્યાર પછી એ વિષય પર મારું ચિંતન ચાલતું રહ્યું. ત્યાર બાદ જ્યારે તેલંગણામાં ફરતો હતો ત્યારે એક ઠેકાણે હરિજનોએ જમીનની માગણી કરી. મને થયું લાવને, ગામવાળાઓના દિલ જરા ચકાસી જોઉં! અને મેં હિંમત કરીને જમીન માંગી. અને ત્યાં મને જમીન મળી, ત્યારથી આ યજ્ઞની શરૂઆત થઈ.

એનો અર્થ એ થયો કે ભગવાન આ કામ ઇચ્છે છે. મારા આ યજ્ઞનો આરંભ તેલંગણામાં થયો એ વાત ખરી, પણ તે કોમ્યુનિસ્ટોને લીધે થયો છે એમ નથી. મારે કોમ્યુનિસ્ટોને ખાતરી આપવી છે કે એમને સારુ મારા મનમાં કોઈ બૂરો ભાવ નથી, સારો જ ભાવ છે. કોઈના દિલમાં કેવો ભાવ ભરેલો છે તે જોવા સારુ ભગવાને દિલને દરવાજા નથી મૂક્યા એ એની ભૂલ થઈ ગઈ છે. પણ એ દરવાજો હોત તો તમે ખોલીને જોઈ શક્યા હોત કે મારા દિલમાં તમારે માટે કેટલો પ્રેમ ભર્યો છે.

બકસર, ૨૪-૯-૧૯૫૨.

## ક્રાંતિ સંક્રાંતિ થાય

: ૩ :

આજથી અઢી હજાર વર્ષ પર આપણા દેશમાં એક મહાન પુરુષ પાક્યા હતા. વિશ્વ-વિજય કેવી રીતે કરવો એનો એણે આપણને એક મંત્ર આપ્યો. એમના નિર્વૈરતા અને પ્રેમના સંદેશાની અસર એકલા ભારત પર જ નહીં, દુનિયાના બીજા દેશો પર પણ થઈ. આજે જ્યારે દુનિયામાં લડાઈ ઝઘડા અને તાણાતાણી ચાલી રહી છે ત્યારે દુનિયાને એમના વિચારો વધારે યાદ આવે છે. દુનિયા આખીના વિચારકો આજે વિચારતાં વિચારતાં એ છેડે પહોંચે છે જે છેડે ભગવાન બુદ્ધ આજથી અઢી હજાર વર્ષ પહેલાં પહોંચ્યા હતા.

## 'अक्रोधेन जिने क्रोधम्'

એમણે કહ્યું હતું :

अक्रोधेन जिने कोधं, असाधुं साधुना जिने।
जिने कदरियं दानेन, सच्चेनालिकवादिनम्॥

આપણી સામે ક્રોધ ભભૂકતો હોય અને એને જીતવો હોય, ઠારવો હોય તો આપણામાં પરમ શાંતિ હોવી જોઇએ. સામાવાળામાં જેટલો ક્રોધ તેટલી જ શાંતિ આપણામાં હોવી જોઇએ. આપણે શાંતિથી જ ક્રોધને જીતી શકીએ. ભગવાન બુદ્ધ ક્રોધને વશ થવાનું કોઇને કહ્યું નથી. કોઇ એમ માનતું હોય કે એમણે નિર્બળતા શીખવી તો તે ભૂલ છે. તલવાર જોઇને ભાગી જાય, અથવા તો એની સામે ઝૂકી પડે એવી અહિંસાનો એમણે પ્રચાર નહોતો કર્યો. એમણે આપણને વિચારમંત્ર આપ્યો કે અક્રોધથી ક્રોધને જીતવો. આપણે સામાનું જ હથિયાર ઉઠાવીને એના પર તૂટી પડીએ તો દુનિયામાં કોઈ દિવસ શાંતિ નહીં થાય. અક્રોધથી લડનારો જ ક્રોધને જીતી શકે.

પરશુરામે પણ આ પ્રયોગ કર્યો હતો. છકી ગયેલા ક્ષત્રિયોને પાઠ આપવા પોતે બ્રાહ્મણ હોવા છતાં હથિયાર ઉઠાવ્યાં અને પૃથ્વી એકવાર નક્ષત્રી કરી. પણ તેથી ક્ષત્રિયોનો નાશ ન થયો એટલે ફેર હથિયાર ઉપાડ્યાં. આમ ને આમ એમણે ક્ષત્રિયોનું નામ ભૂંસી નાખવા એકવીસ પ્રયત્નો કર્યાં, પણ ક્ષત્રિયો ખલાસ ન થયા. અને થાય પણ શી રીતે, જ્યારે પરશુરામે પોતે જ હથિયાર ઉઠાવી ક્ષત્રિયોની નાતમાં ઉમેરો કર્યો! એ પોતે ક્ષત્રિય બની ગયા. જેવું વાવ્યું તેવું લણ્યું. એમણે ક્ષત્રિયત્વનું બી વાવ્યું એટલે એમાંથી અનંતગણા ક્ષત્રિયો પાકવાના. પૂર્વજોના આ બધા અનુભવો ભગવાન બુદ્ધની સામે હતા. એમણે નિહારના લોકોને એમની જ ભાષામાં સમજાવ્યું કે આ દુર્જનતાને તાબે ન થશો, એનાથી ભાગશો પણ નહીં. તમારે દુર્જનતા પર કાબુ મેળવવો હોય તો એને પોતાના હૃદયમાં પેસવા ન દેશો. એ જો એકવાર પેઠી તો તમારા હૃદયમાં જામી જશે. તેથી જ અસાધુત્વને જીતવા સાધુત્વની જરૂર છે. કંજૂસી કાઢવા ઉદારતા જોઈએ. સત્યથી મિથ્યાનો લોપ કરવો જોઈએ. અંધકારથી અંધકાર જતો નથી, એનાથી

સવાલ ઉઠાવી લઈને દુનિયાને અહિંસા-ધર્મ શીખવ્યો. આ જીત પામવાનો
ધર્મ છે. આ વિજય-ધર્મ એમણે ફેલાવ્યો. કેવળ એક તત્ત્વ-વિચારનો
પ્રચાર નહોતો, અને એ તો થઈ પણ ન શકે. તુલસીદાસે કહ્યું છે,
" सरसै ब्रह्मविचार प्रचारा. " ભક્તિ, કર્મ અને તત્ત્વ-વિચારનો ત્રિવેણી-
સંગમ જેનામાં હોય તે જ સાચો ભક્ત. ભક્તિને એમણે ગંગા કહી, કર્મને
યમુના અને તત્ત્વ-વિચારને સરસ્વતી કહી. બ્રહ્મ-વિચારનો પ્રચાર એટલે
ગુપ્ત સરસ્વતી. તેથી કેવળ બ્રહ્મનો તત્ત્વ-વિચાર અવ્યક્ત છે, વ્યક્ત નથી.
એને વ્યક્ત કરવો હોય તો કોઈક પ્રત્યક્ષ સવાલ હાથ ધરવો જોઈએ, પછી
એની જોડે જોડે તત્ત્વ-વિચારનો પ્રચાર થતો જાય છે. આપણે બુદ્ધનું
અનુસરણ કરીએ છીએ. આ ધર્મ-ચક્ર-પ્રવર્તનનું કામ છે. હું તો તુચ્છ
છું. પણ બુદ્ધે જે કર્યું તે જ આપણે કરીએ છીએ. એટલા જ સારુ
ભૂમિહીનોનો સવાલ આપણે હાથ ધર્યો છે.

## પ્રેમથી જ સવાલ ઊકલશે

લોક મને પૂછે છે કે પ્રેમથી આ સવાલ ઊકલશે ખરો ? મને નવાઈ
એ વાતની થાય છે કે જેમણે કુટુંબના પ્રેમ પર આખું જીવન ગાળ્યું, જેનો
એક પણ દિવસ પ્રેમના અનુભવ વગર જતો નથી, એવા જ ઊઠીને મને
આવો સવાલ કરે છે ! માણસમાં પ્રેમ-શક્તિ છે કે દ્વેષ-શક્તિ તેનો નિર્ણય
આપણે એક કસોટીથી કરી શકીએ. ધારો કે કોઈનું ખૂન થયું. તરત જ
તાર આવશે અને છાપામાં એના સમાચાર છપાશે. હવે એથી ઊલટું,
કોઈ મા પોતાના બાળકને ખૂબ પ્રેમ-પૂર્વક ધવડાવે છે, અથવા તો બાળક
માંદું છે અને એની પાછળ આંખનું મટકું માર્યા વગર મા દસ દસ દિવસના
જાગરણ કરે છે તો શું એના સમાચાર છાપાને મોકલો તો એ છાપશે ખરા ?
કેમ નહીં છાપે ! કારણ, પ્રેમ એ તો મનુષ્યનો સ્વભાવ જ છે. એથી
ઊલટું કંઈ બને તો એ ઇતિહાસમાં નોંધાય અને છાપામાં છપાય. મનુષ્યનું
જીવન પ્રેમ-મય છે. શરૂથી માંડીને અંત સુધી એ પ્રેમથી જ જીવે છે.
એનો જન્મ પણ પ્રેમથી જ થાય છે, એનું પાલન પણ પ્રેમથી જ થાય છે,
અને મૃત્યુ પણ પ્રેમ વચ્ચે થાય છે. મિત્રો મરનારનું મોં જોવા દોડી જાય છે,
મરવા પડેલો પણ મિત્રોનાં મોં જોઈને સમાધાન પામે છે અને અંતે પ્રેમમય

પરમેશ્વરની પાસે પહોંચી જાય છે. આપણે સમુદ્રના મોજાંને મોજાં એવું આગવું નામ આપીએ છીએ, પણ ખરી રીતે તો એ જળમય જ હોય છે. તેવી જ રીતે મનુષ્યનું જીવન પણ પ્રેમમય જ હોય છે. આમ છતાં માણસને શી રીતે શક પડતો હશે કે પ્રેમથી ભૂમિનો સવાલ ઊકલશે કે નહીં ?

એમનું કહેવું એમ છે કે જેમણે આજ સુધી ગરીબોને ચૂસ્યા છે તે આજે ફેરવાઈ જવાના છે ? પણ એ લોકો અજ્ઞાનને લીધે ચૂસે છે. બાળક માનું થાન ચૂસતાં ચૂસતાં કયારેક દાંત બેસાડી દે છે. તો મા એને ઘડીકવાર આઘું કરે છે; પણ બાળક અજ્ઞાનને લીધે આમ કરે છે. પણ જો શ્રીમંતોને ભાન કરાવાય કે એમને લીધે ગરીબો દુઃખી થાય છે તો એ ફરી એમ નહીં કરે.

## માનવ મૂળે તો સજ્જન છે

કોઈ સવાલ કરે છે કે વાઘો ને સિંહોમાં પ્રેમ હોય છે ? મારો જવાબ છે કે હા, બન્નેમાં હોય છે. બન્ને પોતપોતાનાં બચ્ચાંઓનું પ્રેમથી પાલન કરે છે. પ્રેમ તો પ્રાણી માત્રમાં હોય છે. પણ મનુષ્ય તો હમેશાં પ્રેમ-પૂર્વક જ જીવે છે. સિંહ પોતાના શિકાર પર તરાપ મારે છે ત્યારે એને શિકારની દયા નથી આવતી. અને શિકાર ભાગે તો એને શિકાર પર ગુસ્સો આવે છે. પણ મનુષ્ય પણ એમ જ કરવાનો છે ? સંતરું આપણા મોંમાં પેસતાં પહેલાં ભાગવા માંડે તો આપણે એના પર સિંહની જેમ તૂટી પડીશું, કારણ કે એનો આપણી ભૂખ સાથે સંબંધ છે. પણ ગરીબો કંઈ શ્રીમંતોનું ભક્ષ્ય નથી. હરણને જોઈને સિંહના મનમાં જે લાલસા જાગે છે તેવી લાલસા ગરીબને જોઈને શ્રીમંતોના દિલમાં નથી જાગતી. આપણે એક બીજાનું ભક્ષણ કરનારા નથી.

સૉક્રાતે કહ્યું છે કે બધા દોષ અજ્ઞાનને લીધે પેદા થાય છે, અને જ્ઞાનથી તમામ દુરાચાર અને દોષો નાશ પામે છે. તો, આ બધા દુઃખની પાછળ મનુષ્યની દુષ્ટતા નથી, અજ્ઞાન છે. માનવ મૂળે તો સજ્જન છે. મેં જોયું છે કે ચોર ડાકુઓ પણ સાધુઓને નમે છે. જો એ હૃદયથી-મૂળથી ડાકુઓ હોત તો સાધુઓને નમવાની એમને જરૂર નહોતી. એ નમે છે તે એટલા સારુ કે એમના દિલમાં પણ અંદરથી નિર્મળતા અને પવિત્રતા છે. ગીતામાં કહ્યું છે: કોઈ

ગમે તેવો દુરાચારી કેમ ન હોય, પણ જો એ મારી ભક્તિ કરશે તો તે તરત અનન્ય ભક્ત બની શકશે.

## દુર્જન પણ સજ્જન બની શકે

લોક પૂછે છે દુર્જન એકાએક તે શી રીતે સજ્જન થાય ? પણ દુર્જન પરિસ્થિતિને કારણે દુરાચારી થયેલો હોય છે. એ દુરાચારના પ્રવાહમાં તણાતો હોય છે. પણ જે ક્ષણે એને એનું ભાન થાય છે, એને સાચી સ્વચ્છ વસ્તુનું દર્શન થાય છે તે જ ક્ષણે એ પલટાઈ જાય છે. પછી એને એ વસ્તુનું દર્શન કરાવનાર એના પલટાનું નિમિત્ત બને છે. અને જે લોકો ખરા દુરાચારી હોય છે એમની એક ખૂબી હોય છે અને એને લીધે જ મને એમનામાં શ્રદ્ધા છે. એ લોકો અજ્ઞાનવશ દુરાચારી બને છે. એમનામાં દંભ કે ઢોંગ નથી હોતા. અને તેથી એમનામાં પલટો થવો ખૂબ સહેલો હોય છે. અત્યંત દુરાચારી અને સજ્જન એ બે વર્તુળની લીટીના બે છેડા જેવા એક બીજાની અત્યંત નિકટના હોય છે. પરિણામે દુર્જન બિલકુલ થોડા વખતમાં મહાન સજ્જન બની શકે છે. માનવની માનવતા, માનવ-હૃદયની પવિત્રતા, અને સજ્જનતામાં જો આપણને શ્રદ્ધા ન હોય તો આપણે માનવ તરીકેનું જીવન જીવવા લાયક નથી. પછી તો આપણે બધાએ એકી સાથે ગંગાજીમાં જઈને ડુબી મરવું રહ્યું. ભલા માણસ, સત્યનો કદી નાશ થાય ખરો ? અસત્યની હસ્તી જ નથી. પ્રકાશની સામે અંધકાર ટકી જ ન શકે. પ્રકાશ ભાવરૂપ છે, અંધકાર અભાવરૂપ. દુર્ગુણ શરીરના હોય છે, સદ્‌ગુણ આત્માના. શરીર બદલાતું હોય છે તેથી દુર્ગુણ પણ બદલાતા હોય છે. પણ આત્મા સ્થિર છે તેથી સદ્‌ગુણો સ્થિર રહે છે. હંસની જેમ આપણે સદ્‌ગુણ ઉપાડી લેવા જોઈએ. જે આ સમજી શકે છે તેને હાથે મોટાં કામ થઈ શકે છે.

## સાધ્ય અને સાધન, બન્નેમાં ક્રાંતિ

ક્રાંતિ તો સંક્રાંતિ થવી જોઈએ, અને એને માટેનાં સાધન શુદ્ધ જોઈએ. જે તલવાર ઉઠાવશે તે રૂઢીચુસ્ત અને જૂનવાણી લેખાશે. હું જો તલવાર ઉઠાવું તો માર જેની સામે લડવાનું છે તેની જ છાયા બની જાઉં છું.

લડાઇ પત્યા પછી એનો જીવ મારામાં પ્રવેશે છે અને એ સદાકાળ જીવે છે. પછી એ હતો એટલો જ દુર્જન હું બની જાઉં છું. તેથી જ્યાં સાધન અને સાધ્ય બન્નેમાં પરિવર્તન થયું છે ત્યાં સમ્યક્ ક્રાંતિ એટલે કે સંક્રાંતિ થાય છે. સૂર્યનારાયણ દક્ષિણ છોડીને બિલકુલ સામેની દિશામાં જાય છે ત્યારે તેને સંક્રાંતિ કહે છે. આપણે હથિયાર ઉઠાવીએ અને ઊલટી વાતો બકવા માંડીએ તો જેની સામે આપણે લડવાનું છે તેનો જ હેતુ આપણે સ્વીકારી લઈએ છીએ. અને તેને પરિણામે આપણા હેતુઓથી ઊલટું પરિણામ આવીને ઊભું રહે છે. 'કાશી કાશી'નો જપ જપીએ અને રસ્તો પકડીએ કલકત્તાનો તો કલકત્તા જ પહોંચવાના, કાશી નહીં પહોંચાય; તેવી જ રીતે તમે સારા હેતુસર પણ જો જૂના હથિયારો વડે દુર્જનો સામે લડવા નીકળશો તો મારે કહેવું પડશે કે તમારા હેતુ તો સારા છે પણ તમે ભોળા માણસ છો અને તેથી મને તમારી દયા આવે છે, ગુસ્સો નથી આવતો. મૂડીવાદીઓ જે શસ્ત્રોથી લડે છે તે જ ઉગામીને આપણે લડવા માંડીશું તો એમાં એમની જ જીત થવાની.

## બિહારની પવિત્ર ભૂમિ

બુદ્ધના વંશજો, પવિત્ર બિહારની ભૂમિના વાસીઓ, તમારા આ પ્રદેશમાં અહિંસક ક્રાંતિ થવાની છે. તેથી મેં ન મચકોડશો કે બાબા મગિ તે બધું અમે ક્યાંથી આપીએ ? આંધી આવે છે ત્યારે પંખીઓની જેમ પાંદડાં પણ ઊડવા માંડે છે. અચેતનમાં પણ ચેતના પ્રગટે છે. તો પછી તમે તો ચેતન જ છો. બુદ્ધે આપેલી પ્રેરણા તમારા લોહીમાં વહે છે. માટે આશા રાખો કે આપણે આ સવાલ પ્રેમથી ઉકેલીશું.

ગાંધીજી કેટલાયે વર્ષોથી અહિંસાનો પ્રયોગ કરતા હતા. છતાં એમણે કહ્યું કે ચંપારણમાં મને અહિંસા દેવીનો સાક્ષાત્કાર થયો. બિહારની ધરતીમાં જ એ ગુણ છે. આ ધરતી બુદ્ધની અને રાજા જનકની ધરતી છે. મહાવીરે અહીંની ધરતી ખૂંદી છે અને ચક્રવર્તી અશોક અહીં પાક્યો છે. આવી આ ભૂમિ છે. એમનાં વચનો અહીંની હવામાં છે. શબ્દ અમર હોય છે. એ હવામાં રહેતા હોય છે. રેડિયોની જેમ આપણને માત્ર એને

પકડતાં આવડવું જોઈએ. અને શબ્દ આવો નિત્ય વ્યાપક હોય તો પછી વિચાર તો શી જ રીતે નાશ પામે ? એ તો ઊલટો અત્યંત શક્તિશાળી હોય છે. આ ભૂમિમાં બુદ્ધનો એ વિચાર ફેલાયેલો છે કે બીજાનાં દુઃખે દુઃખી અને બીજાનાં સુખે સુખી બનો. ભગવાન બુદ્ધની આ ભાગ્યવાન ભૂમિના વાસીઓ, શું એવી શંકા કરશો કે વિનોબાને જમીન શી રીતે મળશે ? હું તો માત્ર છઠ્ઠો ભાગ જ માગું છું. ભમરો ફૂલમાંથી રસ લે છે, પણ ફૂલને જરા પણ દુઃખ નથી દેતો. તેમ હું પણ દાન માગું છું જેથી કોઈને કશી તકલીફ ન થાય. છઠ્ઠો હિસ્સો આપવો એટલે દુઃખ કાઢવા બરાબર છે.

## 'पानी बाढ़ो नावमें'

કબીરજી લોકોને કહેતા કે હું તમને વૈરાગ્યની શીખ નથી દેતો, હું તો તમને વ્યવહારનું શિક્ષણ આપું છું. એમ કહીને એમણે કહ્યું, "पानी बाढ़ो नावमें, घरमें बाढ़ो दाम। दोनों हाथ उलीचिये, यही सयानो काम ॥"

હોડીમાં પાણી વધી પડે તો જોખમ છે, તેવી રીતે ઘરમાં સંપત્તિ પણ વધી પડે તો જોખમ છે, હોડી માટે પાણીની જરૂર છે, પણ તે પાણી હોડીની નીચે જોઈએ, હોડીની અંદર નહીં. તેવી જ રીતે સંપત્તિની પણ જરૂર છે પણ તે સમાજમાં, ઘરમાં નહીં. ઘરમાં સંપત્તિ વધી જાય તો એવું જ જોખમ ઊભું થાય છે. માટે એને બબ્બે હાથે ઉસરડીને બહાર કાઢવી જોઈએ. તો જ આ હોડી બચશે. એમણે કહ્યું કે આ જ વહેવાર છે. ફૂટબોલની (પગદડાની) રમતમાં મારી પાસે દડો આવે અને હું એને ઘેરીને બેસી જાઉં તો તો ખેલ ખલાસ ! એ તો દડો આવે કે તરત જ લાત લગાવીને બીજા ભણી રવાના કરવાનો હોય છે. બીજો વળી ત્રીજા ભણી રવાના કરશે. આમ થશે તો ખેલ —રમત ચાલુ રહેશે.

તેવી જ રીતે આપણી પાસે સંપત્તિ આવી તો આપણે એને બીજા પાસે ધકેલવી રહી. પછી એ ત્રીજા પાસે ધકેલશે. અને આમ સમાજ—જીવનનો ખેલ અત્યંત સુખમય બનશે. આ વહેવારુ બુદ્ધિ છે, સંન્યાસ નથી. આ તો એક ધર્મકાર્ય છે. હું તમને કેવળ પ્રાથમિક ભૂમિકા સમજાવી રહ્યો છું.

આખા સમાજની સંપત્તિ વધારવાના મૂળ ધર્મનો હું પ્રચાર કરું છું અને એ કંઈ બહુ અઘરું કામ નથી. બે હાથેથી આપશો તો અનંત હાથોથી પામશો. ભગવાને તમને બે જ હાથ દીધા છે પણ સમાજના તો અનંત હાથ છે. પણ તમે બે હાથે પણ નહીં આપો તો કશું જ નહીં પામો. તમારે દેશની સંપત્તિ વધારવી હોય, દેશને સુખી કરવો હોય તો ક્રમ-સે-ક્રમ ભગવાનની બનાવેલી આ ભૂમિ તો ગરીબોને પહોંચાડી દો।

મને શ્રદ્ધા છે કે લોક આપવાના જ છે. આપવું એમને માટે જરૂરી છે. ન આપવા ફાંફાં મારશે તોયે એમના હાથ ઝાલ્યા રહેવાના નથી. કારણ, આ કામની પાછળ એક સત્ય છે, એક પાયાનો ધર્મ-વિચાર છે અને એ વિચાર યુગની આકાંક્ષા સાથે જોડાઈ ગયો છે.

આરા, ૨૯-૯-૧૯૫૨.

## આખો સમાજ ભક્ત બને : ૪ :

ગીતામાં ભગવાને ભક્તનાં લક્ષણો વર્ણવ્યાં છે. ભક્ત કેવો હોય છે તેનું ચિત્ર રજૂ કર્યું છે. લોકો એમ માને છે કે ભક્ત તો નાચનારો, ગાનારો ને બજાવવાવાળો હોય છે. પણ ભગવાને એવાં લક્ષણ નથી વર્ણવ્યાં. હા, ભક્ત નાચે પણ ખરો, ગાય પણ ખરો અને બીજાં કામો પણ કરી શકે. પરંતુ ભક્તનાં એ લક્ષણો નથી. કોઈ નાચ-ગાન કરનારાને આપણે ભક્ત નથી કહેતા. ભક્તની ઓળખાણ નાચ-ગાનથી નથી થતી.

### ભક્તનાં ત્રણ લક્ષણો

ગીતા કહે છે– ' अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च। ' ભક્તનાં ત્રણ લક્ષણ છેઃ (૧) કોઈનો દ્વેષ કે મત્સર ન કરે, કોઈ પર વેર ન રાખે, (૨) બધાની સાથે મિત્રાચારી રાખે, અને (૩) કરુણા અને દયા રાખે. હું ઇચ્છું છું કે આખો સમાજ ભક્ત બની જાય. હિંદુસ્તાનના લોક ભગવાનના પ્રેમમાં પાગલ બની શકે છે અને તેથી જ આજે મને જમીન મળે છે. બહારવાળા તો માથું જ ખંજવાળે છે કે માગવાથી તે વળી જમીન

મળતી હશે? કોણ જાણે આ બાબા શું જાદુ ચલાવે છે? પણ જાદુ હું નથી કરતો, એ તો આપણા પૂર્વજો કરીને ગયા છે. એમણે બધાનાં હૈયાંઓમાં શ્રદ્ધા અને ભક્તિ પેદા કરી છે. આપણો સમાજ ભક્તિ કરવાની ઇચ્છાવાળો છે. તે પ્રમાણેનું આપણા બધાનું જીવન બની જાય અને આપણા બધાના દિલમાં દયા, પ્રેમ અને કરુણા ઊભરાય, કોઈના દિલમાં બીજા પ્રત્યે દ્વેષ ન હોય એમ હું ઇચ્છું છું. આ ત્રણ લક્ષણો તમે જેનામાં જુઓ ત્યાં માનજો કે આ ભક્ત છે. બાકી દાઢી વધારી હોય, શરીર ઉઘાડું હોય, રાખ ચોળી હોય, અને હું જેમ અનાજ નથી ખાતો ને દૂધ જ પીઉં છું તેમ કોઈ કરતું હોય તો તેટલાથી ભક્ત બનાતું નથી. પગપાળો પણ ભક્ત નથી. એમ તો કેટલાયે મુસાફર, વેપારી, ભિખારી ને ઠગો પગપાળા ભટકતા હોય છે, પણ એમનામાંથી એકે ભક્ત હોતો નથી. એટલે ભક્તની ઓળખ તો ઉપર કહ્યાં તે ત્રણ લક્ષણોથી પડે

ભક્ત કોઈનો દ્વેષ નથી કરતો. કોનો દ્વેષ થાય છે? આપણાથી વધારે આગળ વધેલા હોય, આપણાથી વધારે જ્ઞાની હોય, વધારે તાકાતવાળા હોય, વધારે ધનવાન હોય, વધારે સુખી હોય, એવાઓનો દ્વેષ થાય છે. પણ એમ થવું ન ઘટે. આપણાથી આગળ વધેલાનો દ્વેષ ન હોવો જોઈએ. સમાજમાં કેટલાક આપણાથી મોટા હોય છે, કેટલાક બરોબરિયા હોય છે તો કેટલાક આપણાથી નાના હોય છે. (૧) આપણાથી મોટા હોય એમને ઘણુંખરું હેઠા પાડવાની લોકો કોશિશ કરતા હોય છે. એ આગળ ન વધી જાય એવું મનોમન ઇચ્છતા હોય છે. પણ આગળ વધેલાને હેઠા પાડવા ન ઘટે. સમાજ-રચના જ એવી હોવી જોઈએ કે કોઈ આગળ વધતો હોય તો તેને જોઈને આપણને સંતોષ થાય. કોઈના મનમાં દ્વેષ કે અદેખાઈ થવાં ન ઘટે. (૨) કેટલાક આપણા બરોબરિયા હોય છે, એમની સાથે હળીમળીને કામ કરવું જોઈએ. એમના પ્રત્યે મિત્રાચારીનો ભાવ હોવો જોઈએ, સખ્ય-ભાવના હોવી જોઈએ. પણ આજે તો એવું છે કે બરોબરિયા હોવા છતાં પણ એમને એકબીજા સાથે બનતું નથી અને હળીમળીને કામ કરતા નથી. ભાઈભાઈમાં બનતું નથી, પાડોશીપાડોશી વચ્ચે અણબનાવ હોય છે. માટે સહકારથી કામ

કરવું જોઈએ, હાથમાં હાથ મેળવીને કામ કરવું જોઈએ. (૭) અને જે આપણાથી નાના છે, દુઃખી છે, એમને માટે દિલમાં દયા અને કરુણા હોવી ઘટે.

## સમાજ ભક્ત શી રીતે બને ?

હું ઇચ્છું છું કે સમાજ આખામાં ભકતનાં લક્ષણો પ્રગટ થાય. એને આરેનો પહેલો રસ્તો એ છે કે બધાને પ્રેમપૂર્વક સમજાવવામાં આવે. એકએક વ્યકિત પાસે જઈને એને જ્ઞાન આપીને એનો ઉદ્ધાર કરવામાં આવે. સંતોએ આજ સુધી આ-પ્રમાણે કર્યું છે. સત્સંગતિને લીધે સમાજમાં કેટલાયે ભકતો બન્યા છે. સજ્જનો પોતાનું મંડળ બનાવીને લોકોને ભજન સંભળાવે છે, એમની પાસે સારાં કામો કરાવે છે, અને આમ પોતાની સંગતિથી લોકોને ભક્ત બનાવે છે. એમાં સત્સંગતિનો મહિમા પ્રગટ થાય છે.

સમાજ-રચના બદલવાનો એક બીજો માર્ગ છે. જે પદ્ધતિઓને લઈને સમાજમાં દોષો ઉત્પન્ન થતા હોય તે પદ્ધતિ ફેરવી નાંખવી. એનાથી આખો સમાજ સારો બને છે. સરસ સરખો રસ્તો એકવાર બાંધી દીધા પછી બળદો સહેલાઇથી એના પર ચાલી શકે છે. એમને વારેવારે રોકવા પડતા નથી અને ગાડાખેડૂ આંખ મીંચીને ગાડું હાંકી શકે છે. પણ શરૂમાં રસ્તો ઠીક કરી લેવો પડે છે અને બળદોને કાબૂમાં રાખવા પડે છે. જ્યાં સુધી રસ્તો ઠીક થઈ ગયો ન હોય ત્યાં સુધી બળદો પર કાબૂ રાખવો પડે છે, ને કામ ઢીલમાં રહે છે. સમાજમાં સજ્જનોનો ભારબોજ અને કંઇક ધાક હોય છે. લોકોનાં દિલમાં એમના પ્રત્યે ભક્તિ હોય છે. સમાજની રચના એવી કરવી જોઇએ કે જેથી બધા સીધી રીતે વર્તે.

આજે કેટલાયે લોક ફરિયાદ કરતા હોય છે કે આખો સમાજ બદમાશ બની ગયો છે, લાંચ-રુશ્વત ચાલે છે. આમ એકંદરે બધા જ બધાની ફરિયાદ કરે છે. હું મનોમન વિચાર કરતો હતો કે આ રીતે આખો ને આખો સમાજ પતન ન પામી શકે. માટે ખરેખર જ અર્થ-રચના બગડી છે. સમાજમાં ધન વધારે પેદા થયું છે અને ધનને પાક તથા પરિશ્રમ સાથે કશી લેવાદેવા રહી નથી. કેવળ કાગળિયાં વધ્યે ગયાં છે, એટલે કે ખોટું ધન વધ્યું છે. આમ

ખોટું ધન વધવાથી ખોટાનો પ્રચાર થઈ ગયો છે. પૈસો લફંગો છે. આવો પૈસો પેદા થવાને કારણે લોકો લોભી બની ગયા છે. આ સમાજ-રચના જો સુધરે તો રસ્તો સાફ થાય. અને પછી બળદિયાઓને ઘોંચ પરોણો કરવાની જરૂર નહીં રહે. આમ છતાં કેટલાંક બળદ એવા રહેશે કે જેમના પર કંઇ અંકુશ રાખવાની જરૂર રહેશે.

હું ઇચ્છું છું કે સમાજમાં ભલાઇ હોય. બધા લોકો ભક્ત અને સાધુ બને. આપણું રોજ-બ-રોજનું જીવન એવું હોય કે કોઇને ખોટાં કામ કરવાં જ ન પડે. પહેલાં લગ્ન-સંસ્થા નહોતી. સ્ત્રી-પુરુષોનો સંબંધ જાનવર જેવો હતો. પણ લગ્ન-સંસ્થા ઊભી થઇ ત્યારથી સમાજમાં કેટલુંક સારાપણું આવ્યું. હજી પણ અમુક બૂરાઇઓ છે. પણ લગ્ન-સંસ્થા ઊભી થઇ ન હોત તો જેટલી બૂરાઇઓ હોત તેટલી આજ નથી. મતલબ, કેવળ સત્સંગથી કામ બનતું નથી. લગ્ન-સંસ્થા થવાથી લોકોની વાસનાનું નિયમન થયું અને એના પર અંકુશ આવ્યો. સત્પુરુષો તો અંકુશ રાખવાનું શિક્ષણ આપતા જ હોય છે. પણ લગ્ન-સંસ્થા ઊભી કરવાથી અને સત્સંગનો મહિમા વધારવાથી એટલે કે લોકોને શિક્ષણ આપવાથી આજે વ્યભિચાર ઠીક જેવો રોકાઈ ગયો છે.

સાર એટલો કે જીવનનું રૂપ જ એવું બદલી નાખવું જોઇએ કે સ્વભાવિક જ ગાડું સારી રીતે ગબડ્યે જાય.

## હવે જમીનની માલિકી નહીં રહે

હું સત્સંગતિનો મહિમા વધારી રહ્યો છું, એટલે કે સજ્જનોનો એક સંઘ ઊભો કરી રહ્યો છું. આજ સુધીમાં ચૌદ હજાર માણસોએ મને દાન આપ્યું છે અને આશા છે કે થોડા વખતમાં લાખો લોકો દાન આપશે, અને કરોડો મારી વાત કાને ધરશે. આમ સજ્જનોનો એક સંઘ બની જશે. આવી રીતે મેં સંગઠનની એક મહાન યોજના બનાવી છે, અને એનાથી જે વાતાવરણ ઊભું થશે તેનાથી લોકોને સમજાવીશું કે જમીનનો કોઈ માલિક નથી. એ તો ભગવાનની છે. માટે આપણે માલિકી છોડી દેવી જોઇએ. તમારા બાપદાદાઓએ પોતાના પરાક્રમથી એ જમીન મેળવી

બની હોય, તમે તો એ નથી મેળવી. અંગ્રેજોએ હિંદુસ્તાનનું રાજ્ય જીત્યું હતું પણ એમને પણ અહીંથી જવું પડ્યું. મોટા મોટા રાજા-મહારાજા અને જમીનદારો પણ ગયા. આમ દુનિયા ક્યાં જઈ રહી છે તે જરા તપાસો. હવે દુનિયાભરમાં એક વિચાર ફેલાઈ રહ્યો છે કે જમીન પર કોઈની પણ માલિકી નથી. લોકો સામે આ વિચાર હજી હમણાં આવ્યો છે. પહેલાં દુનિયામાં રાજાઓનું રાજ્ય હતું, પણ આજે હવે કોઈ રાજા નથી. બધા સેવકો છે. રાજાશાહી, માલિકી આ બધી વસ્તુઓ હવે દુનિયામાં ટકવાની નથી.

એક ઘરમાં માબાપ અને નાનાં બાળકો છે. બાળકો માબાપની આજ્ઞા ઉઠાવે છે. પણ છોકરાં મોટાં થશે એટલે માબાપે છોકરાઓને કારભાર સોંપવો પડશે. આમ કુટુંબનું સ્વરૂપ ફેરવાઈ જશે. એ વખતે છોકરાંઓ માબાપની આજ્ઞા નહીં માને. એ વખતે પાલક અને પાલ્યનો સંબંધ નહીં હોય. એવી જ રીતે આજે રાજા અને પ્રજાનો સંબંધ પણ ખલાસ થઈ ગયો છે. હવે છોકરાઓની મર્યાદા જાળવવી પડશે. આજે દુનિયાભરમાં જ્ઞાન-પ્રચાર થઈ રહ્યો છે. એનાથી કાલનું બાળક આજે મોટો માણસ બની ગયું છે. શિક્ષણ, રેડિયો વગેરેથી એ મોટો થઈ ગયો છે. આપણા શાસ્ત્રોમાં કહ્યું છે કે " प्राप्ते तु षोडशे वर्षे पुत्रं मित्रवदाचरेत् । " સોળ વર્ષે બેટો બાપનો બેટો નથી રહેતો, મિત્ર બની જાય છે. એટલે ત્યારથી એની સાથે મિત્રની જેમ વહેવાર કરવો પડશે, ઘરની ચાવી એને સોંપવી પડશે અને માબાપ તો ફક્ત સલાહ આપશે.

એટલું જ નહીં, હિંદુ ધર્મ તો કહે છે કે માબાપે વાનપ્રસ્થ થઈ ઘર છોડી સમાજસેવા માટે નીકળી જવું જોઈએ. પણ આજે તો જન્મારાનું તેડું આવે ત્યાં સુધી બધા ગૃહસ્થ જ રહે છે. આ અધર્મ છે. ઘર છોડવું એટલે કે ઘરનો બધો કારભાર દીકરાઓને સોંપી પતિ-પત્ની વિષય-વાસના છોડીને એક બીજા સાથે ભાઈબહેનની જેમ રહે. પણ આજે તો એવી કુટુંબ-વ્યવસ્થા છે કે મોટા દીકરાને એક રીતે રાખે છે અને નાનાને બીજી રીતે રાખે છે.

ટૂંકમાં, પહેલાં પ્રજા બાળક-સમાન હતી એટલે રાજા પિતાની જેમ એમનું પાલન કરતો. રાજા ભલો પાક્યો તો પ્રજાનું કલ્યાણ થતું અને બૂરો પાક્યો તો અકલ્યાણ. જેમ કોઈ ઘરમાં માબાપ દારૂડિયાં નીવડ્યાં તો ઘર આખાનું તંત્ર કથળી જાય છે, તેવી જ રીતે રાજા ખરાબ નીકળે તો બધાને તકલીફ થાય છે. પણ આજે, તે વખતે હતી તેવી લાચારી રહી નથી. હવે બધાને શિક્ષણ મળી શકે છે અને વિજ્ઞાનનો ફેલાવો થઈ રહ્યો છે. રાજા-મહારાજાઓ ચાલ્યા ગયા છે. તેવી જ રીતે જમીનનો માલિક પણ કોઈ નહીં રહે.

## આપણું બેવડું કાર્ય

ભૂમિ સૌની માતા છે. હું બે કામો કરવા માગું છું: (૧) સત્સંગતિનો મહિમા વધારી રહ્યો છું. એનાથી વાતાવરણ તૈયાર થઈને વિચાર ફેલાશે. અને (૨) સમાજમાંથી જમીનની માલિકી કાઢી રહ્યો છું. હું ઇચ્છું છું કે જમીન ગામની બને. બિહારમાં પગ મૂકતાંની સાથે બે કામ આદર્યાં છેઃ એક તો અમુક લોકો પાસેથી જમીન મેળવીને વાતાવરણ તૈયાર કરવું અને બીજું એ કે બધા લોકોને માલિકી છોડી દેવા તૈયાર કરવા. એટલે આ રસ્તો તૈયાર કરવાનું કામ-બળદ પર કાબૂ મેળવવાનું કામ છે.

હું ઇચ્છું છું કે બધા ભક્ત બને, ભક્તોનાં ત્રણ લક્ષણ પ્રગટ થાય. મોટાંઓ તરફ માન, બરોબરિયા તરફ મિત્રભાવના અને નાનાંઓ તરફ કરુણાની ભાવના. આવી સમાજ-રચના ખડી કરવી છે. એવી યોજના કરવી જોઈએ કે જેથી આદર, પ્રેમ અને કરુણા સ્વાભાવિક બની જાય. આ બધું શિક્ષણ દ્વારા જ સાધવું છે. તમે મને જમીન આપો છો એટલે કે તમે મારો વિચાર સ્વીકારો છો. કોઈ એવો સવાલ નથી કરતો કે તું કોણ માગનારો ? હું લોકોને સમજાવું છું કે જમીન તમારી પાસે છે.પણ એ તમારી માલિકીની નથી. એ બધાના ઉપયોગ સારુ તમારી પાસે આવી છે. તમને મારી આ વાત મંજૂર છે અને એના બાના તરીકે તમારું દાન મળે છે. આમ હજારો ને લાખો લોકો આ વિચાર સ્વીકારશે ત્યારે કાયદો થશે અને સમાજ-રચના ફેરવાઈ જશે. આ જ મારો ભક્તિ-માર્ગ છે.

શીતલપુર (બિહાર), ૨૧-૧૦-૧૯૫૨

## સંપત્તિ-દાન-યજ્ઞની ઘોષણા : ૧૫ :

સ્વતંત્રતા પછી દેશની યોજના ઘડવા બાબત અનેક મત હોઈ શકે. આપણો દેશ મોટો છે, કામ પણ મોટું છે, એટલે મતભેદો હોવા સ્વાભાવિક છે. આ મોટા દેશના સવાલો પણ મોટા છે, અને આખી સમાજ-રચના નવેસરથી કરવી છે એટલે મતભેદ થવો સ્વભાવિક છે. પરંતુ અલગ અલગ વિચારો હોવા છતાં પણ આપણે કોઈ એવી યુક્તિ ખોળી શકીએ કે જેથી સૌને એક કામમાં જોડી શકાય, તો અહિંસા ચાલી શકશે.

### પદયાત્રા શા સારુ ?

પહેલાં હું કહેતો હતો કે તમારા મતભેદને એક કોઠીમાં પૂરી આવો અને જરા મગજ ઠંડુ રાખીને વિચારો. પણ વિચાર કરતાં મને સૂઝ્યું કે એટલાથી કામ સરે તેમ નથી. કારણ, એમ કરવાથી આપણે માત્ર શહેરો સુધી જ પહોંચીએ છીએ, દેશના હૃદય સુધી પહોંચી શકતા નથી. હિંદુસ્તાનનું મગજ ( બુદ્ધિ ) મોટે ભાગે શહેરમાં છે, પરંતુ એનું હૃદય ગામડાંમાં છે. આપણે હૃદય સુધી ન પહોંચીએ ત્યાં સુધી જનતાના વિચારોને સ્પર્શી શકીએ નહીં. તેથી મેં મોટરમાં ફરવાવાળી રીત છોડી ને હવે પગપાળો ફરું છું. મને લાગે છે કે આમ કરવાથી મારા હાથમાં એક નવું હથિયાર આવ્યું છે. જૂના જમાનામાં પણ લોકો પગપાળા ચાલતા હતા, પણ એ લાચારીના માર્યા ચાલવું પડતું હતું. પણ આજનું ચાલવું ગતિમાન ( ડાયનેમિક ) છે, અગતિક (સ્ટેટિક) નથી.

જૂના જમાનામાં લોકો હાથે સૂતર કાંતતા હતા. એમાં કશી વિશેષતા નહોતી. કેટલાક કહે છે કે ચરખા હતા તોયે આપણે સ્વરાજ્ય ખોયું હતું, તો હવે ચરખો ચલાવવા શા માટે કહો છો ? પણ એ ચરખો જૂનો હતો, આજનો જુદો છે. એ વખતે એ ચરખાની સામે કોઈ નહોતું. ચંદ્ર જેમ એકલો ઊગે છે તેવી હાલત એ ચરખાની હતી. એ દિવસોમાં ચરખો લાચારીનો હતો. પણ હવે આપણે સમજી વિચારીને ચરખો અપનાવીએ છીએ. એની પાછળ ચિંતન છે, વિચાર છે, સમાજ-રચનાનું એક નવું ચિત્ર આપણી સામે છે. તો ચરખાની ગતિ ભલે થોડી હોય, ચરખો ચલાવનારના વિચારો અત્યંત ગતિમાન હોવા જોઈએ.

આજે આપણે મિલોની સામે ચરખો ચલાવીએ છીએ એ એક હિંમતનું કામ છે. તેવી જ રીતે મારું પગપાળા ફરવું એ એક નવી વાત છે. લોકોને થાય છે કે પ્રચાર માટે હું અત્યંત ગતિમાન સાધનોનો ઉપયોગ નથી કરતો તેથી પાછો પડું છું. પણ હું આ લાઉડ-સ્પીકર તો વાપરું છું. હું નવાં સાધનોનો ઉપયોગ તો કરીશ પણ તે સૌ સૌને ઠેકાણે કરીશ. દરેક વસ્તુનું પોતાનું એક સ્થાન હોય છે. વાતને હૃદય સુધી પહોંચાડવી હોય તો તેની એક પદ્ધતિ હોય છે. અને ત્યારે મને ભગવાન બુદ્ધ અને શંકરાચાર્યની વાત સાંભરી; એમણે કેટલાયે વર્ષો સુધી પગપાળા ફરીને પ્રચાર કર્યો હતો. તુલસીદાસે પણ આ જ કર્યું હતું. એમણે રામાયણ લખ્યું ત્યારે પ્રચારનાં કોઈ સાધન નહોતાં. એમના હાથમાં પ્રેસ (છાપો) નહોતું. તેમ છતાં રામાયણનો ઘેરઘેર પ્રચાર થયો. આજે પ્રેસ હોવા છતાં પણ હિંદુસ્તાનમાં એકે એવું પુસ્તક નથી જે તુલસી–રામાયણની જેમ ઘેરઘેર પહોંચ્યું હોય. આજે નામ-માત્રનું પ્રકાશન થઈ રહ્યું છે. હું તો એને પ્રકાશન–મંદિર નહીં, અપ્રકાશન-મંદિર કહું છું, કારણ, એમાંથી એકે પુસ્તક ગામે ગામ પહોંચતું નથી. એટલે ચિત્રમાંની હોડીએ ચઢીને આપણે નદી પાર કરી શકશું નહીં. તુલસીદાસે તો ગામે ગામ જઈને પોતાના મધુર કંઠથી રામાયણ ગાયું હતું, ત્યારે એનો પ્રચાર થયો છે.

બુદ્ધ અને તુલસીદાસે જે રીતે કામ કર્યું તે રીત લાચારીની નહોતી. હા, આજની સરખામણીમાં એને લાચારી કહી શકાય. પણ એ લોકો રથ અને ઊંટનો ઉપયોગ તો કરી શક્યા હોત. આમ છતાં એ લોકો પગપાળા જ ફર્યા. ચિંતન કરવું હોય તો ખુલ્લા આકાશ તળે ફરવું જોઈએ એમ વેદોએ કહ્યું છે. 'चरैवेति' એ વેદોનો સંદેશ છે. સૂતો હોય તે કલિયુગમાં હોય છે, ઊઠે છે તે ત્રેતાયુગમાં હોય છે, બેસે છે તે દ્વાપરયુગમાં અને જે ચાલે છે તે કૃતયુગમાં રહે છે: 'कृतं संपद्यते चरन्।' આ મને યાદ આવ્યું, મેં વિચાર કર્યો કે પગપાળા જ ફરવું જોઈએ.

## તેલંગણામાં અહિંસાનો સાક્ષાત્કાર

મારા હાથમાં આ સાધન આવ્યું ત્યારે મેં એ ચિંતનનો અમલ કર્યો.

એનો અમલ કરવાની પ્રથમ તક મને શિવરામપલ્લીના સર્વોદય સંમેલનમાં જતી વખતે મળી. ત્યાંથી વળતે વચમાં તેલંગણા આવતું હતું. એને વિષે ઘણું સાંભળ્યું પણ હતું. એટલે ત્યાંની સમસ્યા જાતે જોવાની સ્ફૂર્તિ મનમાં થઇ અને હું ત્યાં ગયો. એનું પરિણામ એ આવ્યું કે મને ત્યાં અહિંસાનો સાક્ષાત્કાર થયો. અહિંસા પર વિશ્વાસ અને શ્રદ્ધા તો મારા મનમાં પહેલેથી જ હતાં પણ હવે આજે એ સિદ્ધ થઇ ચૂક્યું છે કે હિંદુસ્તાનમાં, જ્યાં આટલા બધા ભેદાભેદ છે ત્યાં અહિંસા મારફતે જ કામ થઇ શકે. આપણા સવાલો ઉકેલતી વખતે હિંસાથી કામ લઇશું તો આપણી આઝાદી ટકે તેમ નથી. હિંસાનો આધાર લેવો હશે તો આપણે એક નાના સમુદાય બનવું પડશે. જે લોકો હિંસક પદ્ધતિનો વિચાર કરે છે તે લોકો મોટા દેશની દૃષ્ટિથી વિચારતા જ નથી. અહિંસક પદ્ધતિથી ભૂખનો સવાલ ઊકલે તેમ છે એવી શ્રદ્ધા મને હતી જ, પરંતુ ત્યાં જવાથી મને એનો સાક્ષાત્કાર થયો. મારા બાવડાં દૂબળાં પાતળાં છે, મારું શરીર દૂબળું છે, આમ છતાં મેં કહ્યું કે ભૂમિની સમસ્યા ઉકેલવી હશે તો કરુણાનો માર્ગ જ સ્વીકારવો પડશે. આમ તો કોઇ પણ સવાલ ઉકેલવાના ત્રણ માર્ગ હોય છે, પણ મારે તેર કરુણાની પદ્ધતિ જ ચલાવવી છે કારણ કે એ જ ચાલી શકે તેમ છે.

આમ છતાં એ વખતે મેં ચર્ચા ન કરી. મને એ માટે પુરસદેય નહોતી, અને ન તો મને એ જરૂરી પણ લાગી. હું એની ચર્ચા કરવા બેસત તો કોઇ પણ મારો સાથ ન કરત. મને એ લોકો જવાબ આપી દેત કે કલિયુગમાં આ વાત ચાલે તેમ નથી અને આજ સુધીના ઇતિહાસમાં ક્યારેય આવું બન્યું નથા. એટલે એ લોકો મને આ કામ ન કરવાની જ સલાહ આપત, અને તેથી જ મેં સલાહ લીધી પણ નહીં; કરવું હતું તે જ કર્યું. તેલંગણામાં મને સૂર્યું કે જે ભગવાને મને માગવાની પ્રેરણા આપી છે તે જ લોકોને આપવાની પ્રેરણા આપશે. એ અધૂરાં કામ નથી કરતો. ત્યાં જે ચમત્કાર થયો તેની આખા દેશ પર અસર પડી.

### ભગવાનની પ્રેરણાથી આગળનું કામ

ત્યાર પછી મને પંડિત નહેરુનું તેડું આવ્યું. મેં કહેવડાવ્યું કે આવીશ તો

ખરો પણ મારી રીતે. બે મહિને દિલ્હી પહોંચ્યો. બીજી ઓક્ટોબરે (બાપુના જન્મ દિવસે) હું સાગર હતો. ત્યાં સુધી ફક્ત વીસ હજાર એકર જમીન મળી હતી. છતાં મેં જાહેર કર્યું કે મારે પાંચ કરોડ એકર જમીન જોઇએ છે. મેં ગણી જોયું કે આપણા દેશમાં લગભગ પાંચ કરોડ ભૂમિહીનો છે અને સાધારણ રીતે જણ દીઠ એક એકરને હિસાબે પાંચ કરોડ એકર ભૂમિ જોઈશે. પાંચ કરોડ એકર એટલે હિંદુસ્તાનની ખેડાણ હેઠળની ૩૦ કરોડ એકર જમીનનો છઠ્ઠો ભાગ થાય છે. તેથી હું છઠ્ઠો ભાગ માગું છું. જેનામાં થોડીયે અક્કલ બળી હોય તે આવી વાત ન માંડે. પણ દુનિયામાં કેટલાક પાગલ હોય છે, એ લોકો આવું બોલી પાડે છે. ભગવાનની પ્રેરણાથી અત્યંત દૂબળો માણસ પણ કામ પાર પાડે છે. ભગવાનની કૃપાથી જડમાં પણ ચેતન પ્રકટે છે.

મેં તે દિવસે પાંચ કરોડ એકરવાળી વાત જાહેર કરી, અને એના જાપ જપતો આગળ વધ્યો. દરમ્યાન હું ઉત્તર પ્રદેશમાં ગયો હતો. મથુરાના સંમેલનમાં એક કરોડ એકરની માગણી કરી અને એના પ્રથમ હપ્તા તરીકે પાંચ લાખની માગણી મૂકી. એ ચૂંટણીના દિવસો હતા. કોઈ ધનવાન આદમી ખૂટે અને બીજા બધાઓ એને તરછોડીને ચાલ્યા જાય તેમ બધા મને છોડી છોડીને ચાલ્યા ગયા. છતાં હું એકલો કામ કરતો રહ્યો. વેદમાં કહ્યું છે કે સૂર્ય એકલો કામ કરે છે. એટલે મેં વિચાર કર્યો કે સૂરજ એકલો એકલો કામ કરે છે તો હું એકલો કેમ ન કરું?

## બિહારમાં નવો પ્રયોગ

ઉત્તર પ્રદેશમાં મને ત્રણ લાખ ને પાંચ હજાર એકર જમીન મળી. બાકીની જમીન પ્રાપ્ત કરવાનો સંકલ્પ એમણે પકડી રાખ્યો. એમાં એમણે ગામડાંઓમાં જઈને માગવાની જ જરૂર છે. ત્યાં ગયા પછી જમીન તો મળવા બંધાયેલી જ છે.

હું વરસાદના બે મહિના કાશીમાં રહ્યો. એ વખતે ખૂબ ઊંડો વિચાર ચાલતો હતો કે કેવી રીતે આગળ વધવું? સર્વોદય સંમેલનમાં બિહારવાળા આવ્યા હતા. એમણે ચાર લાખ એકરનો સંકલ્પ કર્યો હતો. મને તે વખતે

વિચાર આવ્યો કે બિહારનો સવાલ જ ઉકેલી નાંખવો જોઇએ. 'અબ તો બાત *फैल गई, जाने सब कोई* ' ફક્ત હિંદુસ્તાનમાં જ નહીં, બહારની દુનિયામાં પણ એક એવી આશા ફેલાઇ કે એક નવો માર્ગ હાથ લાગ્યો છે, અને આ જ દૃષ્ટિએ એ લોકો આ કામ સામે મીટ માંડી બેઠા છે. માટે થોડી ઘણી જમીન મેળવી લેવાથી કામ નહીં પતે. હવે મારે મારી બધી તાકાત આ સવાલને ઉકેલવામાં લગાવવી જોઇએ અને બીજા કાર્યકર્તાઓએ પણ એમ જ કરવું જોઇએ. મને થયું કે જે ભૂમિમાં ભગવાન બુદ્ધે વિહાર કર્યો હતો અને ગાંધીજીએ સત્યાગ્રહ કર્યો હતો એ ભૂમિમાં આ કામ પણ થઇ શકે. એની એક મધુરી અસર દેશ અને દુનિયા પર થશે. આ જ આશા અને વિચાર લઇને હું બિહારમાં પ્રવેશ્યો.

શરૂ શરૂમાં અહીં જેટલી થોડી જમીન મળી એટલી થોડી જમીન મને બીજે ક્યાંય નહોતી મળી. આ કામની જ્યાં શરૂઆત થઇ એ તેલંગણામાં પણ મને આટલી થોડી જમીન તો નહોતી મળી. એટલી બધી ચિંગુસાઈ અહીંના લોકોએ દાખવી. પણ મને એની નવાઇ નહોતી. મારો તો એથી ઉત્સાહ જ વધ્યો. કૂવો ખોદતાં માટીયે આવે ને પત્થર પણ આવે. પણ પત્થર આવે એટલે મારો ઉત્સાહ વધે છે. મને થાય છે કે હવે સુરંગ મૂકીશ ને પત્થર ફોડીશ. એની નીચે પાણી હોવું જ જોઇએ વાર છે માત્ર પત્થર ફોડવાની; નીચે પાણીનું ઝરણ દેખાશે જ.

## આર્ય–ભૂમિનો વિચાર

અહીં મને એક વિચિત્ર અનુભવ થયો. લાખો લોકોએ મારી વાત સાંભળી. એમનામાં ખૂબ ઉત્સુકતા અને એકાગ્રતા દેખાઈ. પણ કાર્યકર્તાઓમાં એટલી ઉત્સુકતા અને આશા નજરે ન ચડી. એટલે મને થયું કે અહીં જો હું જાતે મજબૂત બનીશ તો બધા મારી સાથે આવશે. હમણાં છેલ્લે સારન જિલ્લામાં મેં જોયું કે ત્યાંની ભૂમિ પ્રેમથી ભરેલી છે. લોકોના મનમાં આશા બંધાઈ હતી કે ભૂમિવાળા બાબા આવ્યા છે, એ આપણને ભૂમિ અપાવશે અને હવે સારા દહાડા દેખશું. લોકો આવી વાત કરે છે ત્યારે હું ખુશી ખુશી થઈ જાઉં છું. હું ઇચ્છું છું કે બધા લોકો ઊઠીને ઊભા થાય અને કહે કે અમારે ભૂમિ જોઇએ છે!

આ વાત હું ચીન કે રશિયાથી નથી લાવ્યો. આ તો અહીંની આર્યભૂમિની વાત છે. ભગવાને મને સુઝાડ્યું છે કે આ તો એની દેણગી છે. ભૂમિ સૌને સારુ છે. ભૂમિ આપણી માતા છે અને આપણે સૌ એનાં સંતાન છીએ. માટે ભૂમિપતિ હોવાનો દાવો કરવો એ ભૂંડી વાત છે. આજ સુધી આ વાત આપણા ખ્યાલમાં નહોતી આવી, પણ હવે આવી છે. તો હું ઇચ્છું છું કે બધા ભૂમિહીનો ઊઠીને ઊભા થાય અને પોતાની માગણી રજૂ કરે. એ લોકો કહે કે અમને અમારો હક આપો, અમે તમારો ગુણ માનીશું. ગામે ગામના લોકો આવી માગણી કરશે તો મને ઉત્સાહ આવશે. આમ પ્રેમની તાકાતથી એ સેના ખડી કરવી જોઈએ. આ ગરીબોએ આજ સુધી ખૂબ સહન કર્યું છે. હિંદુસ્તાનના હાડમાં પ્રેમ ભરેલો છે. હું આજે આ લોકો વતીથી છઠ્ઠો ભાગ માગું છું. હું ઇચ્છું છું કે તમે મને તમારો ભાઈ ગણો. મથુરામાં સમજાવવાથી એક ભાઈએ મને મારો ભાગ—પાંચસો એકર આપ્યા. કામ કરવાની આ જ પદ્ધતિ છે.

## ગરીબોનાં દાનથી અહિંસક સેનાનું નિર્માણ

મોટાઓ પાસેથી મેં મોટી આશા રાખી છે, વચેટો પાસેથી મેં છઠ્ઠો ભાગ માગ્યો છે અને નાનેરાંઓ તો મને જે કંઈ આપશે તેને હું કૃપા અથવા પ્રસાદ સમજીને માથે ચડાવીશ. નાનાઓ સમજે કે એમના કરતાં પણ કોઈક વધારે ગરીબ છે અને તેથી એમણે પણ ' पत्रं पुष्पं फलं तोयम् ' કંઈ ને કંઈ આપવું જોઈએ. સુદામા આટલા બધા ગરીબ હતા, પછી ભગવાન પાસે જતી વખતે કંઈક લેતા જવાની શી જરૂર હતી ? છતાં એમને થયું કે મારાથી પણ કોઈક વધારે ગરીબ છે. સુદામાએ અને શબરીએ પણ આપવું જરૂરી હતું તો પછી વગર આપ્યે તમારા ગરીબો મારેના પ્રેમને પ્રભુ શી રીતે પારખશે ? એ પછી ગરીબોનો ઉદ્ધાર પોતાના પુરુષાર્થથી જ થશે. ગરીબોની ચિંતા સૌ પ્હેલાં ગરીબોએ જ કરવી જોઈએ.

મને કેટલાયે ગરીબોએ દરિયાવ દિલથી દાન દીધાં છે. આવા લોકો આર્થિક ક્રાંતિની લડાઈ લડશે. મારે તો એક સેના ખડી કરવી છે. જેમને અહિંસક સેનામાં ભરતી થવું હશે તેમણે પોતાની પાસે જે કંઈ છે તેમાંથી

ચોડું પણ છોડવું પડશે. હવે એમની પરીક્ષા છે. અંગ્રેજો સાથે લડતી વખતે પણ આ જ જાતનો ત્યાગ કરવો પડ્યો હતો. એમાંથી જ શક્તિ પ્રગટે છે. ક્રાંતિકારી શક્તિ પ્રગટાવવાનો મારો ઉદ્દેશ છે. મારે એક જાતની ક્રાંતિને રોકવી છે અને બીજી જાતની ક્રાંતિ લાવવી છે. મારે 'મેલ કરવત મોચી-કાનો મોચીડો' એવી સ્થિતિ નથી રાખવી. એટલે જેમનું તેમ રાખવાની ઇચ્છાવાળા સાથે મારે લડવાનું છે. પણ એમણે સમજી લેવું કે આ પ્રેમની લડાઈ છે. આજે જે સ્થિતિ છે તે મને પળવાર પણ પાલવતી નથી. તેથી જ મારે અહિંસક સેના ખડી કરવી છે. ગરીબો આપે તો તેનાથી મોટાઓને પ્રેરણા મળે છે અને એ લોકો વધારે આપે છે.

## હું મોટેરાંઓનો મિત્ર છું

હું ઇચ્છું છું કે મારો વિચાર સમજાયા પછી મને પ્રેમપૂર્વક દાન અપાય. મારે લેખાં લેખવા નથી બેસવું. મને કોઈ એટલું ઓછું ન આપે કે જેથી એની આબરૂ ઘટે. આ એક મહાન ક્રાંતિનું કામ છે, તેથી બધા પોતપોતાના ભેદો ભૂલીને આમાં સહકાર આપે. આજે એવો અવસર આવ્યો છે કે હિંદુસ્તાનના ઇતિહાસમાં આપણે ૧૯૫૭ પહેલાં આર્થિક ક્રાંતિ કરી શકીએ તેમ છીએ. આજે જો આપણે ભેદો વિસારે પાડીને કામ કરીશું તો આવતી ચૂંટણીમાં સજ્જનો સામસામે પક્ષે પેંતરા લઈને ઉભા હોય એવું જોવા નહીં મળે. એ વખતે બધા સજ્જનો એક પક્ષે થઈ ગયા હશે અને સજ્જનો અને દુર્જનો વચ્ચે સામસામી હશે. મારે પક્ષભેદ મિટાવવો છે, જેથી સૌ હળીમળીને એક સવાલ પાર પાડી શકે.

જેમની પાસે જમીન છે એમને હું સમજાવું છું કે મારાથી વધીને કોઈ તમારો મિત્ર નથી. હું તમારું ભલું વાંછું છું. હું ઇચ્છું છું કે તમને કશી જફા ન પહોંચે. મારે તો તમારી પાસેથી ભમરાની જેમ લઈને ગરીબોને પહોંચતું કરવું છે. આપવાથી તમારું ખૂટવાનું નથી, ઊલટું ભરી ભરીને પામશો. હિંદુસ્તાનને બચાવશો અને દુનિયાને દિશા ચીંધશો. આજ સુધી તો મોટેરાંઓએ ચિંગૂસાઈથી આપ્યું છે કારણ કે હજી સુધી એમનાં ઘરોમાં મારો પ્રવેશ થયો નથી. મને લાગ્યું છે કે મારી આંદસા

હજી એમના હૃદય સુધી પહોંચી શકી નથી. પણ મને આશા છે કે પટણા પછીથી મારો એમનો પરિચય વધશે અને એ લોકો મને મિત્ર તરીકે ઓળખશે.

હિંદુસ્તાન ગરમ દેશ છે, અને સૂરજના તાપે આપણે બળું બળું થઈએ છીએ છતાં આપણે સૂરજને મિત્ર કહીએ છીએ. દુનિયાભરની બીજી એકે ભાષામાં સૂરજ માટે આવો શબ્દ નથી. એનું કારણ એ છે કે એની પ્રખરતા લાભદાયક છે, હાનિકારક નથી એ આપણે સમજીએ છીએ. તેથી હું જો કોઈનું દાન પાછું વાળું તો મને માફ કરજો. હું કોઈ આશ્રમ સારુ જમીન માંગવા નીકળ્યો હોત તો તમે આપત તે લઈ લેત. પણ આજે તો હું દરિદ્રનારાયણનો પ્રતિનિધિ બનીને માંગું છું. તમારું ઓછું દાન હું સ્વીકારું તો તમારી આબરૂ જાય. એટલે મારી નાથી તમને કંઈ દુઃખ થાય તો પણ સમજજો કે એ તાવણી છે અને એક મિત્રના કરવાથી થઈ છે.

## સંપત્તિદાન યજ્ઞ

આજ સુધી હું કેવળ ભૂમિનાં દાન લેતો હતો. પણ હવેથી હું સંપત્તિનાં પણ લઈશ. એમાં હું પૈસા નહીં લઉં, પૈસા તો દાતાની પાસે જ રહેશે. સંપત્તિદાનમાં તો દાતા પોતાની સંપત્તિનો એક ભાગ સમાજને વરસોવરસ આપતો રહેશે. હું તો માત્ર વચન-પત્ર લઈશ. દાતા પોતાના આત્માને સાક્ષી રાખીને એનો ઉપયોગ કરશે. આ મારી એક વિચિત્ર પદ્ધતિ છે. હું ફાળો ભેગો કરું તો મારે એનો હિસાબ રાખવો પડે અને એમાં મારો બધો સમય જતો રહે. પણ મારે તો ક્રાંતિ કરવી છે. હું ઇચ્છું છું હિંદુસ્તાનનો એકેએક જણ છઠ્ઠો ભાગ આપે. પછી હું ક્યાં ક્યાંનો હિસાબ રાખી શકીશ? એટલે એ જ એનો સાક્ષી રહેશે. આમ કરીને હું એમને એ સમાધાન આપવા માંગું છું કે જેમની પાસે જમીન નથી તે પણ કંઈ ને કંઈ દાન આપવા માંગતા હોય તો આપી શકે છે. એમાં મારી દૃષ્ટિ એ છે કે હું દાન દેનારાઓ પાસેથી ખાલી એમના પૈસા નથી માગતો પણ એમની જે શક્તિ છે અને જે અક્કલ છે તે પણ મારે જોઈએ છે. તમે મને પૈસા આપીને બંધાશો. જ્યારે હું કોઈ ફાળો લઉં તો હું જ બંધાઈ જાઉં. પણ મારે તો છૂટા રહેવું છે અને

તમને બાંધવા છે. હું એમાં તમને સૂચના જરૂર આપી શકું. અને સૂચના નહીં આપી શકું તો એટલું જ કહીશ કે પોતાની અક્કલથી સૂઝે તે પ્રમાણે કોઈ પવિત્ર કામમાં ખર્ચ કરો ને વર્ષ આખરે મને હિસાબ આપજો. આજે આ સંપત્તિદાનની ઘોષણા પછીથી મારું કામ પૂર્ણ બનશે. હવે હું ભૂમિ અને સંપત્તિ બન્નેનાં દાન માગીશ.

કેટલાક લોકો એમ માને છે કે મારું કામ કૉમ્યુનિસ્ટોનું વિરોધી છે. પરંતુ મારી વૃત્તિ ' सर्वेषाम् अविरोधेन ' છે હું તો સમુદ્ર છું, બધી નદીઓ અને નાળાને આવકારીશ. સમુદ્ર કોઇપણ નાળાને નથી કહેતો કે તું ગંદું છે. એ તો બધાને જ કહે છે કે ' મારી પાસે આવ '

પટણા, ૨૩-૧૦-૧૯૫૨

## અપરિગ્રહ અને આશ્રમ-ધર્મ : ૬ :

ભૂમિદાનયજ્ઞની સાથે સાથે હવે સંપત્તિનો પણ છઠ્ઠો ભાગ લેવો જોઇએ એવો વિચાર મેં શરૂ કર્યો છે. આ એક ઊંડી વાત છે. અમે દરેક પાસેથી ભૂમિ માંગીએ છીએ, એનું દાનપત્ર ભરાવીએ છીએ, એના પર એની સહી લઇએ છીએ, બે સાક્ષીઓની સહી થાય છે અને પછી મારી સહી થાય છે. પછી સરકાર એ મંજૂર કરે છે અને ત્યારે એ અમલમાં આવે છે. આ જાતની એક પૂરી યોજના આમાં નથી. આમાં તો જે વ્યક્તિ વચનપત્ર લખી આપશે તે જ પોતાના અંતર્યામી ભગવાનને સાક્ષી રાખીને વચનનું પાલન કરશે અને એનો હિસાબ પણ રાખશે. એ દાનનો અમારા કહ્યા પ્રમાણે પૂરેપૂરો ઉપયોગ કરવાની જવાબદારી એની છે. ભૂમિદાનની માફક એકી વખતે આપી દેવાની આમાં વાત નથી. આમાં તો દર વર્ષે ભાગ આપતા રહેવાનું છે. એટલે કોઇ મજાકમાં સંપત્તિદાન ન આપી શકે. એના સારુ તો જીવનને નિષ્ઠાવાન બનાવવું પડશે. આંતરની નિષ્ઠા જાગવી જોઇએ.

त्यक्तेन भुंजीथा: ।

ભરત રામને મળવા નીકળ્યા ત્યારે ' ક્યારે મળું, ક્યારે મળું '

એમ એમનું મન તલસતું હતું. છતાં એ થોડીવાર માટે રોકાયા. એમણે કારભારીઓને બોલાવ્યા અને કહ્યું, "હું રામને મળવા જાઉં છું, માટે એટલો વખત તમે રાજ્ય સારી રીતે સંભાળજો." તુલસીદાસજી લખે છે કે એમનું ચિત્ત આટલું બધું વ્યાકુળ હોવા છતાં એમણે આમ કર્યું, કારણ, 'संपति सब रघुपति कै आहि'—સંપત્તિ બધી રામની હતી માટે એની ઠીક સંભાળ રાખવી એ ભરતનું કર્તવ્ય હતું. મહાત્માજી કહેતા હતા કે આપણે આપણી મિલકતના ટ્રસ્ટી બનવું જોઈએ. આ ચાલુ જમાનાની ભાષા છે પણ એનો ઘણો દુરુપયોગ થયો છે, તેથી મેં એ ભાષા વાપરી નહીં. પણ બાપુ વાપરતા હતા કારણ કે એ કાયદાના જાણકાર હતા, અને તેથી એમને 'ટ્રસ્ટી' શબ્દનું આકર્ષણ હતું. મને એટલું આકર્ષણ નથી.

હું તો એ વિચાર ઉપનિષદોની ભાષામાં મૂકીશ : तेन त्यक्तेन भुंजीथाः। જે કંઈ ભોગવવું હોય તે ત્યાગીને ભોગવો. તુલસીદાસજીએ પણ એમ જ કહ્યું છે. બધી જ સંપત્તિ ભગવાનની છે પછી છઠ્ઠો ભાગ આપવો એ તો મામુલી વાત થઈ. થવું તો એમ જોઈએ કે આપણું સર્વસ્વ સમાજને અર્પણ કરવું અને એમાંથી પોતાના શરીરના નિભાવ પૂરતું લેવું પણ આજે સમાજમાં એવી વ્યવસ્થા નથી અને આજ ને આજ એ વ્યવસ્થા થાય એમ પણ નથી. તેથી આજે છઠ્ઠો હિસ્સો આપવો, અને પછી જે કંઈ બચે તેમાંથી આગળ ઉપર આપવાનું વિચારવું. છઠ્ઠો ભાગ આપવાનો અર્થ એ છે કે જીવનભર માટે એક નિર્ણય કરી નાખવો. એ ભાગ જો ન આપીએ તો આપણે અને આપણું જીવન પાપી બને છે. માટે આપવું એને કર્તવ્ય માનવું જોઈએ. બીજા શું આપે છે તેની ચિંતામાં ન પડતાં પોતે શું આપ્યું છે તે તરફ જ ધ્યાન દેવું. આમાં બીજાનાં પારખાં લેવાની વાત નથી. પોતાની શુદ્ધિ અને પોતાના કર્તવ્યની વાત છે. તેથી આનો આરંભ મારે ખૂબ જ ગંભીરતાથી કરવો છે.

જેને એમ લાગતું હોય કે બધી સંપત્તિ સમાજને અર્પણ કરવી જોઈએ, અને છતાં એનાથી એમ ન બની શકતું હોય તો એનું જીવન નિઃસત્ત્વ અને અસાર બની જાય છે. આવા કોઈ મારા પરિચયમાં આવશે તો એમની પાસેથી હું પહેલાં દાનપત્ર લઈશ. જમીનમાં બી ઓરાય છે તે ખૂબ જ સાવધાની અને

કાળજીપૂર્વક ઓશય છે. ખીના પર માટી વાળે છે, ખુલ્લાં નથી રાખતાં, નહીં તો પક્ષીએ ચણી જાય. તેવી જ રીતે હમણાં જે વચન-પત્રો મળશે તેની હું જાહેરાત નહીં કરું. હમણાં તો હું એને ઢાંકી રાખીશ. જ્યારે પાંચ પચાસ જણાનાં જીવનમાં એ વાત ઊતરશે ત્યારે જ એ નામો જાહેર કરીશ. ત્યાર બાદ બીજાએ પાસેથી માંગીશ. દીવાથી દીવો પેટે તેમ એકની નિષ્ઠાથી બીજાની નિષ્ઠા વધશે. આમ હું એ માટે ખૂબ ગંભીરતાથી વિચારું છું. મેં આ વિચાર મારા મિત્રો સમક્ષ મૂક્યો હતો, હવે હું એને દેશ આખામાં ફેલાવવા માગું છું.

## સંપત્તિદાન એક ધર્મ-વિચાર

અહીં જે ભાઈએ બેઠા છે એમનાં દિલોમાં ધર્મ-ભાવના જાગે તો એ લોકો પોતાનાં ઘરવાળાં-માતા, પત્ની અને બાળકો સાથે વાત કરીને સંપત્તિનાં દાન આપી શકે છે. એનાથી એમનાં કુટુંબીઓને ખૂબ આનંદ થવો જોઈએ. આજે મીઠી મધ જેવી કેરી ખાધી છે, એની લિજ્જત માણી છે એમ એમને થવું જોઈએ. સંપત્તિનો છઠ્ઠો ભાગ આપવાથી મનને ખૂબ પ્રસન્નતા લાગવી જોઈએ. એમનાં હૃદય થનગની ઊઠે. આમાં કોઈને શરમાવવાની, દબાવવાની કે ડરાવવાની વાત ન થવી જોઈએ. આ ત્રણે બાબત ભૂમિદાનમાં પણ ધ્યાનમાં રાખવી જોઈએ. ભૂમિ શરમાશરમી, પ્રેમ અથવા દબાણથી પણ અપાય છે. પણ સંપત્તિના છઠ્ઠા ભાગમાં એ વાત ન જોઈએ. કારણ, એમાં જિંદગીભર છઠ્ઠો ભાગ આપતા રહેવાનું છે. તેથી જેને અંદરથી આ વાત ન ઊગે અને જેનાં કુટુંબીઓને ગળે ન ઊતરે તે આમાં ન આપે. એમ ન થવું જોઈએ કે શરૂ શરૂમાં દેખાડા ખાતર સેંકડો લોકોએ વિનોબાને સંપત્તિદાન દીધાં. વિચાર અંદરથી પાકો થશે ત્યારે જ આ કામ બનવાનું છે. અહીં જે કોઈ મારા મિત્રો બન્યા છે તેઓ પોતપોતાનાં કુટુંબીઓ સાથે વાતચીત કરીને આમાં સહકાર આપશે તો ઠીક થશે. હું એનો એકાંત-વૃત્તિથી પ્રચાર કરીશ, હાલ એ જાહેર નહીં કરું. એવી રીતે કામ લઈશ કે મનુષ્યની વૃત્તિઓનું સંશોધન થાય, એ વૃત્તિના વિકાસને તક મળે. આ એક આધ્યાત્મિક કામ છે, આત્મસંતોષનું કામ છે એવું અંદરથી ભાન થયા પછી જ કરવાનું છે.

આનું પરિણામ તો એ આવી શકે કે સરકાર જો આમાં ભળવા માંગતી હશે તો એને કરજ જ કરવું નહીં પડે. એ માંગશે તે ચપટી વગાડતામાં મળશે. એ માટે સરકાર પણ પુણ્યશાળી જોઈશે. સરકાર એવી બનાવવી એ આપણું ધ્યેય છે. એવી સરકારના ઇશારા સાથે લોકો જોઈતું આપશે. એ સ્થિતિ પેદા કરવા હું આધ્યાત્મિક પાયો પાકો કરી રહ્યો છું. મને પાકો ભરોસો છે કે આ વિચાર-બી ફેલાશે. જેમ ભૂમિદાનયજ્ઞનું બન્યું તેમ આ સદ્‌વિચાર પણ લોકો સમજશે. જેમ, ભૂપતિ તો ભગવાન એમ આપણે માનવા માંડયા તેવી જ રીતે લક્ષ્મીપતિ પણ ભગવાન જ હોઈ શકે એમ કહેવા માંડીશું. પણ આ વાત જ્યારે લોકોને સમજાય ત્યારે કામ થાય. લોક પૂછે છે કે સત્તા કે કાયદા વગર આ કામ કેવી રીતે બનશે? આ બચારાપણું જોઈને જે લોકો સત્તાના નામની જ માળા ફેરવ્યા કરે છે તેમની મને તો દયા આવે છે. એમને તે પ્રેમની સત્તા ખપે છે કે હિંસાની?: હિંદુસ્તાન હિંસાથી નહીં, નૈતિક શક્તિથી જ બળવાન બને તેમ છે. તેથી સત્તાથી કામ બને એ વિચાર આપણને નુકસાન પહોંચાડે છે અને આપણી આધ્યાત્મિક શક્તિને ક્ષીણ કરે છે.

## સંપત્તિદાનનો ઉપયોગ

મને દાનમાં જે સંપત્તિ મળશે એનો ઉપયોગ દાતા જ કરશે. એની ઇચ્છા અને વલણ જોઈને હું એને સલાહ આપીશ. કારણ, મારે જે કામ કરવું છે તે કેવળ આત્મ-વિકાસ માટે જ કરવું છે. હું મારી ઇચ્છા એના પર લાદીશ નહીં. એ સંપત્તિનો ઉપયોગ દરિદ્રનારાયણની સેવામાં અથવા તો દરિદ્રનારાયણની સેવા કરવા જે સેવકો આગળ આવશે તેમને માટે થશે. સેવક ત્યાગી હોય છે, છતાં એમના શરીરના નિભાવ માટે પણ કંઈક જોઈએ. એને સારુ ફાળો કરવાની વાત નકામી છે. પણ જો એચાર મિત્રો મળીને પોતાનો છઠ્ઠો ભાગ આપે અને એનાથી પાંચ દસ કાર્યકર્તા નિશ્ચિંત થઈને કામ કરી શકતા હોય તો ઠીક પડશે. આમ મારે સંપત્તિનો ઉપયોગ બે રીતે કરવો છે: એક તો દરિદ્રનારાયણને સીધી સહાયતા પહોંચાડવી, જેમ કે હળ, બળદ આપવાં કે કૂવો કરી આપવો વગેરે. બીજું, સેવક-વર્ગ નિશ્ચિંત થઈને કામ કરી શકે તે માટે એ સંપત્તિનો ઉપયોગ કરવો.

## આશ્રમધર્મની ફરીથી સ્થાપના

તમે એ વાત ધ્યાનમાં રાખજો કે હું કોઈ પ્રચારક નથી. પ્રચારક હોત તો જુવાની એકાંતમાં ન ગાળત. શરીરમાં ઉત્સાહ અને તાકત હોય છે ત્યારે પ્રચારક ઘૂમતો હોય છે, પણ હું તો ઘડપણમાં બહાર નીકળ્યો છું. કારણ, મને અંદરથી એવી પ્રેરણા થઈ કે જે વાત હું કહી શકું તેમ છું તે બીજો કહી શકે તેમ નથી. તેથી જે વાત હું કરી શકતો હોઉં તે મારે કરવી જોઈએ. આ જ તીવ્ર પ્રેરણાથી હું ફરી રહ્યો છું. અને તેથી જ તમે પણ એટલી જ એકાગ્રતાથી ચિંતન કરો એમ હું માગું છું.

મારે દેશમાં એક સેવક-વર્ગ ઊભો કરવો છે. આજ તો એવો કોઈ વર્ગ નથી. એક જમાનામાં લોક-સેવક-વર્ગ ઊભો કર્યો હતો, એને વાનપ્રસ્થ કહેતા હતા. આજે એ રિવાજ ભુસાઈ ગયો છે. નાનપણમાં જ લગ્ન થઈ જાય છે; લગ્ન પહેલાં બ્રહ્મચર્યાશ્રમ પળાતો હતો તે પણ આજે નથી રહ્યો. ત્યાર પછી ગૃહસ્થાશ્રમ આવે છે. પણ એ તો ઘરમાં રહે છે તે પૂરતા ગૃહસ્થ કહેવાય છે, બાકી હોય છે તો કહેવા પૂરતા જ ગૃહસ્થ. અને વાનપ્રસ્થ તો ભાગ્યે જ શોધ્યો જડે. સન્યાસીઓ દેખાય છે, પણ ઉપર ઉપરના. અંદરથી સંન્યાસી હોય એવું કોઈ જ નથી એમ મારાથી નહીં કહેવાય. પરમેશ્વરની ઇચ્છાથી એવા પણ કેટલાક હશે પણ તે ગણ્યાગાંઠયા. ટૂંકમાં, આશ્રમધર્મ મારફતે આપણા પૂર્વજોએ સેવાકાર્ય માટેની જે યોજના ઘડી હતી તે મારે ફરીથી જીવતી કરવી છે. મેં એ માટે પણ પ્રયત્નો કર્યા છે. કેટલાકને મેં મારી સાક્ષીએ વાનપ્રસ્થનું વ્રત લેવડાવ્યું છે, અને એ લોકોએ એનું સારી પેઠે પાલન પણ કર્યું છે. શરીરમાં જરાયે ભોગ ભોગવવાની શક્તિ સિલક રહે ત્યાં સુધી ભોગ ભોગવ્યે જવો એમાં કોઈ પુરુષાર્થ નથી, અને નથી તો એમાં દેશનું કંઈ ભલું. શરીરમાં કંઈક તાકાત બચી હોય ત્યારે જ ઇંદ્રિયોમાંથી મુક્ત થઈને પત્ની સાથે બહેન જેવો વહેવાર કરવો જોઈએ.

ગૃહસ્થાશ્રમ શરૂ મોડો થવો જોઈએ અને સમાપ્ત વહેલો થવો જોઈએ. હું તો ઇચ્છું કે પચ્ચીસ સાલની ઉંમર પહેલાં એ શરૂ ન થાય. ઓછામાં

ઓછા વીસ વર્ષની મર્યાદા તો ઠરાવવી જ જોઈએ, અને ચાલીસ વર્ષની ઉંમર બાદ એ બંધ થાય. વધુમાં વધુ પિસ્તાલીસ વર્ષ સુધી ચાલે. આની ઉત્તમ મર્યાદા પચ્ચીસથી ચાલીસની ગણાય અને વધુમાં વધુ તો વીસથી પિસ્તાલીસ. આ હું એક નવો સ્મૃતિ–વિચાર આપું છું. આમ તો સ્મૃતિ જૂનો ગ્રંથ છે. પણ મેં આજની પરિસ્થિતિ પ્રમાણે ઉંમરનું પ્રમાણ ઘટાડ્યું છે અને આજના જમાનાને ખ્યાલમાં રાખીને ચિંતન કર્યું છે. આજે તો પંદરમે વર્ષે પરણી જાય છે અને સત્તર અઢાર થતાં થતાં તો માબાપ બની જાય છે. ત્યારથી માંડીને ત્રીસ વર્ષ સુધી ગૃહસ્થાશ્રમ ચાલે છે. ક્યારેક ક્યારેક ચાલીસ વર્ષ સુધી પણ ચાલે છે. મારી યોજના પ્રમાણે ગૃહસ્થાશ્રમ વીસ યા પચ્ચીસ વર્ષનો હોઈ શકે. એનાથી વ્યક્તિને લાભ થશે, શક્તિ બચશે અને સમાજ પર એની સારી અસર પડશે. તેથી દરેક પતિ–પત્ની ચાલીસની ઉંમર થયા પછી છોકરાંઓને ઘરનો ભાર સોંપી દઈને જન–સેવામાં લાગી જાય. એ સારુ એ લોકો સમાજ પાસેથી કશું નહીં લે. ફક્ત પેટિયું લેશે અને સતત બીજાઓની સેવાનું કામ કરશે. વિષય–વાસનાથી મુક્ત થઈને આવા નવા જીવનનો આરંભ કરીશું ત્યારે જ ઉન્નતિ થવાની છે, ત્યાં સુધી ઉન્નતિ શક્ય નથી.

## પૃથ્વીને પાપનો ભાર લાગે છે, સંખ્યાનો નથી લાગતો

આજકાલ વસ્તી વધી ગઈ હોવાની વાત લોકો કરે છે એને અકુદરતી ઉપાયોથી રોકવાનો વિચાર ચાલે છે. મને આ વાતનો ભારે અફસોસ છે. મને એનાથી તીવ્ર વેદના થાય છે. મેં કેટલીયે વાર કહ્યું છે કે પૃથ્વીને સંખ્યાનો ભાર લાગતો નથી, પૃથ્વીને ભાર પાપનો લાગે છે. પાપથી સંખ્યા વધશે તો એ રીતે વધેલી સંખ્યાનો ભાર પૃથ્વીને લાગશે. પણ જો પુણ્યથી સંખ્યા વધશે તો એનો ભાર કદી નહીં લાગે. મહાપુરુષોની સંખ્યાનો ભાર પૃથ્વીને કદી નથી લાગતો. પૃથ્વી પર પાકતાં પ્રાણીઓ પુરુષાર્થી હશે તો એમનું પાલન કરવામાં પૃથ્વી ક્યારેય અશક્ત નહીં નીવડે. પણ પાપની સંતતિને પાળવામાં એ અશક્ત નીવડે ખરી. પાપથી સંતતિ–નિયમન થશે તો એનો પણ પૃથ્વીને ભાર લાગશે. એનાથી જે સંતતિ બચશે

તે નિર્વીર્ય અને નિઃસત્ત્વ હશે. જે માબાપ સંતાનની ઇચ્છા નથી રાખતાં, સંતાનોની સેવાનું જેમને ભાન નથી એવાનાં સંતાનો શક્તિહીન, વીર્યહીન અને પુરુષાર્થહીન નીવડશે. એ જેટલાં સંતાનો પેદા કરશે તે બધાં ધર્મજન્ય નહીં પણ કામજન્ય હશે. એમાંથી કદી પણ કોઈ મહાત્મા ગાંધી, રાણા પ્રતાપ કે રામકૃષ્ણ પરમહંસ નહીં પાકે.

આ આખોયે આધ્યાત્મિક વિષય છે. પ્રાણીઓના ઉછેરનો જેમ સંખ્યાની દૃષ્ટિએ વિચાર કરવામાં આવે છે તેવી રીતે મનુષ્ય વિષે વિચાર ન થવો ઘટે. એક જ માણસ દુનિયા આખીની સૂરત પલટી નાંખી શકે. એટલે, જે માનવ જન્મે તે સમર્થ અને ધર્મ–નિષ્ઠ હોય એ જ આપણી ઇચ્છા હોવી જોઇએ. સંતાન પેદા કરવું એ પણ એક કર્તવ્ય થઇ જવું જોઇએ, અને પછી બાકીનું આયુષ્ય સંયમ-પૂર્વક ગાળવું જોઈએ. મનુષ્ય વિજ્ઞાનની મદદ લઇને પોતાનું જીવન ગોઠવશે તો જે શક્તિથી મહાપુરુષો પાક્યા છે તેનો દુરુપયોગ નહીં કરે.

તેથી જ આપણે વાનપ્રસ્થાશ્રમની સ્થાપના કરવી છે, બ્રહ્મચર્યાશ્રમ લંબાવવો છે અને ગૃહસ્થાશ્રમ ટૂંકાવવો છે. એના માટે થોડાક માણસો પણ તૈયાર થશે તો એની સુગંધ બધે ફેલાશે અને લોકમત ઘડાશે અને ત્યારે આ વસ્તુ બની શકશે.

## સૃષ્ટિની સાથે જાત પર કાબૂ મેળવો

એક જમાનામાં સંન્યાસ અંગે લોકમત અનુકૂળ હતો. એ સમયમાં બુદ્ધ અને શંકરાચાર્યે અસંખ્ય સંન્યાસીઓ તૈયાર કર્યા. એમણે દેશ અને પરદેશમાં ધર્મનો પ્રચાર કર્યો. એ ઇતિહાસ કેટલો ઉજ્જ્વળ છે! આપણે કેટલા ભાગ્યશાળી કે આપણે આ દેશમાં પાક્યા. આપણે આ જ દૃષ્ટિથી વિચારવું જોઇએ. આપણે સંયમનો અભ્યાસ કરવાનો છે, અને વાનપ્રસ્થાશ્રમની સ્થાપના કરવી છે. સંન્યાસની વાત હું હમણાં જતી કરું છું, પણ ઓછામાં ઓછું વાનપ્રસ્થાશ્રમની સ્થાપના થાય, એ માટેનો લોકમત ઘડાય એમ હું ઇચ્છું છું. આ માટેની શરૂઆત વ્યક્તિઓથી જ થશે.

હું બિહાર આવ્યો છું અને ભૂમિનો સવાલ ઉકેલવાનો નિશ્ચય કર્યો છે ત્યારથી મને લાગવા માંડ્યું છે કે આપણે જીવનના પાયાની બાબતો સમજી

લેવી જોઇએ. દશરથને કહેવાયું કે હવે તમારે રાજકાજ રામને સોંપી વનમાં જવું જોઇએ. ઘડપણમાં જો વાસના ન ગઈ તો પછી વાસના જવાની રાહ જોયા જ કરજો, એ જશે કરશે નહીં અને શરીર ત્યાં સુધીમાં ખલાસ થઇ જશે. તેથી વાસનાને જબરદસ્તીથી દબાવીને દશરથ વનમાં ગયા. એક કાળ જયા પછી માણસની વાસના કમજોર બની જાય છે. છતાં ત્યાર બાદ પણ માણસે જાત પર સંયમ રાખવો પડે છે. હું ભૂદાનયજ્ઞની અને સંપત્તિ-વિભાજનની પાયાની વાતો તમારી સામે માંડું છું અને તમે એ માટે સંકલ્પ પણ કરો છો ત્યારે મને થાય છે કે જીવનની બીજી ઊંડી બાબતો પણ તમારી સામે રજૂ કરું.

મેં હમણાં વાનપ્રસ્થાશ્રમની વાત કહી તેમાં કશો જ રાજનૈતિક પ્રચાર નહોતો. આ એક ઊંડો સવાલ છે. કોઈ પણ દેશનો ઉદ્ધાર આધ્યાત્મિક ઊંડાણે પહોંચ્યા વિના થતો નથી. જેમ જેમ વિજ્ઞાનનો વિકાસ થતો જશે અને માનવ સૃષ્ટિ પર પોતાનો કાબૂ જમાવતો જશે તેમ તેમ તેટલા જ પ્રમાણમાં જો પોતા પર કાબૂ નહીં મેળવે તો એ રાક્ષસ નીવડશે અને પોતાનો તેમ જ દુનિયાનો સંહાર કરશે. પણ જો આપણે આપણા પર એટલો કાબુ મેળવી શકીશું તો આત્મજ્ઞાન અને વિજ્ઞાનનો મેળાપ થશે. આપણે પૃથ્વી પર સ્વર્ગ ખડું કરી શકીશું. અપરિગ્રહ, ઇંદ્રિયો અને વિષયોથી મુક્ત થવાની વાત આ બે બાબતો હું તમારી સામે રજૂ કરું છું. વાનપ્રસ્થનો વિચાર કેવળ હિંદુ ધર્મે જ નહીં, બીજા ધર્મોએ પણ કર્યો છે. કુરાનમાં લખ્યું છે કે ચાલીસ વર્ષની ઉમ્મર પછી માણસની સ્વાભાવિક પ્રવૃત્તિ વિષય-વાસનાથી દૂર થવાની થાય છે.

## મજૂરો કામને પૂજા સમજે

એક સવાલ પુછાયો છે. સવાલ કરનાર કહે છે કે હું કારખાનાનો મજૂર છું, હું કેવી રીતે ભૂદાનયજ્ઞમાં મદદ આપી શકું ? મારા મન સામે ભૂદાનયજ્ઞનું જે ચિત્ર છે તેમાં એક વિચાર એ પણ છે કે આ આંદોલન મેં ભૂમિહીન મજૂરો માટે ઉપાડયું છે. આ એક પાયાનું આંદોલન છે, ઉપરછલ્લું નથી. ગામડાના ભૂમિહીન મજૂરોની હાલત સૌથી ખરાબ છે. એમના

વતીથી બોલનારું કોઈ નથી. શહેરના મજૂરો વતીથી બોલનારા કેટલાયે જણ છે. તેથી જ મારું આંદોલન પણ મજૂર-આંદોલન છે. મારું આ કામ પતશે એટલે હું બીજા મજૂરોનો પણ સવાલ ઉઠાવીશ. પણ અત્યારે મારે આ મજૂરોને એટલું કહેવું છે કે ભૂદાનયજ્ઞ દેશનું ઉત્પાદન વધારનારું આંદોલન છે. ઉત્પન્ન કર્યા વિના કોઈ ખાય નહીં એમ મારું કહેવું છે. રવીન્દ્રનાથ ઠાકુરે એક ઠેકાણે કહ્યું હતું કે આપણે બધા ભાગાકાર (divide) તો કરીએ જીએ પણ ગુણાકાર (multiply) કરતા નથી. આના પર દરેક ગંભીરતાથી વિચાર કરે. મેં જેલમાં પણ બધાને ઉત્પાદક કામ મળે એવી માગણી કરી હતી. તેનાથી બધાને કામની તાલીમ મળી હતી. હું મજૂરોને કહેવા માગું છું કે મારું આંદોલન શરીર-પરિશ્રમની નિષ્ઠા અને ઉત્પાદન વધારનારું છે. તેથી હું એમને વિનવીશ કે ઉત્તમમાં ઉત્તમ નિષ્ઠા રાખીને વધુમાં વધુ ઉત્પાદન કરો. ઓછું કામ કરવાની વાત ન કરશો. આજકાલ આઠ કલાકને બદલે સાત કલાક અને સાત દિવસને બદલે ૭ દિવસ જ કામ કરવાની વાત થાય છે એ ભૂલ છે. ભગવાને આપણને શરીર અને વાણી નિરંતર કામ કરતાં રહેવા સારુ આપ્યાં છે. લગાતાર એક જ જાતનું કામ કર કર ન કરવું જોઈએ એમ હું આનું છું. જુદી જુદી જાતનાં કામો કરવાં જોઈએ. પણ આઠ દસ કલાક તો કામ કરવું જ જોઈએ. મેં રોજ દસ કલાક શરીર-પરિશ્રમનું કામ કર્યું છે અને મારો અનુભવ છે કે એનાથી બુદ્ધિ વિકાસ પામે છે. થોડુંક ચિંતન કરવાથી કામ વધારે થઈ શકે છે અને ઉત્પાદન પણ વધે છે.

તેથી હું મજૂરોને કહું છું કે તમારે માલિક સાથે વિરોધ છે એ વાત ભૂલી જાવ. માલિકનો વિરોધ કરવો હોય તો બીજી બાબતોમાં કરો, પણ ઉત્પાદનમાં કદી ન કરશો. મજૂરો પ્રામાણિક અને નિષ્ઠાવાન હશે તો માલિકની સામે સુંદર રીતે સત્યાગ્રહ કરી શકશે. માલિક પણ એમની વાત કબૂલ કરશે અને જાતે મજૂરી કરવા લાગશે. એક ભાઈ કહેતા હતા કે આપણે કર્તવ્ય પર ભાર મૂકવો જોઈએ. પણ આજે તો આવું કોઈ કરતા નથી અને બધા પોતાના હકની વાત આગળ ધરે છે. આ એક વિચારવા જેવી વાત છે. મજૂરો કર્તવ્ય-નિષ્ઠ બનશે તો એમનામાં એક નૈતિક

તાકત પેદા થશે, અને એની અસર માલિક, સરકાર અને સમાજ પર પણ થશે.

આજે તો એવી માન્યતા ચાલે છે કે ધંધા માટે એકલો માલિક જ જવાબદાર છે. પણ એ ખોટી વાત છે. મજૂરો એ રીતે વિચાર કરે કે કામ એ તો અમારી પૂજા છે, એ અમે ખંડિત નહીં થવા દઇએ. જીવનનું આ એક અત્યંત પવિત્ર કામ છે, અમે એમાં ભગ નહીં પડવા દઇએ. આ લોકો જો આટલું કરશે તો હું માનીશ કે એમણે ભૂદાનયજ્ઞમાં ઉત્તમમાં ઉત્તમ સહકાર આપ્યો.

પટણા, ૨૫–૧૦–૧૯૫૨.

## समाजाय इदं न मम : ૭ :

આપણા કામનો મૂળભૂત વિચાર એ છે કે આપણે સમાજમાં પરિવર્તન કરવું છે. એ મૂળભૂત વિચાર જે તત્ત્વજ્ઞાન કહેવાય છે, જેમાં દરેક ધર્મની પ્રતિષ્ઠા છે અને જેના આધારે દરેક ધર્મ ઊંડાણમાં જાય છે તે હું તમારી સામે રજૂ કરીશ. જે ધર્મનો વિચાર ઊંડાણવાળો નથી તે ધર્મ ટકતો નથી, એ જીવન-નિષ્ઠા બની શકતો નથી અને સમાજમાં ફેરફાર પણ કરી શકતો નથી.

### તત્ત્વજ્ઞાનના ઊંડાણમાં જવાની આવશ્યકતા

આપણી ભારતીય પરંપરા એવી છે કે કોઈ પણ પરિવર્તન કરવું હોય તેને માટે ખૂબ ઊંડે જઈને તત્ત્વજ્ઞાનમાં એનાં મૂળિયાં શોધવાં પડે છે. જેમણે આ પ્રમાણે કર્યું છે તેમનાં જ મૂળિયાં ટક્યાં છે; અને જેમણે આમ ન કર્યું તેમના કેટલાક સુધારા તો સમાજે અપનાવ્યા પણ એ લોકો સ્થિર ન થઈ શક્યા. હું જે કોઈ પગલું ભરું છું એના ઊંડાણમાં જઈને એનાં મૂળિયાં પકડ્યા વગર રહેતો નથી. મેં મારા જીવનનાં ત્રીસ વર્ષ એકાંત ચિંતનમાં ગાળ્યાં છે. એમાં મારાથી બની તે સેવા કરતો રહ્યો છું. હું મારા જીવનને સેવામય ઘડવા ધારતો હતો છતાં એ નિરંતર ચિંતનશીલ રહ્યું

છે. હમણાં જ કોઈકે કહ્યું કે વિનોબા વિરક્ત (જંજાળ વગરના) પુરુષ હતા અને હવે અનુરક્ત (જંજાળી) થઈને આવ્યા છે. ઠીક છે, કોઈ પણ વિચાર પૂરેપૂરો ભાષામાં ઊતરી નથી શકતો. મારી એ વિરક્તિ હતી, પણ એનું સ્વરૂપ ચિંતનનું હતું. સમાજમાં જે પરિવર્તન લાવવું જોઈએ તેના મૂળિયાંની શોધ માટેનું એ ચિંતન હતું. હવે મેં કામ હાથ ધર્યું છે. છતાં આજે પણ હું પાયાના વિચારોમાં નિશ્ચિત થઈને ફરું છું. કોઈ પણ સવાલ મને ડરાવી શકતો નથી. કોઈ સવાલ ગમે તેટલો મોટો હોય, મારી સામે વેંતિયો બનીને ઊભો રહે છે. હું એના કરતાં મોટો થઈ જાઉં છું, અને તમે પણ એનાથી મોટા જ દેખાવ છો. ગમે તે સવાલ હો, એ માનવીય હશે તો એનો ઉકેલ પણ માનવીય બુદ્ધિથી આવી શકશે. એકેએક સવાલ ઊકલ્યે જ છૂટકો.

## અપહરણ અને અપરિગ્રહ

મારા વિચારનો જે વિરોધી વિચાર આજે દુનિયામાં છે તેનું નામ છે અપહરણ-પ્રક્રિયા. આ પણ એક તત્ત્વ-વિચાર છે. એમાં એમ મનાય છે કે છેવટે વ્યક્તિ પણ છે તો સમાજ ખાતર. માટે સમાજ ખાતર કોઈ એક વ્યક્તિનું ધન આંચકી લેવું દોષયુક્ત નથી, ઊલટું આંચકી ન લેવામાં જ નીતિ-દોષ છે. એમાં એમ પણ મનાયું છે કે વ્યક્તિ પાસે સંપત્તિ રહી શકે અને વ્યક્તિની સંપત્તિનું અપહરણ થતું રોકે તેવો જે વિચાર હોય તે અધર્મ છે. આ વિચારમાં કેટલુંક સારું અને કેટલુંક ખોટું છે. એમાં જે સારાપણું છે તેનું દુનિયામાં આકર્ષણ થયું અને કેટલાક દેશોમાં તે પ્રમાણે સમાજરચના થઈ છે. આટલા ટૂંકા ગાળામાં આપણે એનાં પરિણામો જાણી ન શકીએ. પરંતુ એમાં જે વાદ છે તેનું આકર્ષણ આજ તો દુનિયાને થાય છે. હિંદુસ્તાનમાં પણ અપહરણના આ તત્ત્વથી આકર્ષાયેલા કેટલાક લોકો છે. મારે એમનાથી જુદો વિચાર માંડવો છે. અપરિગ્રહનો વિચાર અપહરણનો વિરોધી વિચાર છે.

## સંન્યાસી માટે અપરિગ્રહ અને ગૃહસ્થ માટે પરિગ્રહ

આજનો સમાજ કહે છે કે અપરિગ્રહ એ ઘણો ઊંચો વિચાર છે અને

એ તો ગાંધીજી કે વિનોબા જેવાઓ માટે છે. અપરિગ્રહ એ તો એમનો ઇજારો છે. એના પર એમનો જ અધિકાર છે. અમે જોઈએ તો એમની પૂજા કરશું, બાકી ગૃહસ્થ જીવનમાં તો પરિગ્રહ જ રહેશે, અપરિગ્રહ નહીં. જૂના જમાનામાં કંઈક આનો તોડ નીકળ્યો હતો. તમે સંન્યાસી છો તો અપરિગ્રહથી ચલાવો, અમે અમારે પરિગ્રહ કરીશું. અમે તમને ભિક્ષા આપીશું. અને છેવટના આદર્શ તરીકે અમે તમારું માન જાળવીશું. પણ અમારો આદર્શ તો પરિગ્રહ જ છે. આ પ્રમાણે લોક કહેતું.

પહેલાં પરિગ્રહની એક મર્યાદા હતી અને એની ઉપર અપરિગ્રહનો કાબુ હતો. વ્યક્તિગત સંપત્તિનો સ્વીકાર થયો હતો, પણ એ વિચાર સંન્યાસના અંકુશ નીચે હતો, અને સંન્યાસી–ફકીરોનું માન જાળવીને રહેવું પડતું. પણ એક વિચાર તરીકે એ કેટલાકનો આદર્શ હતો અને કેટલાકનો નહોતો. ધર્મ–વિચારના આ પ્રમાણે ટુકડા પડી જાય છે તો એનાથી એક મર્યાદિત લાભ થાય છે. એનાથી તત્ત્વજ્ઞાનમાં બળ નથી પૂરાતું. પરિગ્રહની મર્યાદાનું પાલન કરવું અને અપરિગ્રહને આદર્શ માનવો એમાં કેટલુંક સારાપણું તો હતું જ, પણ કેટલીક ખરાબી પણ હતી. મોટા ભાગના લોકો પરિગ્રહમાં માનતા હતા. એમ કરતે કરતે છેવટે અપરિગ્રહનું નામ–નિશાન ન રહ્યું. લોભી માણસો સાથે પનારો પડતો ત્યારે ભલાભલા કહેતા કે પરિગ્રહ જરૂરી છે. સામાવાળા પાસે આટલું લ્હાવ–લશ્કર છે તો આપણી પાસે પણ એટલું હોવું જોઈએ; નહીં તો આપણે નહીં ટકીએ. દુનિયામાં ટકવા સારુ આટલું ઐશ્વર્ય જરૂરી છે. એટલે લોભીની રીતે લોભીનો સામનો કરવા જતાં પરિગ્રહની પાળ તૂટી ગઈ. અને લોભી તો મટવાના નહોતા. આમ કરવાથી સામસામી હોડ ચાલી. જોતજોતામાં નિર્લોભી પણ લોભી બની ગયા અને લોભીઓની એક જમાત બની ગઈ.

પરશુરામનો દાખલો આપણી સામે છે. જાતે બ્રાહ્મણ હોવા છતાં એણે હથિયાર ધારણ કર્યાં. પછી એ ક્ષત્રિયોને કેવી રીતે કાઢી શકવાના હતા ? કારણ, એમના પોતાનામાં ક્ષત્રિયત્વ પણ એમણે ધારણ કર્યું. ક્ષાત્રપણો લોભ થાય તો ક્ષત્રિયત્વ ન જાય. એ બ્રાહ્મણની જેમ જીવ્યા

હોત તો એમનું કામ થયું હોત. પણ એણે તો બ્રાહ્મણત્વ વાંટીને ઊંચું મેલ્યું, એટલે એનો અવતાર પૂરો થયો ને મર્યાદા પુરુષોત્તમ રામ આવ્યા. પરશુરામે ખરી રીતે તો બ્રાહ્મણ-શક્તિ પેદા કરવી જોઈતી હતી. જેને ટાળવું હોય તેનાં જ હથિયારો જો આપણે ધારણ કરીએ તો એમનું સ્થૂળ-સ્વરૂપ જ ટળે. ઉપરથી દેખાતા જુલમી માણસને તો આપણે ખતમ કરી શકીએ, પણ એને અંદરખાનેથી જીવાડીએ છીએ. આમ નિર્લોભીએ લોભીને માર્યો પણ જાતે લોભી બની ગયો.

## કંજૂસ અને ચોર

આજે દુનિયામાં પરિગ્રહની બોલબાલા છે. પરિગ્રહ માટે એવા કાયદાઓ ઘડાયા છે કે તેથી એ ચોરો નહીં પણ કાયદેસર થઈ ગયો છે. કાયદો ચોરીને ગુનો માને છે, પણ જેણે સંઘરો કરીને ચોરને ચોરી કરવાની પ્રેરણા આપી, તેને સમાજ ચોર નથી માનતો. એ કોઈ ગેરકાયદે વાત કરે છે એમ સમાજ નથી માનતો. પણ ઉપનિષદે તો કહી રાખ્યું છે કે મારા રાજ્યમાં ન કોઈ ચોર હો અને ન કોઈ કંજૂસ હો; કારણ, જ્યાં કંજૂસ હશે ત્યાં ચોર હોવા અનિવાર્ય છે. કંજૂસે ચોરોને પેદા કર્યા છે. કંજૂસ ચોરનો બાપ છે. એમના માનસ-પુત્રોને આપણે કેદમાં પૂરીએ છીએ અને બાપને છૂટા મેલીએ છીએ. એ સંસ્કારી બનીને સમાજમાં મહાલે છે, અને ગાદીએ ચઢીને બેસે છે; આ કયાંનો ન્યાય? स्तेन एव सः । આપણે પામી શકતા નથી કે એ ચોર છે પણ ગીતાએ એ બતાવી દીધું છે કે એ ચોર જ છે.

પણ વળી આપણે માની લીધું કે ગીતા તો સંન્યાસીઓનો ગ્રંથ છે. એ ગૃહસ્થો સારુ નથી. આમ આપણે ગીતાને પણ સંન્યાસ પકડાવી દીધો. પહેલાં આપણે સંન્યાસીઓનું એટલું બધું માન જાળવ્યું કે આપણું ઘર પાપી છે એમ માનીને એમને ઘર બહાર રાખ્યા. પણ આજે આપણે એમને ઘરમાં ન રાખતાં મંદિરમાં એટલા સારુ રાખીએ છીએ કે સંન્યાસી ઘેર આવે અને રખેને આપણો દીકરો સંન્યાસી થઈ જાય! આજે દુનિયામાં જે સૌથી વધુ સંઘરો કરે તે જીતે છે. સંઘરો સૌના માથે સવાર થઈને બેઠો છે. પણ આજના યુગ માટે ઉપયોગી તત્ત્વ અપરિગ્રહનું જ છે. એ કેવળ સંન્યાસીઓ માટે નથી, ગૃહસ્થો માટે પણ છે.

## समाजाय इदम् न मम।

આપણે સર્વસ્વ સમાજને અર્પણ કરવું જોઈએ, અને આપણા ખપ પૂરતું જ લેવું જોઈએ. યજ્ઞમાં આહુતિ આપતી વખતે આપણે કહીએ છીએ કે 'इंद्राय इदम् न मम, अग्नये इदम् न मम'–આ ઇંદ્ર સારુ, આ અગ્નિ સારુ, મારે સારુ નહીં. તેવી જ રીતે આજે હવે કહેવું જોઈએ 'समाजाय इदम् न मम, राष्ट्राय इदम् न मम–' આ સમાજ સારુ છે, રાષ્ટ્ર સારુ છે, મારે સારુ નહીં. તું પેદા કરે તે સમાજને ચઢાવી દે, પછી સમાજ તરફથી જે શેષરૂપે તને મળે તે અમૃત હશે.

### અપરિગ્રહના પાયા પર નવું ચણતર

આજની હાલત આપણે બદલવી છે, અને સાચા સેવકોના સેવકત્વ ગૌરવ કરવું છે. આ શી રીતે બને? તમે તમારી પાસે જે કંઈ છે તે સમાજને અર્પણ નથી કરતા અને ભૂમિના માલિક થઈને ચોટી રહો છો. તો આ ન બની શકે. હું ઇચ્છું છું કે કારખાનામાં મજૂર–માલિકનો ભેદ ન રહે અને બધા સેવક બને. પોતપોતાના ગજા પ્રમાણે કામ કરીને બધું સમાજને અર્પણ કરે. અને એમ કરતાં પોતાના જીવન–નિર્વાહ જોગું જે મળે તેટલાથી સંતોષી રહે. એટલું જ નહીં, દરેક જણ એ જ રીતે વિચારે કે મારું બાળક મારે માટે નથી, પણ સમાજ માટે છે. મને જે અક્કલ મળી છે તે સ્વયંભુ નથી, સમાજ માટે છે. હું સમાજમાં આ જાતનો અપરિગ્રહ લાવીને વૈભવ અને સંપત્તિ વધારવા માગું છું. સમાજ નારાયણ–સ્વરૂપ છે તો લક્ષ્મી એની પાસે જવાની જ છે. એમાં કોઈએ ગભરાવાની જરૂર નથી. આપણે એક સુંદર સમાજ રચવો છે, અને એનો પાયો તે ભૂમિની સમસ્યા છે. હું એ જ સમજાવું છું કે જમીન સૌને સારુ છે. આ વાત સમજાવવી અઘરી નથી. આજે હિંદુસ્તાનના તમામ ઉદ્યોગો ભાંગી પડયા છે અને જમીનની માગણી વધતી જાય છે. તેથી જમીનનો સવાલ ઉપાડી લઈને અપરિગ્રહની તાલીમનો આરંભ કરીએ તો એ વિચાર સમાજના મનમાં સારી રીતે બેસી જશે. અપરિગ્રહના પાયા પર એક ભવ્ય સમાજ–રચના ઉભારવાનો મારો ઉદ્દેશ છે.

મારો અપરિગ્રહ શંકર જેવો નથી. ચામડું ઓઢીને ભભૂત ચોળનારો

તો કોઈ પણ બની શકે, પણ એની પકડમાં કુબેર હશે. વિષ્ણુની પાસે લક્ષ્મી પડી છે, પણ એ એના પ્રત્યે ઉદાસીન છે. સમાજમાં બધું હાજર હશે, પણ વ્યક્તિ પોતાને આજે અપનું જ. લેશે. આવતી કાલની ચિંતા કરવાની જરૂર નથી. જુવાનીમાં જે સમાજની ચિંતા કરે છે, ઘડપણમાં સમાજ એની ચિંતા કરશે. અપરિગ્રહીની બુદ્ધિ ઘડપણમાં તેજસ્વી બને છે. એવા ઘરડાઓ ભાર નથી ગણતા, ઊલટું એમનો આભાર મનાય છે. આવા જ્ઞાનીઓ ઘરડા શરીરે થોડું કામ કરશે તોયે બુદ્ધિથી વધારે કામ કરતા હશે. જુવાનીમાં જે સમાજની સેવા કરે છે તેની બુદ્ધિનો ઘડપણમાં વિકાસ થાય છે.

## આજ ગરીબ-અમીર બન્ને દુઃખી છે

આજે લોકો જુવાનીમાં જ દુનિયાને લૂટે છે, પરિણામે ઘડપણમાં લોકો એમને તુચ્છ સમજે છે. શરીર ખખડી જાય છે અને પુત્ર, મિત્ર, પડોશી વગેરેનો પ્રેમ નથી રહેતો. પ્રેમને સાટે લક્ષ્મી મેળવી અને ઉપરથી રોગ પણ લાવ્યા. જેણે રોગ, ચિંતા ને ધન રળ્યું એ શું પામ્યો ! શું એની કમાણી સારી થઈ ? શું એનાથી સમાજ સુખી થયો ? એનાથી સમાજ સુખી થયો હોય તો આ રોદણાં શા સારુ. અને મારે શીદને ફરવું પડત ? બધા લોકો મારી પાસે આવીને રોદણાં રડે છે. ગરીબોને પેટની ચિંતા હોય છે અને શ્રીમંતોને બીજી ચિંતાઓ હોય છે. એમના ઘરમાં અંદરોઅંદર બનાવ નથી. હું તો એમને કહું છું કે તમે ઘરમાં સંપત્તિ ઘાલી, પ્રેમને બહાર ખદેડી મૂક્યો. ઘરમાં પૂજા ચાખો ત્યાં સુખ ક્યાંથી હોય ? પ્રેમ અને પૈસો સાથે સાથે શી રીતે રહી શકે ?

ગરીબના ઘરમાં જુઓ. બાપ-બેટા વચ્ચે કેટલો પ્રેમ હોય છે. બેટો બાપની કેવી સેવા કરે છે ? એ એના સારુ- ભલેને તેનું મોંઘું ઓસડ લાવે છે. પણ શ્રીમંતના ઘરમાં બેટો બાપની સામે પણ તાકતો નથી. બાપ માંદો પડયો તો ડૉક્ટર કે નર્સને બોલાવી લે છે. મા, બહેન કે બેટો કોઈ સેવા કરવા ઊભું નથી રહેતું. આ વધારીને વાત નથી કરતો. મેં મોટાઓનાં જીવન અંદરખાનેથી જોયાં છે. ટૂંકમાં સાર એ કે આજે ગરીબ અને અમીર બન્ને :

દુઃખી છે. બન્નેને એ જાતનાં દુઃખ છે. જે સમાજ-રચનામાં દુઃખ જ ભાગમાં આવે તે સમાજ-રચના શા કામની?

### દરેક ઘર સરકારની બેંક બને

એમ ન સમજશો કે જેમની પાસે મોટા સંઘરા છે તે લોકોએ જ આ વાત સમજવાની છે. એક જરા અમસ્તી લંગોટીમાં પણ આસક્તિ રહેલી હોય છે. જેની પાસે જે કંઈ હોય, તે એના ઘરમાં પણ ભલે પડ્યું હોય, તોયે એ સમાજ માટે છે. જેટલાં ઘર છે તે તમામ હિંદુસ્તાનની સરકારની બેંક હોવાં જોઈએ. આજે તો સરકારે કરજ કરવું પડે છે, વેરા નાંખવા પડે છે, અમેરિકાનો આશરો લેવો પડે છે, અથવા તો નાસિકના છાપખાનાનો આશરો લેવો પડે છે. પણ હું પાંચમો ઉપાય સુઝાડું છું. સરકારનો બોલ પડે ને લોક આપવા માંડે. આવી લોકપ્રિય સરકાર બને-બની શકે છે. તો દરેક ઘરવાળો સરકારને કહેશે, 'આ તો તમારી જ ચીજ છે, જોઈએ તેટલી લો, હું ચિંતા નથી કરવાનો કે કાલ શું ખાઈશ. તમે ખવડાવશો તો જ ખાઈશ.'

આવી સરકાર અને આવો સમાજ બની શકે એવો મહાન વિચાર આપણે દુનિયામાં ફેલાવવો છે. તેથી મારે એકલા શ્રીમંતો પાસેથી જ નહીં, ગરીબો પાસેથી પણ ભૂમિ લેવી છે. દરેકને મારે કહેવું છે કે તમારાથી પણ નીચે કોઈક છે. તેની સામે જુઓ. તમારી પાસે સાંજે ખાવાનો રોટલો નથી તોયે અત્યારના રોટલામાંથી ટુકડો પેલા સારુ કાઢવો એ તમારો ધર્મ છે. ખરી રીતે થવું તો એમ જોઈએ કે સમાજને બધું અર્પણ કરવામાં આવે. પણ આજે એમ નથી થતું, અને સમાજ પણ એને માટે તૈયાર નથી. તો આજે કમસેકમ એક ટુકડો, છઠ્ઠો ભાગ તો આપવો જ જોઈએ.

### વામનનાં ત્રણ પગલાં

ઘણી વાર સાંભળવા મળે છે કે હવે મોટા જમીનદારો નથી રહ્યા. પણ મારે માત્ર મોટાઓ પાસેથી જ નહીં, બધા પાસેથી દાન લેવાં છે. એનાથી જ ધર્મ-વિચાર ફેલાશે. દાન-પત્ર એ મારા વિચારના સ્વીકારની પહોંચ છે. પછી હું એ ઉદ્દેશ પ્રમાણેની નવી સમાજ-રચના કરીશ. મેં હમણાં સંપત્તિદાનની યોજના કરી છે. કેટલાક કહે છે કે તમે એમાં ઠગાશો. હું માનું છું કે

જેને આ પ્રમાણે સમાજનો અવિશ્વાસ હોય, તે સમાજનું અંગ બનવાને લાયક નથી. માબાપ પર સંતાનોનો એટલો બધો અવિશ્વાસ હોઈ શકે ખરો ? આ બધું થાય છે તે કાયદાથી નથી થતું, પ્રેમથી થાય છે. પછી હું અવિશ્વાસ શી રીતે રાખી શકું ?

મુસલમાન પાંચ વાર નમાજ પઢે છે, તે શું એના પર નજર રાખવા કોઈ ચોકીદાર હોય છે ? હિંદુઓ પણ એ જ પ્રમાણે ધર્મકાર્ય કરે છે; અને એવી જ રીતે આ ધર્મ–વિચાર સ્વીકારાશે. મને જરાય ડર નથી કે હું ઠગાઈશ, કારણ, હું બધાના અંતરાત્મામાં પ્રવેશું છું. સંપત્તિદાનની યોજના એ મારું બીજું પગલું છે. પહેલું પગલું ભૂમિદાનનું છે. મેં દોઢ વર્ષ પર કહ્યું હતું કે હું વામન બનીને આવ્યો છું. હવે ત્રીજા પગલા સારુ માથું નમાવવું પડશે અને ત્રીજું પવિત્ર પગલું માથા પર મંડાશે, ત્યારે સૌ ગરીબ બની જશે, અને દુનિયા આખી હિંદુસ્તાનનું અનુકરણ કરશે. હિંદુસ્તાનને આદર્શ માનીને દુનિયા ચાલશે.

ટિકારી, તા. ૩૧–૧૦–૧૯૫૨

## વહેંચણી અને ઉત્પાદન સાથે સાથે

કેટલાક કહે છે કે વહેંચણીની વાત અત્યારથી શીદને માંડો છો ? હજી તો ઉત્પાદન થોડું છે. પહેલાં ઉત્પાદન વધારવાની વાત કરો. આજે વહેંચણીની વાત કરશો તો એનાથી ભૂખની વહેંચણી થશે અને અનેકોને ભૂખ્યા રહેવું પડશે. પણ આ વિચાર ભૂલભરેલો છે. વહેંચણી અને ઉત્પાદન સાથે સાથે ચાલવાં જોઈએ. જિંદગીના આ પ્રમાણે ભાગલા ના પાડી શકાય. પહેલાં અમુક કામ ને પછી અમુક કામ એવી રીતે કેટલાક કામોમાં ભાગ પાડી નથી શકાતા. પહેલાં શ્વાસ લઈ લઈએ અને પછી ખેતી કરીશું એમ ન કરી શકાય. ખેતીની જેમ બીજાં કામોની સાથોસાથ શ્વાસ તો નિરંતર ચાલુ જ રહે છે, અને એનાથી જ જિંદગી પણ છે. તેવી જ રીતે ઉત્પાદન અને સમાનતાનો વિચાર પણ સાથે સાથે થવો જોઈએ.

### કુટુંબનો ન્યાય

આપણે કુટુંબમાં તો એવી રીતે નથી કરતા કે પહેલાં ઉપજ વધારી લઈએ, પછી બધાને ખવાડીશું. એમ પણ નથી કરતા કે હમણાં થોડાંને ખવડાવીએ અને પછી થોડાંને ખવડાવીશું. તો પછી કુટુંબને સારુ વિચારવાની એક રીત ને સમાજ સારુ વિચારવાની બીજી રીત એ શી રીતે ચાલે? હકીકતમાં આવી દલીલ તો મૂડીવાદી લોકો અને મૂડીવાદની અસર જેમના વિચાર પર પડવાથી બુદ્ધિમાં ભ્રમ પેદા થયો છે એવા લોકો કરે છે.

મેં જે આ ભૂદાનયજ્ઞનું આંદોલન આરંભ્યું છે તેમાં ઉત્પાદન અને વહેંચણી એ બન્ને સાથે સાથે ચાલશે. વહેંચણી થશે તો ભેદ જશે. ખેડતો હશે એને થોડીક જમીન મળશે. સમાજમાં ગણિતના આંકડા સામું જોઈને વહેંચણી થતી નથી. પૂરેપૂરી નહીં તો પણ અમુક તો વહેંચણી થવી જ જોઈશે, તો જ એની સાથે સાથે ઉત્પાદન પણ વધશે એમ હું માનું છું. પહેલાં વહેંચણી થાય, તો પછી સાથે સાથે ઉત્પાદન શી રીતે વધારવું એની યુક્તિ પણ શોધી શકાય. આજે ખેતીમાં ખેડૂતની અક્કલ અને પ્રેમ ખપ લાગતાં નથી, કારણ કે એ ખેતીનો માલિક નથી. પણ વહેંચણી પછી એ ખપ લાગશે.

શેરઘાટી, ૯-૧૧-૧૯૫૨

## યુગના ઘડવૈયા આપણે છીએ : ૯ :

આપણી ચારે બાજુએ અનંત સૃષ્ટિ ફેલાયેલી પડી છે. એ અનંતની વચ્ચે આપણે એક તુચ્છ શરીરધારી ઊભા છીએ. આખી સૃષ્ટિ આપણને નિરંતર દેતી આવી છે.

### સૃષ્ટિ પાસેથી દાનનો પાઠ

સૂર્યનારાયણ સવારે આવે છે અને એમનાં સહસ્ર કિરણોથી આપણને આલિંગન આપે છે. કોઈ સેવક પોતાના સ્વામીના ઘરમાં પ્રવેશતો હોય તેવી રીતે એ આપણા ઘરમાં પ્રવેશે છે. કેટલી અદબ જાળવે છે! આપણે જો

બારણાં વાસી મેલ્યાં હોય તો એ ધક્કો મારીને ખોલી નથી નાંખતો, દરવાજે જ ઊભો રહે છે. પોતાનાં બધાં કિરણો સાથે લઈને એ આપણાં દરવાજે ઊભો ઊભો વિચારે છે, ક્યારે દરવાજો ખોલે ને ક્યારે સેવા બજાવવા દાખલ થાઉં ? આપણે અડધો દરવાજો ખોલીએ તોયે અંદર આવે છે ને આખો ખોલીએ તોયે અંદર આવે છે. આપણા જેવા તુચ્છ લોકોની સેવામાં એ પોતાનું જીવન ખપાવી નાંખે છે.

આ વાયુ, હવા નિરંતર વહે છે. એ ક્યાંથી આવે છે ને ક્યાં જાય છે, કોઈને ખબર નથી. ઠેઠ પ્રાચીન કાળથી એક બાજુ હિમાલયથી અને બીજી બાજુ સમદ્ર પરથી વાયુ આવે છે, આપણાં અંગોને મધુરો સ્પર્શ કરે છે અને આપણા પર પ્રેમ ઢોળે છે. એનાથી જ આપણો શ્વાસ ચાલે છે. આપણાં તુચ્છ જીવનને પરિપૂર્ણ કરવા એ નિરંતર કામ કરે છે. એ જો એનું કામ ન બજાવે તો આપણે બધા ખતમ થઈ જઈએ.

આ ગંગા આપણી સેવા માટે નિરંતર વહે છે. આપણે ઝાડ વાવ્યું, તરત જ એની સેવા માટે એ દોડી આવે છે. આપણે આંબો વાવીશું તો એ આંબો ઉછેરી આપશે અને બાવળ વાવીશું તો બાવળ ઉછેરી આપશે. તમે ફાવે તેમ ચાલો, એનું કામ તો તમારી ઇચ્છા પૂરી કરવાનું છે. આપણ બાળકોની સેવા બજાવવાનું વ્રત એ માતાએ લીધું છે.

અને આ વાદળાં ! એ આપણા પર નિરંતર વરસતાં રહે છે. વળતું કશું લેતાં નથી.

આમ આખી સૃષ્ટિ નિરંતર દાન દેતી રહે છે. ઝાડો ફૂલે ફાલે છે. આપણે એને પાણી પાશું તો એ ફૂલશે ફાલશે; પાણી પાઈશું તો ફળશે, અને નહીં પાઈએ તો એના જીવને દુઃખ તો થશે, છતાંય પોતાની જેટલી રસ-શક્તિ હશે તેટલાં એ ફળશે. આપણે એના જ છાંયડામાં બેસીને એની ડાળ વાઢીશું તોયે એ કશો ફરિયાદ નહીં કરે. આમ આખી સૃષ્ટિ આપણને દેતા રહેવાનું શિક્ષણ આપે છે.

આ જ શિક્ષણ આપણને આપણી માતાએ બચપણમાં દીધું છે. એ વખતે આપણે નાનાં હતાં. આપણી રક્ષા કરનારું તે વખતે બીજું કોણ હતું ?

પણ આપણે પેદા થયા અને બીજી બાજુ એના થાનમાં દૂધ ઊભરાયું, આપણને એણે એ દૂધ પાયું. આપણને દૂધ પીવાની તાલાવેલી હતી એથી વધારે તો એને આપણને પાવાની તાલાવેલી હતી. આમ આપવાનો પાઠ ભણવાને આપણને છેક ગળથૂથીમાંથી જ દીધો.

### કુટુંબ–પ્રેમને વ્યાપક બનાવીએ

લોકો કહે છે કે હું ઊલટી ગંગા વહેવડાવું છું. એક હદ સુધી તો એ વાત ઠીક પણ છે. પણ ઊલટી કઇ ને સીધી કઇ તે વિચારવાની વાત છે. સૃષ્ટિ આપણને શો પાઠ આપે છે? એ સીધી ગંગા છે કે ઊલટી? એ તો આપણને આપ્યે જવાનો જ પાઠ આપે છે. આપણે બધા જ જો માત્ર લેવાનું જ શીખીશું, કોઇને આપવું નહીં ગમે તો શી વલે થશે? કારણ, કોક આપશે ત્યારે કોક લેશે ને? આપણું કામ સૃષ્ટિ સાથે એકરૂપ થવાનું છે. એ રીતે આ કાર્યક્રમ સૃષ્ટિને અનુકૂળ છે. તેથી મારું કામ સીધી ગંગા જ કહેવાશે. આજે જે થઈ રહ્યું છે તે સાવ બનાવટી અને સૃષ્ટિથી ઊલટું છે. પણ પછી લોક પૂછે છે કે ત્યારે આ બધું ચાલે છે શી રીતે? એ ચાલતું નથી ચાલવાનો ભ્રમ માત્ર છે.

ખરી રીતે તો પરિસ્થિતિને કારણે આપણે બધા સ્વાર્થી લાગીએ છીએ. પણ જો કુટુંબમાં નજર નાખીએ તો જેને આપણે સ્વાર્થી કહીએ છીએ તે શી રીતે વર્તે છે? એ ઉંબરામાં પગ દેતાં જ બાળકો પર કેવો પ્રેમ કરે છે? એ બાળકો પર પ્રેમ ન કરે તો બાળકો એને ફાયદો ઓછા જ દેખાડે તેમ છે કે અમારું પાલન–પોષણ તમારે કરવું જ પડશે? એમની ભૂખ તો માબાપને લાગે છે. બાળકોને ખવડાવવાની ચટપટી તો એમને જ વિશેષ થતી હોય છે. એ કહે છે કે કુટુંબમાં પોતાનાં બાળકો, ભાઇબહેનો અને માતા–પિતા માટે કંઇક કરવાનું હોય તો તે કરતાં આનંદ આવે છે. એક જરાક અમસ્તા ઘરમાં જરાક અમસ્તું પ્રેમનું કામ કરવાથી આટલો આનંદ થાય છે તો એવો જ પ્રેમનો પ્રવાહ આખા સમાજ સારુ વહેવડાવીએ તો કેટલો મહાન આનંદ થશે એનો જરા હિસાબ તો માંડો! સાર એટલો કે મારું આ કામ મહાન આનંદનું કામ છે. અને તેથી તો સમાજના હૃદયમાં એ પ્રવેશી શકે છે.

### આનંદની પ્રાપ્તિ માટે મથવાપણું નથી

કેટલાક વળી કહે છે 'જમીન માગ્યે નહીં મળે, એ તો માર્યાથી મળે. સંઘર્ષ—અથડામણ વગર કોઈ ચીજ મળતી નથી. સંઘર્ષ જ જીવનનો આધાર અને પાયો છે.' પણ આ બાળકને ધવરાવે છે તે શું એનાં થાન સાથે બાળક સંઘર્ષ કરે છે. હા, એને પ્રેમનો સંઘર્ષ કહો તો મારે મંજૂર છે. દુનિયા આખી પ્રેમથી ચાલે છે. મરણ પથારીએ પડેલાને પણ પોતાનાં સગાંવહાલાં જોઈને આનંદ થાય છે ને હૈયે ટાઢક વળે છે, તે શું એની આંખનો પેલા લોકો સાથે સંઘર્ષ થાય છે? પણ આ લોકોની ભૂલ જ એ છે કે ઠીક રીતે વિચાર જ કરતા નથી. પણ, જો આ લોકો ઠીક રીતે નહીં વિચારે તો એમનાં બધાં કામ નકામાં નીવડવાનાં છે.

ઉપનિષદમાં ગાયું છે કે આ આખી સૃષ્ટિ આનંદથી પેદા થઈ છે ને આનંદમાં લીન થાય છે. આજે પણ દરેકને કોઈ ને કોઈ પ્રકારનો આનંદ તો હોય છે જ. લોકો કહે છે કે સુખની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો જોઈએ. પણ સુખ સારુ શા માટે મથો છો? એ તો તમારું જ સ્વરૂપ છે. તમે પંડે સુખ—રાશી, સુખ—નિધાન અને સુખ—સમુદ્ર છો. આમ તમે સુખ છો. મોઢામાં સાકરની ગાંગડી નાખવાથી સુખ નથી પેદા થતું; ચૈતન્ય—રસ તો તમારા મોઢામાં જ છે, એનાથી સુખ પેદા થાય છે. તમે પંડે આનંદ છો. તેથી આનંદની પ્રાપ્તિ માટે કોઈ પ્રયત્ન કરવાપણું નથી. કરવું જ હોય તો દુઃખની પ્રાપ્તિ માટે કરવાપણું છે, ને આજે એ જ થઈ રહ્યું છે. તમે પોતે થઈને દુઃખની પ્રાપ્તિ માટે આજ સુધી કેટલી મહેનત કરી છે! એટલું જ એક છોડી દો તો પણ પોતાના મૂળ સ્વરૂપને પ્રાપ્ત કરશો.

તમે આનંદમય છો. આનંદની પ્રાપ્તિ સારુ નહીં, પણ આનંદની શુદ્ધિ સારુ પ્રયત્ન કરવાનો છે. કોઈને દારૂ પીવામાં આનંદ આવે છે, કોઈને વાંચવામાં, કોઈને દાન દેવામાં તો કોઈને સેવા કરવામાં આનંદ આવે છે. આમ આનંદ અલગ અલગ પ્રકારનો હોય છે. દરેકને અંદરથી આનંદનો અનુભવ થાય છે. આટઆટલાં દુઃખ છતાં મનુષ્ય તેમ જ બધાં જ પ્રાણીઓ જીવતાં રહેવા મથે છે. અને આમ તો આનંદ પણ દરેકના

જીવનમાં હોય છે, છતાં કંઈક કરવાપણું લાગ્યા કરે છે. આનંદનું જે સ્વરૂપ હશે તે પ્રમાણે એ પ્રાપ્ત થશે. એટલે આનંદનું સ્વરૂપ શુદ્ધ કરવાનું કામ આપણે કરવાનું છે. દારૂ પીવામાં આનંદ આવતો હોય તો મીઠાઈ ખાવામાંથી આનંદ પ્રાપ્ત કરવાનો અભ્યાસ પાડવો જોઈએ, અને મીઠાઈમાંથી આનંદ મળતો હોય એણે કેરી ખાવામાંથી આનંદ પ્રાપ્ત કરવાનો અભ્યાસ પાડવો જોઈએ. કેરી ખાવી એમાં કંઈક શુદ્ધ સ્વરૂપનો આનંદ છે, પણ એથી ચઢિયાતો આનંદ તો કોઈને ખવાડવામાં છે. આમ આપણે આપણા આનંદનું સ્વરૂપ વધારે ને વધારે શુદ્ધ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. સાર એટલો કે મનુષ્યે કંઈ મથવાપણું હોય તો તે આનંદની પ્રાપ્તિ માટે નહીં, પણ એની શુદ્ધિ માટે છે.

### શ્રાવસ્તીનો કિસ્સો

બધા કહે છે, કળિયુગમાં આ તે શી રીતે બનશે? બધા દુઃખી દુઃખી છે. આમ છતાં તમે જુઓ છો કે લાખો લોકો દાન આપે છે ને અપાવે પણ છે. આ બુદ્ધની ભૂમિ છે. એ મહાપુરુષ અહીંની હવામાં સૂક્ષ્મ સ્વરૂપે હાજર છે. દરેકના હૃદયમાં એમની સ્મૃતિનો અંશ પડેલો છે. એ કરુણાના અવતાર આજથી અઢી હજાર વર્ષ પર જ્ઞાન-દાન દેતા અહીં ઘૂમ્યા હતા. હું, એક તુચ્છ વ્યક્તિ, પણ એમના પગલે પગલે ચાલવા કોશિશ કરું છું. હું તમને શ્રાવસ્તીનો એક કિસ્સો સંભળાવું.

શ્રાવસ્તીમાં લોકોએ ભગવાન બુદ્ધને ચાતુર્માસ ગાળવા બોલાવ્યા. એમણે શાંત એકાંત ધ્યાન કરવા સારુ જમીનવાળાઓ પાસેથી જમીન માગી, પણ જમીન-માલિકોએ જેટલી જમીન જોઈતી હતી તેટલી પર ઢંકાય એટલી સોનામહોર બદલે જ જમીન આપી. આ તો ભગવાન બુદ્ધના જમાનાની ઘટના છે. આજે એ જ શ્રાવસ્તીમાં મારા જેવા પામર માનવી, જે ભગવાન બુદ્ધની સામે કશા લેખામાં નથી તેને સો એકર જમીન મળી. તો આ તે સતયુગ આવ્યો કહેવાય કે કળિયુગ? જરા તમે વિચાર કરો. ભગવાન બુદ્ધના શિષ્યોને જમીન સોના મહોરથી ઢાંકી આપીને ખરીદવી પડી એવી કીમતી જમીન મને આજે દાન મળી છે.

## યુગ તમારા હાથમાં છે

માટે યુગની વાત ના માંડશો. જે યુગમાં તમારે રહેવું હોય એ જ યુગ તમારે ચાલે છે. યુગ આપણને ઘડતો નથી. યુગના ઘડવૈયા કાળપુરુષ તો આપણે જ છીએ. આપણા હાથમાં આખી આ સૃષ્ટિ છે. ગીતામાં કહ્યું છે: "આ જે જડ સૃષ્ટિ દેખાય છે તેને આપણે જીવ ધારણ કરીએ છીએ." આખી સૃષ્ટિ આપણા હાથમાં છે. આપણે ચેતન છીએ. આપણે એને મનફાવતો ઘાટ આપી શકીએ છીએ. આપણે માટીમાંથી ઘડો બનાવવો હોય તો એ ચુપચુપ બનાવવા દે છે. એ ફરિયાદ નથી કરતી કે મારો ફલાણો ફલાણો ઘાટ ઘડો. તમને ફાવે તેવો ઘાટ ઘડી શકો છો. તેવી જ રીતે યુગને પણ તમે ફાવતો ઘડી શકો છો. યુગ તો તમારા હાથમાં માટીના લોંદા બરાબર છે.

લોકો મને કહે છે કે તમારો ચરખો આ યંત્ર-યુગમાં, આ જંતરમંતરના યુગમાં નહીં ચાલે. છતાં મેં દિલ્હીમાં ઘંટી ફેરવી ને એમાંથી આટો નીકળ્યો. દિલ્હી હતી અને યુગ યંત્રયુગ હતો છતાં! માટે, યુગ તમારા હાથમાં છે.

## સતયુગ આવે છે

આજે જેટલો ઉન્નત સમય આવ્યો છે એટલો આ અગાઉ ક્યારેય નહોતો. ઇતિહાસમાં કોઈ કાળે આઝાદીની લડત અહિંસાથી લડાઈ હતી ખરી? પણ આ યુગમાં એમ બન્યું અને એ ચમત્કાર આપણે સૌ આંખે ભાળ્યો. આવી જબરદસ્ત સલ્તનત, જેમાં સૂર્યનારાયણ કદી આથમતો નહીં, જેને જર્મની પણ ટાળી ન શક્યું એને આપણે ટાળી. અને ગાંધીજીએ આપણને શું સાધન આપ્યું! ચરખો આપ્યો, અને પ્રેમ તથા અહિંસાનો નિઃશસ્ત્ર કાર્યક્રમ આપ્યો. આ બધું આપણી સગી આંખે ભાળ્યું. પણ લોકો કહે છે કે આપણા પુરુષાર્થથી સ્વરાજ્ય નથી મળ્યું, એમાં મોટો ફાળો તો દુનિયાની પરિસ્થિતિનો છે. મારો એવો તો કોઈ દાવો નથી કે અહીં જે આંધ્યું-તૂટ્યું અહિંસાનું આંદોલન થયું તેટલાથી જ આપણને સ્વરાજ મળ્યું. ગીતા પ્રમાણે આપણે તો માનીએ છીએ કે કોઈ પણ કામ એક જ કારણસર બનતું નથી. છતાં ઇતિહાસના લખનારા લખશે કે હિંદુસ્તાનની સ્વતંત્રતા માટે અહિંસક આંદોલનનો પણ ઘણો મોટો ફાળો હતો.

તમે એ પણ જોયું કે લડાઈ પછી જે કડવાશ રહી જાય છે તે પણ અહીં નથી રહી. આજે હિંદુસ્તાન અને ઇંગ્લૅંડ વચ્ચે મૈત્રીની ભાવના છે. આ કોઈ જેવો તેવો ચમત્કાર નથી. આ બધું આપણી આંખો સામે બન્યું છે. માટે ભ્રમમાં ન રહેશો કે, આ કલિયુગ છે. આ તો સતયુગ આવી રહ્યો છે. આપણી આંખોની સામે આવી રહ્યો છે, અત્યંત તેજ ગતિથી આવી રહ્યો છે. વિજ્ઞાનને લીધે એની ગતિ આજે વધી ગઈ છે.

## મહાયુદ્ધોને આવકાર

કેટલાક કહે છે કે સતયુગ તો નહીં ને મહાયુદ્ધ આવે છે. હું કહું છું જેટલાં મહાયુદ્ધોને આવવું હોય એટલાં ભલે આવતાં. કારણ, મહાયુદ્ધ માનવને પાઠ શીખવાડે છે કે યુદ્ધથી એકેય સવાલ ઊકલતો નથી. તેથી હું મહાયુદ્ધોને આવકારું છું. એના પરિણામે દુનિયા આખી સીધી મારી સામે આવી ખોળા પાથરીને કહેશે કે અમે હાર્યા, હવે અહિંસાનો મારગ બતાવો. તેથી હું કહું છું કે તમારે વિજ્ઞાનને રોકવું હોય તો મહાયુદ્ધ આદરો. જૂના જમાનામાં ભીમ અને જરાસંધની કુસ્તી થતી તેમ આજે હિટલર ને સ્ટેલીનની કુસ્તી થાય તો આપણને વાંધો નથી. કારણ, એમાં હિંસાની એક મર્યાદા હોય છે. એ હિંસા દુનિયાને અડતી નથી. પણ વિજ્ઞાનને લીધે આજે હિંસાનું સ્વરૂપ એવું થઈ ગયું છે કે તમારે વિજ્ઞાનનો વિકાસ કરવો હશે તો હિંસા છોડવી જ પડશે. મારે વિજ્ઞાનનો વિકાસ કરવો છે તેથી કહું છું કે એની સાથે હિંસા લગીરે નહીં ચાલે. હિંસા આવી તો એનો અર્થ એ થશે કે મનુષ્યે પોતાના નાશની તૈયારી કરી મેલી છે.

## વિજ્ઞાન અને અહિંસાનો યોગ

આ યુગ વિજ્ઞાનનો છે અને અહિંસાને સાદ દે છે. તેથી હું કહું છું કે વિજ્ઞાનને આગળ વધારો, જોરથી આગળ વધારો. લોક કહે છે વિનોબા વિજ્ઞાનની વિરુદ્ધ છે. પણ હું વિજ્ઞાનની વિરુદ્ધ નથી, યંત્રની વિરુદ્ધ છું. લોકોને એટલું પણ નથી સમજાતું કે વિજ્ઞાન એ યંત્રથી જુદી વસ્તુ છે. સૃષ્ટિના જ્ઞાનને વિજ્ઞાન કહે છે. મારે એ વધારવું છે. હું વિજ્ઞાનનો પ્રેમી છું.

વિજ્ઞાન આપણું દાસ છે. આપણે ઇચ્છીશું તે પ્રમાણે એ કરશે. આપણે ઇચ્છીશું તો એ આપણા સારુ એટમ બૉમ્બ બનાવી આપશે, અને ઇચ્છીશું તો એ આપણે માટે પરમાણુ–શક્તિ પેદા કરી આપશે.

માનવ–જીવનને ઉન્નત, વ્યાપક અને વિશાળ બનાવવા માટે વિજ્ઞાનને ખૂબ વધારવું જોઈએ પણ એની સાથે અહિંસા જોડી આપવી જોઈએ. જો એ બેનો મેળ થઈ શક્યો તો આપણે પુરાણોમાં સ્વર્ગની વાતો વાંચીએ છીએ તેવું સ્વર્ગ પૃથ્વી પર ઉતારી શકીશું. દુનિયામાં આજે અહિંસાની વૃત્તિ જેટલી છે તેટલી આ પહેલાં ક્યારેય નહોતી. ઠેઠ પ્રાચીનકાળથી આજ સુધીના ઇતિહાસ પર નજર નાખો. આજે એવો સમય છે કે નાનાં છોકરાં પણ હિંસા–અહિંસાની ચર્ચા કરે છે. જીવનના તમામ પ્રશ્નો અહિંસા મારફતે ઊકલી શકે કે નહીં એની આજે ચર્ચા થઈ રહી છે. આ પહેલાં આવી ચર્ચા ક્યારેય નહોતી થઈ. એ લોકોએ તો માની લીધું હતું કે હિંસાનું જીવનમાં કંઈ ને કંઈ સ્થાન તો છે જ. પણ, આજે એવો સમો આવ્યો છે કે હવે વિજ્ઞાન અને અહિંસાનો મેળ પડી શકે તેમ છે.

## જમીનની કીમત ન અંકાય

હું માટી લેવા આવ્યો છું, પણ આપું છું એથીયે કીમતી ચીજ. લોકો કહે છે અહીંની જમીન મોંઘી છે. ચારપાંચ હજાર રૂપિયે એક એકર છે. પણ તમારા એ પાંચ હજાર રૂપિયાનો એક બાજુ ઢગલો કરો અને એના પર ચાર મહિના સુધી પાણી પડવા દો. પછી જુઓ કે એમાંથી કેટલો પાક ઊતરે છે. જમીનની કીમત પૈસામાં નથી. જમીન તો અમૂલ્ય છે, પણ આ બજાર-વાળાઓએ એની કીમત પાડી છે. માતાનો કોઈ દહાડો લાવતાલ થતો હશે ખરો? મા, બાળકો, ભાઈબહેન વગેરેની કીમત અંકાય ખરી? તો જમીન તો આપણી માતા છે. હવાની કદી કીમત અંકાય ખરી? એ તો પરમેશ્વરની દીધેલી અમૂલ્ય વસ્તુ છે. એને પૈસાથી શું તોલવા બેઠા છો? તેથી જમીન સસ્તી તો ક્યાંય નથી, બધે જ ઠેકાણે એ મોંઘી છે. જમીન વેચવાની નથી હોતી, એ તો પ્રેમથી આપવા લેવાની હોય છે. પાણી કદી વેચાય ખરું? તમારે આંગણે કોઈ તરસ્યો આવ્યો તો એને પાણી પાવું એ તમારો ધર્મ

છે. ન પાવ તો તમારે નીચું જોવું પડે. એ જ રીતે જે મહેનત કરે તેને જમીન આપવી એ પણ તમારો ધર્મ છે. પૈસાની માયાવી જાળમાં ફસાઇને જમીનની કીમત ન આંકો અને દિલ ખોલીને જમીનનાં દાન દો તો ફરી એકવાર ગયા પાસેથી દુનિયાને પ્રેરણા મળે.

જે આ કામ કરે છે તેની આબરૂ વધે છે. બીજાની આબરૂ વધે તેમાં કોઈના પેટમાં શા સારુ દુ:ખે? મારે તો સૌની આબરૂ વધારવી છે. તેથી મારું સૌને તેડું છે. કોઈની આબરૂ ઘટે તો મને દુ:ખ થાય છે. કોઈકની આબરૂ ગઈ એવું જ્યારે સાંભળું છું ત્યારે ધરતી ફાટે ને એમાં સમાઇ જાઉં એવું થાય છે. માટે મારું નમ્ર નિવેદન છે કે તમે સૌ આ કામમાં લાગી જાવ.

ઔરંગાબાદ, ગયા. ૧૦–૧૧–૧૯૫૨

## સરકાર મીંડું અને જનતા એકડો છે : ૧૦ :

વૈજ્ઞાનિકો કહે છે કે આ દુનિયામાં આઠ–દસ લાખ વર્ષથી માનવ–જીવન ચાલ્યું આવે છે. એ પહેલાં માનવનું પૂર્વ–સ્વરૂપ શું હતું તે તો આપણે નથી જાણતા. પણ વૈજ્ઞાનિકોનું માનવું છે કે આજે માનવનું જે સ્વરૂપ છે તે સ્વરૂપમાં એ આઠ–દસ લાખ વર્ષથી જીવતો આવ્યો છે. શરીરના નિભાવ માટે ખાવુંપીવું વગેરે જાનવરને કરવું પડે છે, તેમ માનવ–દેહને પણ એની જરૂર પડે છે. એ માટે માણસને પણ પ્રયત્ન કરવો પડે છે. માણસ પોતપોતાની રીત પ્રમાણે એ પ્રયત્ન તમામ દેશોમાં કરે પણ છે. પણ મનુષ્યનું સમાધાન કેવળ ખાવાપીવાથી થતું નથી. એને કોઈ ને કોઈ વિચારની ભૂખ પણ હોય છે.

### ભગવાન બુદ્ધનું વિચાર–પ્રવર્તન

આજ સુધીમાં જેટલા વિચાર–પ્રવાહો આવ્યા, વિચારોમાં સુધારા આવ્યા અને વિચારોમાં પ્રવર્તન થયાં એ બધાએ મનુષ્યને પ્રેરણા આપી છે. એને કોઇ ને કોઈ મૌલિક વિચાર સૂઝતા રહ્યા છે. ભગવાન બુદ્ધે પશુહિંસા સામે અવાજ ઉઠાવ્યો. એમણે લોકોને સમજાવ્યું કે પશુઓ પાસેથી આપણે જે કંઈ મદદ લઇ શકીએ તે લેવી અને એમને આપણાથી બનતી મદદ દેવી

જોઈએ. પણ એમની હિંસા કરવી એ મનુષ્યને શોભા દેતું નથી. પણ આ કોઈ બહારની વસ્તુ નથી. પશુ-હિંસા તો નિમિત્ત હતું, એની પાછળ તો કરુણાનો વિચાર હતો. મનુષ્યે આસપાસની સૃષ્ટિ સાથે કરુણાપૂર્વક વહેવાર કરવો જોઈએ એ વિચાર એમને ફેલાવવો હતો. પશુ-હિંસાનો વિરોધ એ તો નિમિત્ત-માત્ર હતું. એનાથી સમાજમાં એક ક્રાંતિકારી પરિવર્તન આવ્યું. હિંદુસ્તાન પર એની અસર એક હજાર વર્ષ સુધી થઈ. આજે પણ આપણે એ વિચારની કદર કરીએ છીએ. આજે સમાજે એ વિચાર સ્વીકારી લીધો છે. પશુ-હિંસા જો કે પૂરેપૂરી બંધ નથી થઈ તો પણ સમાજે એ વિચાર સ્વીકારી લીધો છે.

આ જાતનું ક્રાંતિકારી પરિવર્તન થયા બાદ સમ્રાટ અશોક જેમના ચક્રચિહ્નનો આપણે ઉપયોગ કર્યો છે એમણે એ વિચારનો પ્રચાર કર્યો. હિંદુસ્તાનના જીવનમાં એ વિચાર સ્વીકાર્યા બાદ રાજ્યકર્તાઓએ એ વિચાર સ્વીકાર્યો. ત્યાર પછી એ વિચાર હિંદુસ્તાન બહાર બીજા દેશોમાં પણ ફેલાયો અને એણે બીજા દેશોને હિંમત આપી. આજે પણ બૌદ્ધધર્મના અનુયાયી ચીન, જાપાન, મલાયા, બ્રહ્મદેશ, લંકા વગેરે દેશોમાં છે. આ રીતે જે વિચાર બિહારમાં પ્રગટ થયો તે આખા એશિયામાં ફેલાયો.

## વિચાર માનવજીવનનો પાયો

આમ વિચારની પ્રેરણા મનુષ્યને આગળ વધવાની સ્ફૂર્તિ આપતી રહે છે. મનુષ્યનું શારીરિક જીવન તો છે જ, પણ એની જે ઉન્નતિ થાય છે તેની પાછળ એક વિચાર રહેલો હોય છે. વિચારને લીધે આંદોલન થાય છે, એક જુસ્સો પેદા થાય છે અને એમાંથી નવું જીવન ઘડાય છે. અને ત્યારે સમાજ-રચના ફેરવાય છે અને જીવનનું માળખું બદલાય છે. ફ્રાંસમાં જે રાજ્યક્રાંતિ થઈ તેની પાછળ પણ એક વિચાર જ હતો. માર્ક્સ આવ્યો અને એના વિચારના આધારે રશિયામાં એક ક્રાંતિ નિર્માણ થઈ. આવી રીતે આપણે વિચારની શક્તિ અનુભવીએ છીએ. મનુષ્યને વિચાર જ તાકાત આપે છે. એ ખારી પીશે, પણ એ બધાની સાથે સાથે, એ બધાની પાછળ, એ બધાની પૂર્તિમાં અને એના પાયારૂપે એક વિચાર હોય છે,

અને જ આપણે 'ધર્મ' અથવા નીતિ કહીએ છીએ. વિચારના પાયા પર જીવનની ઇમારત ખડી થાય છે.

## નિરાકારના પ્રકાશનનું સાધન સાકાર

હમણાં હું જે કામ ચલાવી રહ્યો છું તેનું બહારનું સ્વરૂપ જમીનનો સવાલ ઉકેલવાનું દેખાય છે. પરંતુ એની પાછળ એક વિચાર છે. એ વિચાર ફેલાવવા માટે મેં આ બહારનું કામ ઉપાડ્યું છે. બહારનું કામ જોડાયેલું ન હોય તો વિચાર નિર્ગુણ અને નિરાકાર રહે છે. વિચાર-પ્રચાર અને વિચાર-પ્રકાશન માટે બાહ્ય કામ જોડવું જરૂરી છે. એ જ કારણસર મેં હિંદુસ્તાનનો જે જરૂરી સવાલ હતો તે ઉપાડી લીધો અને વિચાર-પ્રચાર કરવા નીકળી પડ્યો છું. મેં કેટલીયે વાર કહ્યું છે કે ભગવાન બુદ્ધે જેમ ધર્મ-ચક્ર-પ્રવર્તન કર્યું હતું તેનું એમના જ પગલે હું પણ કરી રહ્યો છું. એ વિચારનું નામ છે 'સર્વોદય'.

## હિતોમાં વિરોધ નથી

સર્વોદય એટલે એકના ભલામાં સૌનું ભલું. એકના હિતની વિરુદ્ધ બીજાનું હિત ન હોઈ શકે. કોઈ એક કોમ, વર્ગ અથવા દેશના હિતની વિરુદ્ધ બીજી કોમ, વર્ગ કે દેશનું હિત ન હોઈ શકે. હિતોમાં વિરોધ હોય છે એ વિચાર જ ખોટો છે. એકના હિતમાં બીજાનું હિત હોય છે. હિતમાં વિરોધ નથી હોતો, પણ આપણે અહિતને જ હિત માની બેસીએ અને અકલ્યાણમાં જ કલ્યાણ ભાળીએ તો હિત-વિરોધ હોઈ શકે. હું બુદ્ધિશાળી હોઉં, અથવા તો મારી તબીયત સુધરતી હોય તો એમાં તમારું ભલું જ છે. મને તરસ લાગી અને પીવા પાણી મળ્યું તો તેમાં તમારું પણ ભલું છે ને મારું પણ ભલું છે. પણ જો હિત-વિરોધની કલ્પના કરીએ તો હિતની કલ્પના મિથ્યા થઈ જશે.

આપણે પાડોશીને દુઃખી કરીને સુખી નહીં થઈ શકીએ. એમાં હજાર જાતની હાનિ થવાની. બીજાને લૂંટીને કે ત્રાસ આપીને સુખી બનવા તાકે તે સુખનો રોટલો ખાઈ નહીં શકે. એના શરીરમાં રોગો થશે અને ડાક્ટરનું શરણું શોધવું પડશે ઘરમાં પૈસા આવ્યા કે એની સાથે અશાંતિ

પણ આવી. એને ખાધેલું નહીં પચે અને રોગ એને સતાવશે. લૂંટીને ઘરમાં પૈસો ઘાલનાર સુખી થવા ફાંફાં મારે છે પણ એ કદી સુખી થતો નથી. એવી રીતે ઘરમાં આવેલો પૈસો ઘરને લાય મેલે છે.

લોક કહે છે હું ગરીબોનો મિત્ર છું. એની હા હું એટલા માટે પાડું છું કે હું પોતે ગરીબ છું. કેટલાક વળી એવો આરોપ મૂકે છે કે હું તો ધનવાનોને બચાવનારો છું. હા જી, ગમે તે રીતે નહીં પણ સાચી રીતે હું એમનો બચાવનારો છું. હું જે ધર્મનું શિક્ષણ આપું છું તેમાં એક વિચાર એ છે કે આપણા ઘરમાં આપણે દેખાઈએ છીએ એટલા જ નથી, પણ એક વધારાનો જણ પણ છે. એનું નામ છે દરિદ્રનારાયણ.

કુરાનમાં એક વાત છે. એક વખત પેગંબર પોતાના બે સાથીઓ સાથે ક્યાંક જતા હતા. પાછળ દુશ્મનોની મોટી ફોજ પડી હતી. એમના સાથીમાંથી એકે કહ્યું, "ફોજ તો ઘણી મોટી છે ને આપણે ત્રણ જ જણ છીએ. શું કરશું?" પેગંબરે કહ્યું, "આપણે ત્રણ જ નથી, ચાર છીએ અને જે ચોથો છે તે દેખાતો નથી પણ એ છે ને એ જબરદસ્ત છે." એની જેમ હું પણ પેલા ન દેખાતા ભાઈનો ભાગ માગું છું.

મારે ધનવાનને અભિમાની કે ગરીબોને બાપડા નથી બનાવવા. મારે તો એક ધર્મ-વિચાર સમજાવવો છે. હું ઇચ્છું છું કે દેનારો અને લેનારો બન્ને આ વિચાર સમજે. દેનારો સમજે કે લેનારાએ મારા પર ઉપકાર કર્યો છે, મને મોહમાંથી છૂટા થવાનો મોકો આપ્યો છે. હું આમ સમજીને જ કોઈ આપે તેની જમીન લઉં છું. જે એવી રીતે ન આપે તેનું દાન હું પાછું વાળું છું. તેથી મેં દાન-પત્રોની સાથે ત્યાગ-પત્રો પણ લીધાં છે. હું શાસ્ત્રોના શબ્દોનો અર્થ શાસ્ત્રકારો પાસેથી જ શીખું છું. પણ દુનિયાની એ ટેવ છે કે સારા સારા શબ્દોને પણ બગાડી મૂકે છે. સંન્યાસ, દાન, વૈરાગ્ય વગેરે સારા સારા શબ્દો દુનિયાએ બગાડી મેલ્યા છે. તેથી મેં 'દાન' શબ્દની શંકરાચાર્યે કરેલી વ્યાખ્યા ચાલુ કરી છે. નિરભિમાની થઈને અને કર્તવ્યની ભાવનાપૂર્વક દાન દેવું જોઈએ.

## ક્રાંતિનો પાયો : વિચાર-પ્રવર્તન

લોક મને પૂછે છે કે આ કામ સરકાર દ્વારા થઈ શકે તેમ છે તો તમે તેમ કેમ નથી કરાવતા ? હું કહું છું કે સરકાર તમારી જ ચૂંટેલી છે, અને મેં કંઈ સરકાર આડો હાથ દીધો નથી. સરકારે પોતાની ફરજ બજાવવાની છે જ, પણ ક્રાંતિકારી વિચાર ફેલાવવાનું કામ સરકાર ન કરી શકે. વિચાર જ્યારે લોકમાન્ય થઇ જશે ત્યારે સરકાર એનો અમલ કરશે, એને અમલ કરવો પડશે. નહીં કરે તો ઊથલી જશે. જ્યાં લોકસત્તા ચાલે છે ત્યાં સરકાર નોકર છે. તમારે કોઈ વાત સમજાવવાની હોય તો નોકરને સમજાવવા જશો કે માલિકને ? માલિકને ગળે વાત ઊતરી ગઈ તો એ મુનિમને ફરમાવશે કે દાનપત્ર તૈયાર કરો ! તેથી હું માલિકને એટલે કે તમને સમજાવું છું. તમે લોકો માલિક છો. એ નોકર કામ નહીં કરે તો એને છૂટો કરીશું અને એની જગ્યાએ બીજો નોકર આવશે. આવી જાતની ઊથલપાથલ તો થવાની જ.

લોકસત્તામાં સરકાર મીંડું ગણાય છે. મીંડાંની પોતાની આગવી કશી કીમત નથી હોતી. પણ જો એ એકડાની પાછળ ગોઠવાઈ ગયું તો દસ, બગડાની પાછળ ગોઠવાઈ ગયું તો વીસ, અને તગડાની પાછળ ગોઠવાઈ ગયું તો ત્રીસ થઈ જશે. તમે એ મીંડાના દસ યા વીસ કરી શકો. પણ સ્વતંત્ર રીતે એની કશી કીમત નથી. તો જે લોકો સરકાર મારફતે કામ પતાવવા માગે છે, તેમને ખબર જ નથી કે વિચાર-પ્રવર્તન કેવી રીતે થાય છે. બુદ્ધ ભગવાન રાજ્યને લાત મારીને ચાલતા થયા, અને જ્ઞાન-પ્રાપ્તિ પછી એમણે પહેલી દીક્ષા રાજાને-એમના પોતાના પિતાજીને આપી. ત્યાર બાદ સમ્રાટ અશોક આવ્યા ત્યારે એક રાજ્યક્રાંતિ થઈ. જે રાજાઓએ એ વિચાર ન સ્વીકાર્યો તે બધા ભોંય ભેગા થઈ ગયા.

પોતાને કૉમ્યુનિસ્ટ કહેવડાવનારાઓને હું પૂછું છું કે માર્ક્સના હાથમાં એવી તે કઇ રાજસત્તા હતી જેથી વિચારમાં ક્રાંતિ થઈ શકે ? વિચાર-બીજ જ્યારે લોકહૃદયમાં ઊંડે ઊતરી ચૂકે છે ત્યારે સરકાર એનો અમલ કરે છે. અને જો સરકાર અમલ નથી કરતી તો ઊથલે છે. માટે વિચાર-પ્રવર્તનનું મહત્ત્વ જરા સમજો.

આજકાલ સૌને ફળ જોઇએ છે. પણ એટલું નથી જાણતા કે એ માટે તો પહેલાં બી વાવવું પડે. બી વાવ્યા વગર ફળ શી રીતે મળવાનું હતું ? ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ થઈ તેની પાછળ રૂસો અને વોલ્ટેરના વિચારો હતા. માર્કસે એક વિચારનો પ્રચાર કર્યો અને એ વિચારના આધારે લેનિને ક્રાંતિ કરી. વિચાર-પ્રચાર પછી જ ક્રાંતિ થાય છે. અને તો ભરોસો છે કે લોકો અમુક વિચાર પસંદ કરતા હશે અને છતાં એના પર અમલ ન કરવા જેટલી સરકાર કમઅક્કલ નથી. અને અમલ નહીં કરે તો નહીં ટકે.

હું ગરીબ, શ્રીમંત સહુનો મિત્ર છું. મારું કામ પણ સૌના હિતમાં છે. ભૂમિનો પ્રશ્ન ઊકલ્યા સિવાય હિંદુસ્તાનનું લગીરે સમાધાન નથી થવાનું એનો મારા મનમાં જરાય વસવસો નથી. છતાં કોઇને શંકા હોય તો મારે નમ્રતાપૂર્વક કહેવું પડશે કે એને પરિસ્થિતિનું જ્ઞાન નથી. હું ત્રીસ વર્ષથી ગામડામાં વસું છું. તેથી ગામડાંની સ્થિતિ હું સારી રીતે સમજું છું.

## દુનિયાને ઘડો નહીં તો દુનિયાના ઘાટે ઘડાઓ

મેં દુનિયાના ઇતિહાસનું અધ્યયન કર્યું છે. તેથી હું જાણું છું કે દેશ દેશની વચ્ચે દિવાલ નથી નડતી. વિચારો તો આ દેશમાંથી તે દેશમાં આવતા જતા રહે છે. અહીં સારો વિચાર નહીં ચાલતો હોય તો અહીંના સવાલ ઉકેલવા માટે બહારથી ખરાબ વિચારો આવવાના જ. અને જો આપણે અહીંના સવાલ આપણી રીતે ઉકેલ્યા તો અહીંનો વિચાર પણ અહીં થોડો જ પુરાઇ રહેવાનો છે ? એ બહાર જવાનો જ ને દુનિયા એને સ્વીકારવાની પણ ખરી. વિજ્ઞાન કદાચ એવું કરી શકે કે અહીંનો વાયરો ત્યાં જતો અટકાવી શકાય, પણ વિચારને તો કોઇ રોકી ના શકે. માટે, કાં તો આપણે દુનિયાને ઘડશું, યા તો દુનિયાના ટપલા ખાઇને ઘડાઇશું. તમારી સામે આ બે જ માર્ગ છે, ત્રીજો નથી. કયાં તો દુનિયાને ઘડવાની હામ ભીડો ને કાં તો દુનિયાના ટપલા ખાઇને તમે ઘડાઓ. પછી દુનિયા જેમ ઘડે તેમ કબૂલ રાખવું પડશે. માટે આપણે એક નવો વિચાર પેદા કરીએ કે જે દુનિયાને નવો આકાર આપે, નહીં તો પછી દુનિયા આપણને ઘડશે.

જમીન આપવી એ આજનો ધર્મ છે

લોક મને પૂછે છે કે જમીનનો માલિક કોણ છે? હું કહું છું જમીનનો માલિક નથી કોઇ વ્યક્તિ કે નથી કોઇ સરકાર, કેવળ એક ભગવાન છે. આજે જમીનની ભૂખ છે તે મટાડવી પડશે. જમીન આપવી એ આજનો ધર્મ છે.

ડાલ્ટનગંજ (પલામું), ૧૬-૧૧-૧૯૫૨

## સબૈ ભૂમિ ગોપાલકી : ૧૧ :

દુનિયાભરમાં ઠેઠ પ્રાચીન કાળથી માનવની હેરફેર થતી આવી છે. આજ પણ એ હેરફેર ચાલુ છે ને આગળ ઉપર પણ થતી રહેશે. કારણ, વસ્તી વધી ગઇ છે અને એવા કેટલાયે પ્રદેશો પડયા છે જ્યાં વસ્તી થોડી છે ને થોડા માણસો ઝાઝી જમીન પર કબજો જમાવીને બેઠા છે. તેથી આગળ ઉપર લાખો માણસો અહીંથી ત્યાં ને ત્યાંથી અહીં હેરફેર થશે.

એક દુનિયા

એક જમાનામાં એશિયાના બીજા પ્રદેશોમાંથી લોકો હિંદુસ્તાનમાં આવ્યા અને એક જમાનામાં અહીંથી બહાર પણ ગયા. હવે વળી એવો પણ જમાનો આવશે જ્યારે ગીચ વસ્તીવાળા પ્રદેશોમાંથી પાંખી વસ્તીવાળા પ્રદેશમાં લોક જશે. પણ, આખી દુનિયાને પોતાની માનીશું, આખી દુનિયા એક છે, માનવ સર્વ એક છે એમ માનીશું ત્યારે આ બનશે. આજે તો 'અમે ફલાણી જાતના ને ફલાણા કુળના એવું માનીએ છીએ. જ્યાં સુધી આ માન્યતા હશે ત્યાં સુધી માણસ માણસ વચ્ચે આંતરો રહેવાનો અને દરેક દેશને પોતપોતાના સવાલો પોતપોતે ઉકેલવાના રહેશે. પણ માનવ જ્યારે સમજશે કે આપણે સૌ એક જ આત્માના અંશ છીએ, એનું એને જ્યારે ભાન થશે ત્યારે બધા આંતરા આપોઆપ ચીરાઇ જશે અને 'સબૈ ભૂમિ ગોપાલકી' જઇ થશે.

શસ્ત્ર-અસ્ત્ર દુર્ગાદેવીને મુબારક

આ બધું કયારે થશે તે નથી જાણતો. પણ, વિજ્ઞાનની સાથે અહિંસાને

જોડી શકીએ તો એ દિવસ વહેલો ઊગે ખરો. આજકાલ વિજ્ઞાન આગળ વધતું જાય છે. હુ એથી ખુશ છું. હું ઇચ્છું છું કે વિજ્ઞાન ખૂબ જ વધે. પણ એ કઈ રીતે વધે તે આપણે ઠરાવીશું. વિજ્ઞાનથી એટમ બૉંબ ન બનાવાય એમ આપણે ઠરાવીશું. ભસ્માસુરે શિવ પાસેથી વરદાન માગ્યું હતું, અને છેવટે પોતાનો હાથ પોતાના જ માથા પર મૂકીને બળીને ભસ્મ થઈ ગયો. તેવી જ રીતે આપણે એટમ બૉમ્બ બનાવશું તો એ જ વિજ્ઞાનથી આપણે ભસ્માસુરની જેમ બળીને ભસ્મ થઈ જઈશું, પણ વિજ્ઞાનને અહિંસા, પ્રેમ અને માનવતાની દિશામાં લઈ જઈશું તો પૃથ્વી પર સ્વર્ગ ઉતારી શકીશું. તેથી જ હું અહિંસાની વાત કરું છું.

લોક મારા પર આક્ષેપ કરે છે કે આ તો જૂનવાણી વિચારનો છે, એને વિજ્ઞાન નથી ગમતું. પણ મને જેટલું વિજ્ઞાન ગમે છે તેટલું ગમતું હોય એવો બીજો એક મને હજી સુધી મળ્યો નથી. હું એક એક ક્ષેત્રમાં વિજ્ઞાનને આવકારું છું. આપણે રોગોનો નાશ કરવો છે, પાક વધારવો છે. આ માટે વિજ્ઞાનનો ખપ પડશે. આજે માણસને પોતાના શરીરનું પણ પૂરતું ભાન નથી. એ માટે વિજ્ઞાનનો ખપ પડશે. પણ વિજ્ઞાન અને યંત્ર એક નથી એ ધ્યાન રાખવું જોઈએ. આત્મા એ અંદરની વસ્તુ છે, એના જ્ઞાનને આત્મજ્ઞાન કહે છે, તેમ બહારની સૃષ્ટિના જ્ઞાનને વિજ્ઞાન કહે છે. મનુષ્ય માટે બન્ને જરૂરી છે. બન્ને મળીને મનુષ્યનું જીવન સુખકારક થઈ શકે. પરંતુ આપણે વિજ્ઞાનનો ઉપયોગ કેવી રીતનો કરીએ છીએ એના પર માનવનાં સુખદુઃખ આધાર રાખે છે. આપણે એનો ઉપયોગ જનતાનું સુખ વધારવા માટે, એકતા વધારવા માટે, જનતાને સમૃદ્ધ કરવા માટે કરીએ છીએ કે જનતામાં ફાટફૂટ પડાવવા અને ગણ્યાગાંઠ્યા લોકોના હાથમાં સત્તા જાળવી રાખવા સારુ કરીએ છીએ એ આપણી સામેનો સવાલ છે.

આપણે બધાં શસ્ત્રો દુર્જનોને સોંપ્યાં છે. એનો અર્થ એ કે *ભગવાનને શસ્ત્ર–અસ્ત્ર સોંપ્યાં એટલે એનો ભલો ઉપયોગ એ કરશે. પણ જો* એ હથિયાર આપણે આપણા હાથમાં રાખીશું તો એનાથી કાં તો આપણું ગળું કાપશું ને કાં તો પડોશીનું. માટે શસ્ત્રો તો ભગવાનને સોંપવાં એ જ

માણસ માટે ઠીક છે. આજે વિજ્ઞાન કોના હાથમાં સોંપવું એ આપણે માટે સવાલ છે. આજ તો એ થોડા જણાના હાથમાં રહે એવું કેટલાક ઇચ્છે છે. પણ હું સૂચવું છું કે વિજ્ઞાનની પણ વહેંચણી કરો! ભૂમિની વહેંચણીનું કામ તો હાથ ધર્યું છે, એની સાથે સાથે બીજી પણ કેટલીય વસ્તુઓની વહેંચણી કરવાની છે. આપણે શિક્ષણની વહેંચણી કરવી છે. નહીં તો આજની જેમ થોડાને શિક્ષણ મળશે અને બાકી બધા અભણ રહી જાય છે તેવું થશે, અને તેથી ગણ્યાગાંઠયાઓનું બાકીનાઓ પર રાજ ચાલશે. એમાંથી એક નવી જાતની ગુલામી ઊભી થશે. તેથી આ ભૂમિની વહેંચણીની જે વાત સૂઝી છે તે તો એક ઇશારો માત્ર છે. એના આધાર પર આપણે બીજી ચીજોની પણ વહેંચણી કરવી છે.

## ભૌતિક સત્તા ગામમાં, નૈતિક સત્તા કેન્દ્રમાં

આપણે ગામેગામ સ્વરાજ લાવવું છે. બધી સત્તા ગામની પાસે રહે. પ્રાંતિક સરકારનું કામ ગામ પર હકુમત ચલાવવાનું નહીં હોય. ઊલટું, એક ગામનો બીજા સાથેનો સંબંધ જળવાઈ રહે એ જોવાનું હશે. તેવી રીતે દિલ્હીની સરકારનું કામ પ્રાંતો પર હકુમત ચલાવવાનું નહીં હોય, પણ પ્રાંત પ્રાંત વચ્ચે સંબંધ જળવાઈ રહે તે જોવાનું હશે. જેમ સરકાર ઊંચી તેમ એનું કામ વ્યાપક એટલે કે જોડી આપવાનું કામ. પણ સત્તા એની પાસે થોડી. સત્તા તો ગામોમાં રહેશે. તમામ ભૌતિક સત્તા ગામડાંને હશે; અને કેન્દ્રમાં જે નીતિમાન અને ચારિત્ર્યશીલ લોકો જશે તેમની નૈતિક આણ ફરશે.

પણ આજે મનાય છે એવું કે ભૌતિક સત્તા ન્યુયોર્ક કે દિલ્હીમાં હોય. એક દુનિયા કરવાનું જેમનું શમણું છે તે કહે છે કે તમામ ભૌતિક સત્તા યુનોમાં (વિશ્વ-સંસ્થામાં) અથવા એવી કોઈ સરકાર પાસે રહે. પણ હું તો ઇચ્છું કે ભૌતિક સત્તા ગામડાંમાં જ રહેવી જોઈએ. ગાંધી ને બુદ્ધની સત્તા ચાલી કારણ કે એ સત્તા ચલાવવાને લાયક હતા. નૈતિક સત્તા આપ્યાથી નથી મળતી. એ તો આપોઆપ આવી મળે છે. તેથી જેઓ નીતિમાન પુરુષ હશે તે આપોઆપ જ ઉપલી સરકારમાં જવા લાયક બનશે. જંગલમાં

સિંહની સત્તા ચાલે છે તેમ એમની સત્તા પણ આપોઆપ ચાલશે. સિંહની કંઈ ચૂંટણી નથી થતી. એ પ્રમાણે સિંહ જેવા કેટલાક ચૂંટી કાઢેલા નીતિમાન પુરુષો દિલ્હીની સરકારમાં રહેશે અને લોક એમની સત્તા પ્રેમપૂર્વક માનશે. પરંતુ ખરી સત્તા તો ગામડામાં જ રહેશે.

## અહિંસાની પદ્ધતિ

આજે હું છઠ્ઠો ભાગ માગું છું. લોક પૂછે છે એથી શું વળશે? છઠ્ઠો ભાગ લો છો ને બાકીના પાંચ ભાગ કોને સોંપવાના છો? પણ એમને મારું કહેવું છે કે એ પાંચ ભાગ પણ હું છોડવાનો નથી. આજે તો હું ફાચર મારવાનું કામ જ કરું છું. ફાચર જરાક તીરાડમાં પેસશે, પછી એના માથા પર હથોડા ફટકારીને પેલી વસ્તુના બે ફાડિયાં કરી નાખશું. હું તો છએ છ ભાગ, પૂર્ણ ભાગ લઈશ. પણ મારી પદ્ધતિ જરા સમજી લો. કોઈ ઈજનેર આપણને પાંચ હજાર ફૂટ ઊંચે ચઢાવવા માગતો હોય તો એક સીધી દિવાલ ઊભી નથી કરતો. એ તો ધીરે ધીરે એવી રીતે ઉપર ચઢાવી દેશે કે ખબરે નહીં પડે કે આપણે ઉપર પહોંચી ગયા છીએ. મારું કામ પણ એવું જ છે. સીધી દિવાલ ઉભારવી એ તો મૂર્ખાઓ અને હિંસકોનું કામ છે. અહિંસકોનું કામ તો ધીમે ધીમે ઉપર ચઢાવવાનું છે.

મેં છઠ્ઠા ભાગનો જે મંત્ર શરૂ કર્યો છે તે પુરેપૂરી ભૂમિ વહેંચાઈ ન જાય ત્યાં સુધી હું ચાલુ રાખવાનો છું. એક વાર છઠ્ઠો ભાગ માગ્યા પછી ફરીથી છઠ્ઠો ભાગ માગીશ. આમ માગતો જ ચાલ્યો જઈશ. મેં આજે ખાધું છે તેથી કાલ નથી ખાવાનો એવું થોડું જ છે? કાલે પણ ભૂખ લાગશે, કાલે પણ ખાઈશ, પરમ દહાડે પણ ભૂખ લાગશે અને પરમ દહાડે પણ ખાઈશ. પણ કાલ ને પરમ ભૂખ લાગવાની છે તેથી આજે જ દસ દહાડાનું ઝાપટી નાખવું એવું થોડું જ છે? છઠ્ઠો ભાગ લીધા પછી પણ ભૂખ રહે છે તો ફરી માગીશ; અને એટલાથી ભૂખ મટી જાય છે તો કોઈ સવાલ જ નથી. પણ જો ભૂખ રહી તો ફરી માગવાનો જ. આપણાં શાસ્ત્રોમાં કહ્યું છે: षष्ठांशमुर्व्या इव रक्षितायाः। છઠ્ઠો ભાગ આપતે આપતે બધું જ આપી દીધું. અને જે સર્વસ્વ આપે છે તે જ સમ્રાટ છે. એ કશું નહીં ખોશે, બન્ને હાથે પામશે.

આના કેટલાયે દાખલા ઇતિહાસમાંથી મળી આવે છે. ધીમે ધીમે સમાજને આપવાનો અભ્યાસ થઈ જશે. બાળકને ચાલતાં ધીરે ધીરે શીખવીએ છીએ; દસ માઈલ ચાલવું સારું છે માટે એકદમ દસ માઈલની મજલ કર એમ નથી કહેતા. આજે તો લોકોને લેવાની ને સંઘરવાની ટેવ પડી ગઈ છે. એ ફેરવીને આપવાનો અભ્યાસ પાડવો હોય તો ધીમે ધીમે પાડવો જોઈશે. બાળકને 'શાબાશ' કહીને થાબડીએ તો એને પાનો ચડે છે ને વધારે કામ કરે છે. તેમ, આજે તો દેનારાઓને 'શાબાશ' કહીને એમનું ગૌરવ વધારીશું. પછીથી આપવાની પ્રેરણા એમને પોતાની મેળે અંદરથી જ થશે અને અંતે આપવાનો અભ્યાસ પડી જશે. એ એક સ્વાભાવિક વસ્તુ થઈ જશે. આપ્યા વગર રહેવાશે જ નહીં. રોજ ખાઈએ છીએ તો રોજ દાન પણ કરવું જ જોઈએ એ એક ધર્મ બની જશે. આ અહિંસાની પદ્ધતિ છે. એનાથી મારે એકલા બિહારનો જ નહીં, આખી દુનિયાનો સવાલ ઉકેલવો છે. હું ઇચ્છું કે દુનિયાની તમામ ભૂમિ તમામ લોકોમાં વહેંચાઈ જાય. આ મારી આકાંક્ષા છે અને એ થઈને જ રહેશે; કારણ, આજે આખી દુનિયા આ વિચારની ભૂખી છે.

## જીવનનો માર્ગ કે મૃત્યુનો ?

દુનિયામાં આજે ચારે બાજુ લૂંટફાટ ને મારામારી ચાલે છે. અમેરિકા આટલું બધું સમૃદ્ધ છે છતાં રશિયાથી બીએ છે અને રશિયા પણ કંઈ કમ સમૃદ્ધ નથી, છતાં એ અમેરિકાથી બીએ છે. હિન્દુસ્તાન પાકિસ્તાનથી અને પાકિસ્તાન હિંદુસ્તાનથી ડરે છે. આમ મોટાઓ પણ બીએ છે ને નાનાઓ પણ બીએ છે. સિંહ વાઘથી ને વાઘ સિંહથી ડરે છે. બિલાડી કૂતરાથી ને કૂતરો બિલાડીથી ડરે છે. ઉંદર બિલાડીથી અને બિલાડી ઉંદરથી ડરે છે. બળવાન પણ બીએ છે ને કમજોર પણ બીએ છે. આ ડરમાંથી મુક્ત થવાની ચાવી કોઈ જાણતું નથી. જ્યારે અંદરથી ચાવી જડશે ત્યારે જ બહારથી મુક્ત થવાશે. મને એ ચાવી જડી છે.

કેટલાક કહે છે કે તમારો માર્ગ લાંબો છે. અમને તો ચપટી વગાડતાંમાં પહોંચાડે એવો માર્ગ જોઈએ. હું કહું છું કે એવો જ માર્ગ જોઈતો હોય તો ગંગામાં જઈને ડૂબી મરો. ઉતાવળા માર્ગો ઝપાટાબંધ મૃત્યુ તરફ લઈ જાય છે. તો બોલો,

તમારે ઝપાટાબંધ યમલોક તરફ જવું છે કે ધીમે ધીમે જીવન જીવવું છે? તમારે ઉતાવળ ખપે કે જીવન! મારો માર્ગ ધીમે ધીમે જીવન તરફ લઈ જનારો છે. એમનો માર્ગ ઝપાટાબંધ મરણ તરફ લઇ જનારો છે, પણ એનાથી બધાં કામ પતી જશે; સવાલ પતી જશે અને એનો છોડવનારો પણ મેગો!

લોક કહે છે કે ઉતાવળ છે. અમારે તો ઝડપ જોઇએ, તેથી તો મોટર ને વિમાનમાં બેસીએ છીએ. પછી ભગવાન કહેશે તારે ઉતાવળ છે તો મારે પણ ઉતાવળ છે. તને સો વર્ષ પૂરા નહીં કરવા દઉં. ચાલીસ વર્ષમાં જ ઉપાડી લઈશ. એ કહેશે કે તમારે જૂનવાણી નથી રહેવું તો હું શું કામ રહું? તો કહો, તમે શું ઇચ્છો છો—ભગવાન સો વર્ષ જીવવા દે કે ઝપાટાબંધ ઉપાડી જાય તે? ગમે તેટલી મોટરો દોડાવો ને વિમાનો ઉડાડો પણ પગની પ્રતિષ્ઠા ઘટવાની નથી. આરોગ્ય માટે પગે ચાલવું જરૂરી છે.. જે સ્થિર મૂલ્ય છે તેને ટકાવી રાખવું જોઇએ. જે માર્ગ જીવનદાયી હોય તે ધીમો હોય તો પણ એ જ પકડવો જોઇએ. માટે ધીમો કે ઉતાવળો રસ્તો છે એ રીતે ન વિચારવું. એ જીવન તરફ કે મૃત્યુ તરફ લઈ જાય છે એ રીતે વિચારવું જોઇએ અને તેમ છતાં તમારે સવાલ મોડો ઉકેલવો હશે તો રોજના દસ એકર જમીન આપશો તો મારે પાંચસો વર્ષ જીવવું પડશે, પણ જો રોજના હજાર એકર આપશો તો સવાલ એક સાલમાં જ ઉકલી જશે. માટે સવાલ વહેલો પતાવવો કે મોડો એ પણ તમારા હાથની જ વાત છે.

## આદિવાસીઓનો સવાલ જ નકામો છે

હું માણસ માણસ વચ્ચે કશો ભેદ જોતો નથી. 'આદિવાસી' શબ્દ મને પસંદ નથી. કોણ આદિવાસી ને કોણ અંતેવાસી? પહેલાં કોણ જન્મ્યું ને પછી કોણ જન્મ્યું એ કોને ખબર છે! મા પોતાનાં બાળકોમાં એવો ભેદ પાડશે કે આ પહેલો અને આ છેલ્લો? હિંદુસ્તાનમાં આવ્યા ને પ્રેમપૂર્વક વસી ગયા એ અહીંના નિવાસી. આખરે તો આખી દુનિયા એક કરવી છે. માટે કામ કરશો તો આદિવાસીનો સવાલ તો એની મેળે ઊકલી જશે. આ લોકોમાં એટલી હિમ્મત છે કે જરા જેટલી રાહત મળે તો હિંદુસ્તાન માટે બીજા કોઇએ ન કર્યું હોય તેટલું કામ કરી શકે તેમ છે.

લોહરદગા (રાંચી), ૨૪–૧૧–૧૯૫૨

આજે આ દેશમાં ભૂદાનયજ્ઞ મારફતે માનવધર્મની સંસ્થાપના થઈ રહી છે. આ ધર્મવિચાર સમાજમાં સ્થાપવો છે. નાનાં નાનાં ગામડાંઓમાં પણ લોક અત્યંત પ્રેમ, ઉત્સાહ, ઉત્સુકતા અને આશાથી આ સંદેશો સાંભળે છે. કારણ, મનુષ્યને પોતાની ઉન્નતિ માટે એક નવો વિચાર મળે છે ત્યારે એનામાં સ્ફૂર્તિ આવે છે. મનુષ્યનું શારીરિક, ભૌતિક જીવન છે જ, પણ એથી પણ વધારે અગત્યની જે વસ્તુ છે તે એને મળવી જોઈએ. ભૂદાનથી ગરીબોની ભૌતિક જરૂરિયાતો તો પૂરી પડશે જ, એટલે કે એમને ટેકો કરવાનું કામ તો થવાનું જ છે, પણ આમાં માત્ર ભૌતિક જરૂરિયાત પૂરી કરવાની વાત નથી. એની પાછળ તો એક પાયાનો વિચાર પડ્યો છે, એક ભાવના છે. મનુષ્યનું સમાધાન માત્ર ભૌતિક જીવનથી નથી થતું, એની સાથે સાથે એને વિચારની પણ જરૂરત રહે છે.

## સ્વરાજ્યનો મંત્ર

દાદાભાઈ નવરોજજીએ ખૂબ ચિંતન અને મંથન પછી હિંદુસ્તાનને 'સ્વરાજ્ય' શબ્દ આપ્યો હતો. એ શબ્દથી લોકોને પ્રેરણા મળી અને સ્વરાજ્ય આવી મળ્યું. સ્વરાજ્ય મેળવવા લોકોએ કેટલાં કષ્ટ ઉઠાવ્યાં, કેટલી મુસીબતો ઉઠાવી અને તપ કર્યાં, પણ એમનો તો ઉત્સાહ વધતો જ ગયો. લોકોને મનમાં આનંદ જ થતો હતો. લોક જેલોમાં ગયું, કેટલાયે કષ્ટ વેઠ્યાં, બહાર પણ કેટલી મુસીબતો ઉઠાવી, અરે એટલે સુધી કે ફાંસીએ લટકવામાં પણ આનંદ આવતો હતો. કારણ એમને એક શબ્દ મળ્યો હતો જે મહાન વિચારનો સૂચક હતો. એ શબ્દે લોકોને જગાડ્યા ત્યાગ માટે પ્રેર્યા અને ત્યાગમાં જ આનંદ માણવાની પ્રેરણા આપી.

## સર્વોદયનો મંત્ર

હવે સ્વરાજ્ય મળ્યા પછી લોકોને એવા જુસ્સાદાર શબ્દ નહીં મળે તો એમનામાં જુસ્સો નહીં પ્રગટે. પણ એવો એક શબ્દ ગાંધીજીએ આપ્યો હતો અને તે આપણને મળ્યો છે. એ છે 'સર્વોદય'. એનાથી લોકોના મનમાં

એક આશા બંધાણી છે, એમને લાગે છે કે એમને એક મંત્ર મળ્યો છે. એ મંત્રના વ્યાપક પ્રચાર માટે, એને જીવનમાં મૂર્તિમંત–સાકાર કરવા માટે, એનાં સાક્ષાત્ દર્શન કરવા માટે કોઈ કાર્યક્રમ જોઈએ. કારણ, કાર્ય–યોજના વગર મંત્ર અવ્યક્ત–અદૃશ્ય જ રહેવાનો. અવ્યક્ત મંત્રમાંથી સ્ફૂર્તિ મેળવવાના અભ્યાસી એવા થોડાને જતાં કરીએ તો બાકીના લોકોને તો મંત્ર પ્રત્યક્ષ ન થાય ત્યાં સુધી એમાંથી પ્રેરણા નથી મળતી. આ એક રીતે તો મૂર્તિપૂજા જ છે. ભલે તો એને મામૂલી લેખો યા તો ઓછી મૂલ્યવાન લેખો પણ દેહધારી મનુષ્યને માટે કોઈક એવી વસ્તુ તો જોઈએ જ, જે એ પોતે આંખોથી ભાળી શકે અને હાથથી અડી શકે. માનવ–જીવનમાં આવી મૂર્તિની જરૂરત હોય છે. આખા સમાજ સારુ કોઈ વિચાર–પ્રેરક મંત્ર આપવો હોય ત્યારે માત્ર પત્થરની મૂર્તિ કે એકાદ ગ્રંથથી નહીં ચાલે. એને માટે જીવનમાં પરિવર્તન કરનારી ક્રિયા જોઈએ, ત્યારે એ મંત્રનો આકાર ઊઠે છે. હું આવું જ કોઈ કામ ખોળતો હતો; તેલંગણામાં એ મારે હાથે ચડ્યું. ત્યારથી મેં એ વાત પકડી છે. એમાં મારો વિચાર એકલી ભૂમિનો સવાલ ઉકેલવાનો નથી. એ તો એક વિચારને સાકાર કરવા માટે હાથમાં આવેલી મૂર્તિ છે. મેં એને ઉઠાવી લીધી અને એનો પ્રચાર શરૂ કર્યો છે. એ એક ધર્મ–વિચાર છે.

## સનાતન ધર્મ–વિચાર

આજકાલ દુનિયામાં હિંદુ, મુસલમાન વગેરે ધર્મો ચાલે છે. એટલા માત્રથી લોકોના મનનું સમાધાન નથી થતું તેથી મેં બીજો કોઈ ધર્મ કાઢ્યો છે એવું નથી. હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી એ અર્થમાં આ ધર્મ નથી, આ તો સનાતન ધર્મ છે. 'સનાતન' શબ્દ વપરાય છે તો ખૂબ, પણ લોકોને એના અર્થનું ભાન નથી. ધર્મ બે પ્રકારનો હોય છે, એક તો એ જે બદલાતો નથી, કાયમ જેનો તે રહે છે. જેમ કે સત્યનું પાલન એ જૂના જમાનામાં એક ધર્મ મનાતો અને આજે પણ મનાય છે. એનું પાલન એ ભારત–ભૂમિમાં ધર્મરૂપ છે તેમ જ બીજા દેશોમાં પણ છે. સત્યના પાલનને સ્થળ અને કાળનો ભેદ નડતો નથી. એ તો નિત્ય, કાયમ અને સનાતન ધર્મ છે. તેવી જ રીતે પ્રેમ, જ્ઞાન, દયા,

વાત્સલ્ય આ બધાં જ સનાતન ધર્મ છે. એના અમલ સારુ જે તે જમાનામાં જે જે પદ્ધતિઓ અખત્યાર કરાતી તે વખતોવખત કાળ, પ્રસંગ અને દેશ પ્રમાણે બદલાતી જાય છે. કોઇ ઊભા ઊભા ભગવાનની પ્રાર્થના કરે છે તો કોઇ ઘૂંટણિયે પડીને પ્રાર્થના કરે છે. ઉપાસના માટે કોઇ કુરાનનાં, તો કોઇ પુરાણનાં, તો કોઇ બાઇબલનાં ને કોઇ ગીતાનાં વચનોનો ઉપયોગ કરે છે. પરંતુ પરમેશ્વરની ભક્તિ, પરમેશ્વર પર સર્વસ્વ વારી જવાની વૃત્તિ જેને આપણે ભક્તિ કહીએ છીએ તેમાં કશો ફરક પડવાનો નથી પ્રાર્થનાના પ્રકારો જેમ કે મંદિરમાં જવું, યા મસ્જિદમાં જવું એમાં ફેર પડશે. પણ તમામ ધર્મોમાં ભક્તિ એ સનાતન તત્ત્વ છે. એ તમામ માટે સમાન છે; ધર્મની એ જ ખાસિયત છે; આત્મા છે, તત્ત્વ છે એને પકડી રાખવું, વળગી રહેવું, નિરંતર એનું ધ્યાન રાખવું, આંખ આડે થવા ન દેવું એ જ આપણું કર્તવ્ય છે. એ પૂરું પાડવા સારુ જ દેશ અને કાળ અનુસાર રૂઢી ને રિવાજો ઘડાય છે. ધર્મનો એ લાંબો ભાગ છે પણ એ મામુલી છે. ધર્મનો જે સાર છે તે જ આ ભૂદાન મારફતે પ્રગટ થઈ રહ્યો છે. એ સનાતન, ન બદલાનારો અને ત્રણે કાળને લાગુ પડનારો સાર છે તે સર્વત્ર સમતા અને એકતા સ્થાપિત કરવાનો છે.

## નિત્ય અને પરિવર્તનશીલ ધર્મ

માનવના ઉપર ઉપરના જીવનમાં વિવિધતા અને વિભિન્નતા રહેશે અને છતાં સમતા સ્થાપવી એ મારું ધ્યેય છે. કુટુંબમાં બાળકો નાનાં હોય ત્યારે બધાંને સરખી રીતે ચલવવાં એમને કેળવવાં એ માબાપનો ધર્મ છે. પણ પછી એ વધીને મોટાં થાય, એમનામાં અક્કલ આવે, એમનામાં સ્વતંત્ર વિચાર અને સ્ફૂર્તિ પ્રગટતાં હોય ત્યારે માબાપનો એમને કાબૂમાં રાખવાનો ધર્મ રહેતો નથી. પછી તો એમનો ધર્મ બાળકોને સ્વતંત્રતા આપવાનો જ રહે છે એમની સાથે મિત્રભાવે વર્તે અને એમને ઘટતી સલાહ આપે. એ સલાહ માને તો સારી વાત છે, ન માને તો ખોટું ન લાગવું જોઇએ. આપણને તો એનો જ આનંદ થાય કે બાળકો આપણને પૂછે છે, છતાં એમને જેવી ગડ બેસે તે જ વિચાર મદણ કરે છે. તેથી નાનાં બાળકોવાળાં

માબાપનો ધર્મ જુદો હોય છે અને યુવાનોનાં માબાપનો ધર્મ જુદો હોય છે. પણ બન્ને અવસ્થામાં માબાપનો એક સમાન ધર્મ હોય છે તે બાળકો પર પ્રેમ કરવાનો, એમની સેવા કરવાનો. પ્યાર કરવાનો આ ધર્મ અમિટ છે, પણ જે બીજો ધર્મ કાબૂ રાખવાનો છે તે બદલાતો જાય છે અને માબાપ ઘરડાં થઈ જાય ત્યારે તો એમનો ધર્મ બાળકોના કાબુમાં રહેવાનો બની જાય છે. ઘડપણમાં માબાપની એક જ ઇચ્છા હોવી જોઇએ કે બાળકો અમારા કરતાં વધારે બુદ્ધિશાળી અને તેજસ્વી પાકે. અને જો માબાપે બાળકોને સરખું શિક્ષણ આપ્યું હશે તો બાળકો એવાં નીવડશે પણ ખરાં. તેવે વખતે બાળકોને અનુકૂળ રીતે વર્તવું એ માબાપને ધર્મ બની જાય છે. આમ બાળક નાનાં હોય ત્યારે એમના પર કાબૂ રાખવો, યુવાન બને ત્યારે સ્વતંત્રતા અને સલાહ આપવી, અને ઘડપણમાં એમના કાબૂમાં પોતે રહેવું આ ત્રણ સ્થિતિઓમાં ત્રણ પ્રકારના ધર્મ છે. પણ ત્રણે સ્થિતિમાં ન બદલાનારો ધર્મ છે બાળકો પર પ્રેમ કરવાનો.

## ' राजा कालस्य कारणम् '

તેવી જ રીતે સમાજની હાલત ફેરવાય તેની સાથે ધર્મમાં પણ પરિવર્તન થાય છે. એક સમયે સમાજમાં રાજાઓની જરૂરત હતી. રાજાઓએ પોતાની સત્તા લોકો પર ઠોકી બેસાડી નહોતી, પણ એ સમયે સમાજમાં એટલી બધી અવ્યવસ્થા હતી કે લોકોને જ રાજાની જરૂરત લાગી. પુરાણમાં એક વાત આવે છે. લોકો મનુ મહારાજ પાસે ગયા. એ વખતે મનુ મહારાજ એકાંતમાં ધ્યાન ધરતા હતા. લોકોએ કહ્યું કે તમે રાગદ્વેષ–રહિત છો, નિરહંકારી છો માટે અમારા રાજા બનો. અમે તમારી આજ્ઞા પાળીશું. મનુએ કહ્યું કે રાજ ચલાવવાની જવાબદારી તમે મારા પર નાંખો છો, એને એનાથી મુક્ત રાખ્યો હોત તો સારું થાત. પણ હવે તમે સોંપો જ છો તો રાજ્ય ચલાવતાં જે દોષ કે પાપ થશે તેની જવાબદારી તમારી રહેશે, મારી નહીં. લોકે એમની વાત સ્વીકારી ત્યારે મનુ મહારાજ લોકોની ઈચ્છા પ્રમાણે રાજા બન્યા. આ છે તો પુરાણ–કથા, તોયે એમાં એક સાર છે. એક જમાનો એવો હતો જ્યારે લોકોને રાજાની જરૂરત વરતાતી હતી. તે સમયે

રાજાઓના કાબૂમાં રહેવું, એની આજ્ઞાઓનું પાલન કરવું વગેરેને પ્રજાએ પોતાનો ધર્મ માન્યો હતો. પણ આજે તમે જુઓ છો કે સમાજ હવે એ બાલ્યાવસ્થામાં નથી રહ્યો.

## प्रजा कालस्य कारणम्

હવે છોકરાં મોટાં થઈ ગયાં છે. જૂના જમાનામાં જે જ્ઞાન મોટા મોટાઓને પણ નહોતું તે વિજ્ઞાનને કારણે આજે મામૂલી માણસોને હોય છે. આજે એક નિશાળિયાને હોય છે એટલું ભૂગોળનું જ્ઞાન નાના ફડનવીસને પણ નહોતું. અકબર બાદશાહને પણ ખબર નહોતી કે રશિયા ને અમેરિકા ક્યાં આવ્યાં, અને મોસ્કો એ શી વસ્તુ છે? પણ આજે તો નિશાળિયાં પણ એ વાત જાણે છે. પહેલાં પ્રજાધર્મ એ હતો કે રાજાની આજ્ઞાનું પાલન કરે, પણ હવે રાજાઓની જરૂરત નથી રહી. હવે લોકો પોતાના પ્રતિનિધિ ચૂંટે છે અને એ લોકો પ્રજાની સૂચના પ્રમાણે કામકાજ કરે છે. તેથી હવે આખા સમાજની રચના એ તત્ત્વ પર કરવાની છે. પહેલાં राजा कालस्य कारणम् કહેવાતો, પણ હવે प्रजा कालस्य कारणम् થઈ ગઈ છે. છતાં મૂળ તત્ત્વ કાયમ જ છે. એ મૂળ તત્ત્વ તે એ કે આખો સમાજ એકરસ થવો જોઈએ અને બને તેટલી સમતા સ્થાપવી જોઈએ. આ વાત બન્ને કાળમાં લાગુ થાય એવી છે. આજે બધાને શિક્ષણ આપીને બધાનો મત લેવો જરૂરી છે.

## સમતાનો યુગધર્મ

આમ ઉપરચોટિયું પરિવર્તન થાય છે, પણ મૂળ તો કાયમ જ હોય છે. મારે જે ધર્મ-વિચાર પ્રવર્તિત કરવો છે તે સમતાનો વિચાર છે. ભૂમિની વહેંચણી થઈ જાય એ એને માટે જરૂરી છે. જૂના જમાનામાં મબલખ જમીન પડી હતી એટલે વહેંચણીની જરૂરત નહોતી ભાસી. સૌને માટે પૂરતી જમીન હતી. કોઈની પાસે વધારે તો કોઈ પાસે થોડી હતી એ ખરું, પણ જેની પાસે થોડી હતી તે પણ તેને માટે પૂરતી તો હતી જ. વાનપ્રસ્થીઓ જંગલમાં જઈને ફળ-મૂળ ખાઈને રહેતા. આમ જેને જેટલી જમીન જોઈએ તેટલી તે લઈ શકે તેમ હતું. પણ આજે હવે જમીન મર્યાદિત થઈ ગઈ છે, કારણ કે વસ્તી વધતી જ ગઈ. તો સમતા માટે પ્રથમ જરૂરત એ છે કે જમીનની વહેંચણી થઈ જાય.

સમતાનો અર્થ એ નથી કે દરેકને પાંચ એકર જમીન, અમુક કાપડ ને એક જ જાતનું ઘર અપાય. પણ સમતા માટે તો જે વસ્તુ અત્યંત જરૂરી મનાતી હોય તે બધાને મળે, જેમ કે હવા અને પાણી. આજે શહેરોમાં તો વધારે હવા માટે પણ વધારે ભાડું ખરચવું પડે છે. ત્યાં હવાની વહેંચણી પણ સમાન નથી હોતી. જેની પાસે વધારે પૈસા તેને વધારે હવા મળે છે. પણ એમ હોવા છતાં આપણે એમ કહી શકીએ કે આખા દેશમાં હવા પર કોઈનો કબજો નથી. જેને જેટલી જોઈએ તેટલી હવા લઈ શકે છે. પાણીની પણ એ જ સ્થિતિ છે. તેવી જ રીતે આજે વસ્તી વધી પડી છે અને જમીન મર્યાદિત થઈ ગઈ છે ત્યારે જમીન સૌને મળવી જોઈએ. એનો અર્થ એ નથી થતો કે બધાને સરખી જ જમીન મળે, પણ આજે જેમ દરેકને ખપ જોગી હવા મળે છે તેમ દરેકને ઓછામાં ઓછી જેટલી જમીન જરૂરી હોય તેટલી તો મળવી જ જોઈએ. દરેકને ઓછામાં ઓછી ખપતી જમીન મળી ગયા પછી કોઈની પાસે વધારે જમીન રહી ગઈ તો તેમાં કોઈને અદેખાઈ કરવાનું કારણ નથી. બધાને જોઈતું મકાન મળી જાય પછી કોઈનો આલીશાન બંગલો હોય તો તેની અદેખાઈ ન કરાય. પણ આજે તો એક જ ઓરડીમાં સૂવું, બેસવું, ખાવું, પૂજા, અભ્યાસ, માંદાનો ખાટલો વગેરે બધું જ કરવું પડે છે. આવી સ્થિતિ ન હોવી જોઈએ. સૌને પૂરતી જમીન મળવી જોઈએ.

### સ્ત્રી-પુરુષ સમાનતા

સમતાનો સિદ્ધાંત તો દરેક યુગને લાગુ પડે છે. પણ પહેલાં જેમ દરેકને મતાધિકારની જરૂર નહોતી પણ આજે છે, તેવી રીતે પહેલાં સમતા સારુ થઈને જમીનની વહેંચણીની જરૂરત નહોતી ઊભી થઈ તે આજ ઊભી થઈ છે. આજે બધાને મતાધિકાર મળવો જોઈએ એવી ભાવના અને જાગૃતિ પેદા થઈ છે. હિંદુસ્તાનમાં સ્ત્રી-પુરુષને આપણે સમાન લેખ્યાં છે. એમનામાં કોઈ જાતનો ભેદ માનતા નથી. તેથી સ્ત્રીઓને મતાધિકાર મળ્યો. પણ આજે પણ પશ્ચિમના કેટલાયે દેશોમાં સ્ત્રીઓને મતાધિકાર નથી, અને ત્યાંની સ્ત્રીઓને એની ભૂખ પણ નથી. એ કહે છે કે એ તો પુરુષોનું કામ છે, એ જ

ભલે કરે. પણ આપણા દેશમાં એવી સ્થિતિ નથી. કારણ, અહીં પ્રાચીન કાળથી કમ-સે-કમ વિચારમાં તો સ્ત્રી-પુરુષ સમાનતા સ્વીકારવામાં આવી છે. જો કે આચારમાં એ નથી આવી અને એમાં સુધારો થવાની જરૂર પણ છે.

આપણાં શાસ્ત્ર કહે છે કે સ્ત્રી અને પુરુષ બન્નેને મોક્ષનો સમાન અધિકાર છે. બન્નેની આધ્યાત્મિક યોગ્યતા સમાન છે. આપણે ખાલી 'રામ'નું નામ નથી લેતા, 'સીતા-રામ' અને 'રાધાકૃષ્ણ' કહીએ છીએ. બ્રહ્મ-વિદ્યામાં આપણે આગળ વધ્યા છીએ એટલું દુનિયામાં કોઈ આગળ ગયું નથી. ઈશ્વર એક જ છે એ મૂળ તત્ત્વ જાણતાં છતાં સ્ત્રી-પુરુષ સમાનતા સૂચવવા ખાતર આપણે 'સીતારામ' કહીએ છીએ. તેથી હિંદુસ્તાનમાં મતાધિકાર પ્રાપ્ત કરવા માટે સ્ત્રીઓને આંદોલન કરવું નથી પડયું. ઇંગ્લૅંડમાં તો પચાસ વર્ષ સુધી સ્ત્રીઓને એવું આંદોલન ચલાવવું પડયું હતું. અને જેમ ગરીબ વિરુદ્ધ અમીરોનો સવાલ હોય છે તેમ ત્યાં પુરુષ વિરુદ્ધ સ્ત્રીનો સવાલ ખડો કરવો પડયો હતો. અહીંની સ્ત્રીઓ માટે એવો સવાલ ઊભો ન થયો કારણ કે પ્રાચીનકાળથી એમની આધ્યાત્મિક અને માનસિક સમતાનો સ્વીકાર અહીંના વાતાવરણમાં છે. આમ સમતાનો વિચાર હિંદુસ્તાનમાં પ્રાચીનકાળથી ચાલ્યો આવે છે, છતાં જમીનની વહેંચણીનો સવાલ તે કાળે નહોતો તે આજે ઊભો થયો છે. આ રીતે આજના યુગધર્મનું પ્રવર્તન થઈ રહ્યું છે તેથી લોકોના દિલમાં ઉત્સાહ ઊભરાય છે નહીં તો મારા જેવા નાના માણસને આટલો બધો પ્રેમ કયાંથી મળત? આ વિચાર સૌના હૃદયને સ્પર્શે છે અને સૌને લાગે છે કે આ ક્રાંતિ થવી જોઈએ. આ ક્રાંતિથી સમાજમાં એક ચિરંજીવ રૂપનું કાર્ય થશે અને એનાથી સમાજ મજબૂત બનશે.

## વિવેકયુક્ત સમતા

સમતાની પ્રવૃત્તિની સાથે સાથે વિવેક બુદ્ધિ પણ રહેવી જોઈએ. હિંદુસ્તાનની બહાર લોકો સમતાની વાત કરે છે, પણ ત્યાં અવિવેકથી કામ લેવાય છે. એમણે કતલ અને હિંસાથી સમતા સ્થાપવાની વાત કરી છે, પણ

એ વિવેક–શૂન્ય વાત છે. એ કંઇ સમતા નથી. એ તો સમતાને નામે બધાને એક જ બીબામાં ઢાળવા માગે છે. આ રીતે સૌને એક જ બીબામાં ઢાળવાનું આપણને પસંદ નથી, આપણે આંતરિક સમાનતા સ્વીકારીએ છીએ. અને શરીરને માટે જરૂર હોય તેટલી જ સમતા ઇચ્છીએ છીએ. મા બાળકોને ખવડાવે છે ત્યારે નાના બાળકને દૂધ આપે છે, એથી મોટાને જરા થોડું દૂધ આપે છે અને સૌથી મોટાને માત્ર રોટલો જ આપે છે. એ ગણિત ગણીને બધાંને સરખી રોટલી ને સરખું દૂધ નથી આપતી. આપણી સમતા પણ આવી જ વિવેક–યુક્ત છે. જેમ ઘરમાં તેમ સમાજમાં જેને જેટલી ભૂખ હશે અને પચાવવાની તાકાત હશે તે પ્રમાણે ખાવાનું આપીશું. દૂધની જરૂર હશે એને દૂધ આપીશું અને રોટલાની જરૂર હશે એને રોટલો આપીશું. આવા વિવેક વગરની સમતા લાવીશું તો એ નકામી નીવડવાની છે. તેથી હિંસા મારફતે લવાયેલી સમતા વિવેક–શૂન્ય બની જાય છે. આપણે તો આધ્યાત્મિક સમતા જોઇએ છે, એ જ સનાતન ધર્મ–વિચાર છે.

## સંપત્તિદાનયજ્ઞ એક ધર્મવિચાર : ૧૩ :

અસ્તેય[1] અને અપરિગ્રહ[2] એ બે મળી અર્થશુચિત્વ[3] પૂર્ણ બને છે. એના વિના વ્યક્તિ અને સમાજના જીવનમાં ધર્મની પ્રતિષ્ઠા થઈ શકતી નથી. સત્ય અને અહિંસા એ તો મૂળ છે, પણ આર્થિક ક્ષેત્રમાં અસ્તેય અને અપરિગ્રહથી જ એ બે પ્રગટી શકે છે.

યઃ અર્થશુચિઃ સઃ શુચિઃ

આર્થિક ક્ષેત્ર એ જીવનનું એક બહુ મોટું અંગ છે. તેથી ધર્મશાસ્ત્ર એની અવગણના ન કરી શકે, ઊલટું એનું નિયમન અને નિયોજન કરવાની જવાબદારી ધર્મ–વિચાર પર આવે છે. તેથી મનુએ સાફસાફ કહ્યું કે 'યઃ અર્થશુચિઃ સ શુચિઃ' એટલે કે જેના જીવનમાં આર્થિક શુચિતા–પવિત્રતા છે તેનું જીવન પવિત્ર છે.

---
[1] ચોરી ન કરવી [2] સંઘરો ન કરવો [3] પૈસાના વહેવારમાં પવિત્રતા.

અર્થપ્રાપ્તિની પદ્ધતિ પર અસ્તેય કાબૂ રાખે છે અને એનું પ્રમાણ અપરિગ્રહ ઠરાવે છે. અસ્તેય કહે છે કે શરીરનો નિર્વાહ મોટે ભાગે શરીર-શ્રમથી એટલે કે ઉત્પાદક પરિશ્રમથી કરવો જોઇએ. શરીર-શ્રમ ટાળવાની વૃત્તિ જોખમ ઊભું કરે છે. કોઇકની ઇચ્છા શરીર-શ્રમ કરવાની હોય છતાં એ કરી ન શકતો હોય તો એણે બીજી રીતે ખૂબ જ કઠોર પરિશ્રમ કરવો પડશે; ત્યારે જ એ જોખમ ટળશે. એ પરિશ્રમ એટલો કઠોર હશે, એટલે કે એમાં એટલું તપ કરવું પડતું હશે કે શરીર-શ્રમ એની સામે સહેલો હશે. ટૂંકમાં સર્વસાધારણ જનતા અસ્તેયનું પાલન ત્યારે જ કરી શકે જ્યારે શારીરિક ભૂખવાળો શારીરિક શ્રમ કરશે. આજે દુનિયાની મોટા ભાગની વિષમતા, ઘણાંખરાં દુઃખ અને ઘણાંખરાં પાપ શરીર-શ્રમ ટાળવાની દાનતમાંથી જ પેદા થયાં છે. એવી દાનતવાળો છાનાછપના કે ખુલ્લંખુલ્લા ચોરી કરે છે. તેથી અસ્તેય વ્રત શરીર-પરિશ્રમ મારફતે સંપત્તિ પેદા કરવા પર ભાર મૂકે છે.

## દાન એટલે કરજ ફેડવું તે

આપણે એવો નિયમ સ્વીકારીએ કે શરીર-શ્રમથી જે પેદા કરશું તે જ ભોગવીશું તો અપરિગ્રહ તો ઘણો ખરો સધાઇ જ જાય છે. કારણ, શરીર-શ્રમથી એટલું ઘણું વધારે પાકી જ ન શકે કે જેથી મનુષ્ય સંઘરો કરી શકે. આમ છતાં અસ્તેયની સાથે સાથે અપરિગ્રહના નિયમની જરૂર તો રહે જ છે. શરીર-પરિશ્રમથી 'અતિ-અધિક' ન પાકે, પણ 'અધિક' તો જરૂર પાકે. એટલે પાકું એ 'અધિક'નો ઉપભોગ બીજાને આપ્યા વગર પડે જ કરવામાં આવે તો જોખમ પૂરેપૂરું ટળતું નથી. બચપણથી આપણા પર અનેકોનો ઉપકાર ચડેલો હોય છે. એ ઉપકારનો બદલો વાળવા માટે પણ આપણે જે કંઇ શરીર-શ્રમથી પેદા કરીએ તેનો એક ભાગ સમાજને આપવો જરૂરી છે. એમાં સમ્યક્-વિભાજનનો ઉદ્દેશ છે. તેથી એ દાનનું સ્વરૂપ છે, એ કે છે તો એ કરજ ફેડવાની એક રીત જ.

## ધર્મ એક પુલ છે

સંપત્તિદાનયજ્ઞ મારફતે આપણે સંપત્તિવાનો પાસેથી સંપત્તિનો ભાગ

માગીએ છીએ. શું તેથી એમણે જે રીતે આ સંપત્તિ ભેગી કરી હશે તેને આપણે ટેકો આપીએ છીએ? આ સવાલ દાદાની* ટિપ્પણીનો વિષય છે. એનું સમાધાન એમણે ખૂબ જ સૂક્ષ્મ ચિંતનથી કર્યું છે. સંપત્તિદાનમાં મળતી સંપત્તિનો ઉપયોગ દાતાએ આપણી સૂચના પ્રમાણે કરવાનો છે. બાબાએ યોજનાનો આ સંરક્ષક અંકુશ છે, એ વસ્તુ એ પામી ગયા અને એ રીતે એમણે આ યોજનાનો બચાવ કર્યો છે.

પણ આ યોજના વિશે બીજી ઘણી રીતે વિચારી શકાય, અને વિચારવું પણ જોઈએ. શરીર અને આત્મા વચ્ચે, અથવા તો આજે જે પ્રાપ્ત પરિસ્થિતિ છે અને જે પ્રાપ્ત કરવાની છે તે બેની વચ્ચે ધર્મ એક પુલનું કામ બજાવે છે. પુલ નદીના એક જ કિનારા પર ઊભો હોતો નથી, બન્ને પર ટકેલો હોય છે. ભોગ આ કિનારે છે, તો મોક્ષ પેલે કિનારે છે, અને ધર્મ બન્ને કિનારે છે. સમાજને આજની હાલતમાંથી આદર્શ તરફ લઈ જનાર વિચાર ધર્મ-વિચાર હશે. પરિશુદ્ધ તત્ત્વજ્ઞાનમાં સહજ લઈ જનારું એ એનું વાહન છે. માર્ગ અને મુકામ વચ્ચે જે ફેર છે તે જ ફેર ધર્મ અને મોક્ષ વચ્ચે છે.

સંપત્તિદાનયજ્ઞ એ મોક્ષ-વિચાર નથી, ધર્મ-વિચાર છે. એટલે કે એ નિરપેક્ષ વિચાર નથી, સાપેક્ષ વિચાર છે. નિરપેક્ષ વિચારમાં તો ન રહેશે સંપત્તિ કે ન રહેશે દાન. એમાં તો કદાચ યજ્ઞ પણ નહીં રહે અને યાજ્ઞિક પણ નહીં રહે. કારણ, યજ્ઞ અને યાજ્ઞિકને અલગ માનવામાં આવ્યા છે. જ્યાં આટલો પણ ભેદભાવ નહીં રહે ત્યાં યજ્ઞ નીકળી જશે અને મનુષ્યનું સાદું જીવન પોતે જ એક યજ્ઞરૂપ બની જશે.

## ધર્મ-વિચારની દીક્ષા

હું જો ભાગ માગું છું તો શું બાકીના પાંચ ભાગનો સંઘરો માન્ય રાખું છું? આમાં મારા માનવા ન માનવાનો સવાલ જ નથી. [illegible] માણસ છ એ છ ભાગનો સંઘરો માન્ય કરી બેઠો છે. એની [illegible] ભાગ માગીને આપણે એની માન્યતાને આંચકો આપીએ છીએ. [illegible]

* દાદા ધર્માધિકારી

કરવા ટટ્ટાળીએ છે. ભક્તોએ કહ્યું છે : 'જેણે એક વાર ભગવાનનું નામ લીધું તેણે મોક્ષપ્રાપ્તિ માટે કમર કસી લીધી.' જેણે જીવન-નિષ્ઠા તરીકે છઠ્ઠો ભાગ નિરંતર સમાજને અર્પણ કરવાનો નિયમ કબૂલ રાખ્યો તેણે પોતાની તમામ સંપત્તિ, પોતાનું સમગ્ર જીવન, અરે, પોતાનો શરીર-નિર્વાહ પણ સમાજને સમર્પણ કરવા કમર કસી. સંપત્તિદાનયજ્ઞ તરફ જોવાની આ દીર્ઘ-દૃષ્ટિ છે.

## ટહેલ

જે મિત્રોને આ વાત હૃદયને સ્પર્શતી લાગે તેમની પાસેથી હું આશા રાખીશ કે એ ગરીબ હો યા અમીર, ભોગી સંસારી હો યા ત્યાગી કાર્યકર્તા, સંપત્તિદાનયજ્ઞની એ જાતે દીક્ષા લે અને પ્રત્યક્ષ કાર્યદ્વારા એ વિચારનું અધિક સંશોધન કરે. મારે એમાં ઊંડા ઊતરવું છે. એના ઉતાવળા વ્યાપક-પ્રચારની મારી કલ્પના નથી. કેટલાક લોકો આ વિચારની દીક્ષા લેશે ત્યાર બાદ એનો વ્યાપક પ્રચાર એની મેળે થશે અને આપણે એ પ્રયત્નપૂર્વક પણ કરીશું.

કુરૂ (રાંચી), ૨૫-૧૧-૧૯૫૨.

## માનવ-પંખીની બે પાંખો: આત્મજ્ઞાન અને વિજ્ઞાન: ૧૪

તમે આટલા બધા ઉત્સુકતાપૂર્વક મારી વાતો સાંભળવા અહીં આવ્યા છો. હું કંઈક કહું એવી તમારી ઇચ્છા છે તેમ મારી પણ છે. પણ તમે સાંભળનારા કોણ છો અને હું કહેનારો કોણ છું તે જરા વિચારવાની વાત છે. તમે કાને સાંભળશો અને હું જીભે બોલીશ, પણ માત્ર કાન સાંભળતા નથી, સાંભળી લેનારી વસ્તુ છે અને એ જ સાંભળનારાળી છે. કાનથી સંભળાય છે, પણ કાન પોતે સાંભળતા નથી, સાંભળનારાળું અંદર તો કોઈક જુદું જ છે. તેવી જ રીતે બોલનારો જીભથી જુદો છે એ બોલવા માટે જીભનો ઉપયોગ કરી લે છે. પણ કાન ન હોત તો સાંભળનારો પણ સાંભળી ન શકત; અને સાથે સાથે સાંભળનારાળો ન હોત તો કાન પણ

ન સાંભળી શકત. એ જ રીતે બોલવાવાળો ન હોત તો જીભ બોલી ન શકત, અને જીભ ન હોત તો બોલવાવાળો બોલી ન શકત. આ એક સંયોગ છે, કોઈ વસ્તુ એકલી હોતી નથી. આપણામાં બે ભાગ હોય છે. એક તો એ જેને આપણે સાધન તરીકે વાપરીએ છીએ તે દેહ. અને બીજો આપણે-આત્મા. બન્ને આપણાં અંગો છે. બન્ને મળીને એક થાય છે.

## આખી સૃષ્ટિના બે વસાણાં

વ્યક્તિ અને સૃષ્ટિ બન્નેમાં બે જાતના વસાણાં છે. બોલવાની સગવડ ખાતર એકને નામ આપ્યું છે 'દેહ' અને બીજો છે 'આત્મા'. નામ ગમે તે હો એનું સ્વરૂપ શબ્દોમાં વર્ણવવું અઘરું છે. છતાં દરેકને બન્નેનો અનુભવ થાય છે. દેહ અને આત્માના દઢ સંબંધો છે. બન્નેનું પોષણ કર્યા સિવાય કે બન્નેને એમનો તો ખોરાક આપ્યા સિવાય મનુષ્યને સમાધાન નથી થતું કે નથી આનંદ મળતો. એક માણસને ભરપેટ; કે એથી પણ વધુ ખાવા મળતું હોય તો પણ એને સમાધાન નથી વળતું. પેટ ભરાવાથી આત્માને સંતોષ થયો એવો કોઇને અનુભવ નથી થયો. જે લોકો થોડું પણ વિચારી શકે છે તેમને આ અનુભવ થાય છે. એથી ઊલટું, શરીરને કશું જ ન મળે તો પણ સંતોષ નથી થતો. માટે બન્નેને-શરીર અને આત્માને કંઈ ને કંઈ ખોરાક આપવો પડે છે.

પોતપોતાના વિકાસમાં કોઈ શરીર તરફ વધારે ધ્યાન આપે છે તો કોઈ આત્મા તરફ. જે શરીર તરફ વધારે ઝૂકે છે તેને ' સુખાર્થી ' કહે છે અને જે આત્મા તરફ વધારે ઝૂકે છે 'આત્મનિષ્ઠ' કહેવાય છે. સુખાર્થી સુખ ઝંખે છે અને આત્મનિષ્ઠ શ્રેય અથવા કલ્યાણ. પણ શ્રેય અને સુખ એ બન્નેની ઇચ્છા દરેકના દિલમાં હોય છે જ; પ્રમાણ એનું વધતું ઓછું ભલે હોય, પણ દરેક પોતપોતાના વિચાર પ્રમાણે આમ કે તેમ ઝૂકતો હોય છે. બન્નેનું સમાધાન કરે ત્યારે જ એને સમાધાન થાય છે. ત્યારે જ એને સંતોષ થાય છે. અને લાગે છે કે હું સારી રીતે જીવું છું.

## વિજ્ઞાન અને આત્મજ્ઞાનમાં નિરંતર પ્રગતિ

આ બન્નેના વિકાસ માટે મનુષ્ય ઠેઠ પ્રાચીન કાળથી મથતો આવ્યો છે

અને આજે પણ મથી રહ્યો છે. એને શરીર માટે વિજ્ઞાનની અને આત્મ-કલ્યાણ માટે આત્મ-જ્ઞાનની મદદ મળતી રહી છે. દરેક સમાજમાં માનવે બન્ને વિદ્યાઓનો વિકાસ કર્યો છે, હિંદુસ્તાનની અંદર તેમ જ બહાર પણ પ્રાચીનકાળથી આજસુધી વિજ્ઞાન અને આત્મજ્ઞાનની શોધ થતી આવી છે. વિજ્ઞાનને કારણે સુખનાં જાતજાતનાં સાધનો માનવને મળ્યાં છે. સુખ-સાધનોનો વિસ્તાર થયો છે. એની શોધ નિરંતર આગળ વધી રહી છે. આજે જૂના જમાનાના લોકો કરતાં આપણી પાસે ઉપભોગનાં સાધનો અધિક માત્રામાં છે. જે ભોગ્ય વસ્તુઓનો એમને ખ્યાલ સુદ્ધાં નહોતો તે આપણે રોજ-બ-રોજ ભોગવીએ છીએ. એમને કદી સૂઝ્યું પણ નહીં હોય કે આપણે દૂર દેશાવરના સમાચારો સાંભળી શકીશું. જ્યારે રોજ અહીં બેઠે બેઠે દિલ્હીના સમાચાર સાંભળવા એ તો આપણો દૈનિક કાર્યક્રમ થઈ ગયો છે.

માનવ-વિકાસનું એક આ અંગ ખૂબ જ વિકસ્યું. બીજા અંગનો પણ એણે વિકાસ તો સાધ્યો છે. એણે આત્મજ્ઞાન મેળવ્યું, એમાં ડૂબકીઓ મારી. માનવનો આત્મા સત્યનિષ્ઠા, સમત્વ-બુદ્ધિ, ન્યાય-વૃત્તિ, દયા, પ્રેમ, વાત્સલ્ય વગેરે અનેક ગુણોથી પરિપૂર્ણ હોય છે. આકાશમાં જેમ અનંત તારા હોય છે તેમ આત્મા પણ અનંત ગુણોથી પરિપૂર્ણ હોય છે. એમાંથી કેટલાક ગુણોનું ભાન મનુષ્યને થયું છે: પણ જેનું એને ભાન થયું છે તેનું પૂરું ભાન તો એને નથી જ થયું. મનુષ્યને સત્ય અને પ્રેમનું ભાન થયું છે પણ તે પણ પૂરતું નથી થયું. પ્રેમના વિકાસ માટે એણે કુટુંબની રચના કરી, સમાજ બનાવ્યો, રાજ્ય બનાવ્યું, જાતજાતનાં નિયમન અને મર્યાદાઓ બાંધ્યાં. તેમ છતાં હજી એનો પૂરો વિકાસ નથી થયો, હજી પણ વિકાસ થવો બાકી છે. આત્માના એવા અનેક ગુણો છે જેનું હજી ભાન પણ થવું બાકી છે. જેનું ભાન થયું છે તેનું પણ પૂરું ભાન નથી થયું. મનુષ્યરૂપી પંખીની બે પાંખ છે: (૧) આત્મજ્ઞાન અને (૨) વિજ્ઞાન. આ બે પાંખે ચડી પંખી વિહાર કરે છે. એમાંથી એક પણ પાંખ તૂટે તો એનું ઊડવાનું બંધ. તેથી બન્ને પાંખની મદદથી મનુષ્યનો વિહાર ચાલે છે. એને બન્નેની જરૂરત છે.

### બન્ને અંગોનો વિકાસ—જરૂરી

આ બન્ને અંગો વચ્ચે સમત્વ જાળવીને વિકાસ કરવાથી જ સમાધાન થાય છે. પણ જો તે ગમે તે એક તરફ ઝૂકે છે તો એને અસમાધાનનો અનુભવ થાય છે. કેટલાક લોકો વધારે પડતા આત્મ-પરાયણ હોય છે. એ લોકો વૈરાગ્યપૂર્વક જીવન વિતાવે છે અને ઘણું સમાધાન અનુભવે છે, પણ, દેહની ઉપેક્ષા કરીને આત્મામાંથી જ સમાધાન પામવું એ તો ગણ્યા ગાંઠ્યાને જ ફાવે. જે લોકો શરીરના સુખો તરફ ઢળે છે એમના જીવનમાં કોઈને કોઈ એવી પળો આવે છે જ્યારે એને બહારની વસ્તુઓથી સંતોષ નથી થતો. મારે ગરીબ અને અમીર બન્ને પ્રકારના મિત્રો છે. અમીરો પાસે તમામ સુખનાં સાધનો છે, પણ એ લોકો અંદરથી દુઃખી છે. બહારથી એ લોકો સુખનો આભાસ ખડો કરવા પ્રયત્ન કરે છે, પણ અંદરખાનેથી દિલમાં એમને ઊંડું અસમાધાન છે. એ લોકો ખાય-પીએ છે પણ એમને કરાર નથી. સાચા અર્થમાં એ સુખી નથી. અને અને ગરીબ તો દુઃખી છે જ.

આજે દુનિયામાં અસમાધાન વરતાય છે કારણ કે બન્ને પાંખોનો વિકાસ કર્યા વગર જીવનની સમતુલા જળવાતી નથી. જેમનું જીવન તદ્દન પશુ જેવું જ છે એમના જીવનમાં પણ ક્યારેક એવી પળો આવતી હોય છે જ્યારે એમને અંતઃસમાધાનની ભૂખ વરતાય છે. અને જેમને અંતઃસમાધાન મળતું હોય છે તેના જીવનમાં પણ એવી પળો આવે છે જ્યારે એમને કશાકની પ્યાસ લાગે છે. એ વખતે એમની તરસ છીપાવે એવું પાણી મળી જાય તો પૂર્ણતાનો અનુભવ થાય છે અને નથી મળતું તો કંઈક ખાલી ખાલી લાગે છે. અત્યંત વિરક્ત મનુષ્યને પણ આવો અનુભવ થાય છે,

### ભારતમાં આત્મજ્ઞાન અને યુરોપમાં વિજ્ઞાનનો વિકાસ

સામાજિક રીતે જોઈએ તો પણ બન્ને ભાગો સમતોલ રાખવાથી જ સમાજમાં સમાધાન સ્થાપિત થઈ શકે છે. આપણાં શાસ્ત્રોમાં કહ્યું છે કે ધર્મ અર્થ કામ અને મોક્ષ એ બધાનું સમાધાન થવું જોઈએ. કોઈકનો એક

આ તરફ તો કોઈકનો પેલી તરફ થતો હોય છે. જૂના જમાનામાં ભારતમાં વિજ્ઞાન હતું, પણ આધ્યાત્મિક જિજ્ઞાસા વધારે હતી. એ લોકોએ આત્માના ગુણોની શોધ કરી; અને દેહદમન કરીને ખૂબ તપસ્યા કરી, આજે આપણે એનું ગૌરવ લઈએ છીએ. આપણને એ વારસામાં મળી છે. બીજે આધ્યાત્મિક જ્ઞાન નહોતું એમ નથી, પણ અહીં એ વધારે હતું. અહીં જિજ્ઞાસા પણ વધારે હતી, એટલે શોધ વધારે થઇ શકી. બીજા દેશોમાં, ખાસ કરીને પશ્ચિમના દેશોમાં પાછલાં ત્રણસો વર્ષ દરમ્યાન વિજ્ઞાનનો ભારે વિકાસ થયો. તેથી આજે મનુષ્ય સામે બન્ને વાતો આવીને ઊભી છે. વિજ્ઞાને એટલો બધો સુખનો પથારો કર્યો છે જેટલો આગળ કદી પણ નહોતો થયો. આજે માણસ એની પાછળ દોડી રહ્યો છે છતાં સુખ અને સમાધાન વધ્યાં છે એમ કહેવાય તેમ નથી.

## આજના સમાજનો એકાંગી વિકાસ

આજે લડાય છે તેવી લડાઈઓ પહેલાં કદી નહોતી લડાઈ. પ્રાચીન લોકોને આવી લડાઈની કલ્પના પણ નહીં હોય. એક આખો ને આખો દેશ બીજા આખા દેશની સામે ઊભો થઈ જશે એની એમને કલ્પના પણ નહીં આવી હોય. આજે એટલો પણ વિચાર નથી થતો કે સામાવાળા દેશમાં સજ્જનો પણ છે, ત્યાં સ્ત્રીઓ અને બાળકો હશે, વૃક્ષો હશે, પ્રાણીઓ હશે, આ બધાએ આપણું કશું બગાડ્યું નથી; ઉપરથી બૉંબ વરસાવે છે ને બધું નાશ પામે છે. જે પુસ્તકો અત્યંત પ્રેમપૂર્વક સંઘરવામાં આવે છે તેનો પણ બૉંબથી એક ક્ષણમાં નાશ થાય છે. એ વાત સમજમાં નથી ઊતરતી કે જે લોકો સાહિત્યના આટલા પ્રેમી છે, વર્ષોની જહેમતથી પુસ્તકાલયો બનાવે છે એ લોકો પણ વગર વિચાર્યે શી રીતે બૉંબ વરસાવી શકતા હશે?

માણસે સુખનો પથારો તો કર્યો છે પણ અંતઃસમાધાન મેળવવાની દૃષ્ટિ અને ફુરસદ આજે એને નથી. તેથી એનો વિકાસ આજે એકાંગી બની રહ્યો છે. મારો એક હાથ જાડો થઈ જાય તો એમ ન કહેવાય કે હું સુખી છું. ઊલટું એમ કહેવું પડે કે મારો વિકૃત વિકાસ થયો છે, અને

તેથી હું દુઃખી છું. હું ડૉક્ટર પાસે જઈને કહીશ કે મારા આ રોગનો ઈલાજ કરો. સાર એ કે વિકૃત વિકાસ થાય ત્યાં સુખ નથી હોતું, ત્યાં લડાઈઓ જ થવાની. આજે માણસ સુખ માટે કેટલાં વલખાં મારે છે અને છતાં એ સુખી નથી, દુઃખી જ છે. એ મથે છે તો સુખ પામવા, પણ પામે છે, દુઃખ. જવું છે કલકત્તા પણ પગલાં પડે છે મુંબઈ ભણી; પછી કલકત્તા શી રીતે પહોંચાશે? એનો અર્થ એ કે કંઈક ગાંડપણ છે જેથી સુખ માટે મથવા છતાં પણ દુઃખી થવાય છે.

## વિજ્ઞાનનો સાચો અને ખોટો ઉપયોગ

આનું કારણ એ જ છે કે આપણે આત્મા તરફ ઓછું ધ્યાન આપીએ છીએ, અને શરીર તરફ વધારે પડતું ધ્યાન દેવાયું છે. આત્માના અનંત ગુણોનો વિકાસ નથી થતો. સુખનાં સાધનોનો વિકાસ થઈ રહ્યો છે, પણ તેથી મનુષ્યના ગુણનો વિકાસ થતો નથી અને તેથી મનુષ્ય દુઃખી છે. આ જ એ રોગનું નિદાન છે. પહેલાંના જમાનામાં માણસ પર શસ્ત્ર-ક્રિયા કરવી પડતી ત્યારે એને પણ ઢોરની જેમ બાંધતા અને પછી જ હાથ કે પગ ચીરતા. પેટનું ઓપરેશન તો શક્ય જ નહોતું. પણ આજે ક્લોરોફોર્મ આપવાથી શસ્ત્ર-ક્રિયા એટલી સહેલી થઈ ગઈ છે કે ખબરે નથી પડતી અને બીમારીનો ઇલાજ થઈ જાય છે. આમ હોવા છતાં રોગો વધ્યે જ જાય છે. વૈદક-શાસ્ત્રનું જ્ઞાન જેમ જેમ વધતું જાય છે તેમ તેમ જનતાનું આરોગ્ય સુધરતું જાય છે તેમ નથી; ઊલટું પહેલાં તો લોક સો વર્ષ જીવતું, આજે પચાસે જ મરી જાય છે.

એક ભાઈએ મને કહ્યું હતું કે આજના જમાનામાં તમે પગે ચાલો છો તે તમારી ગતિ બહુ થોડી છે. બધા જ કામમાં જે લોકો ગતિ વધારે છે, અને પરમેશ્વર પણ કહે છે કે હું પણ તમારા જેવા જ તેજ-વેગવાન બનીશ અને તમને ચાલીસ વર્ષમાં જ ઉપાડી લઈશ. તમને એટલી ઉતાવળ આવી છે ને જરાયે ધીરજ નથી, તો મને પણ નથી. તમે મોટા વેગવાન ગતિથી આમથી તેમ જાવ છો પણ જતી વખતે જરા આજુબાજુની સૃષ્ટિનું સૌંદર્ય જોવાની ફુરસદ પણ તમને નથી. તેથી ભગવાન

કહે છે કે તો પછી હું પણ શા માટે શાંત બેસું ? હું તમને વહેલા જ ઉપાડી લઈશ.

આજે સુખનાં સાધનો વધી ગયાં છે, પણ એનું નિયંત્રણ કરવાની અક્કલ તો આત્માના ગુણોમાં હોય છે. અને એની તરફ તો ધ્યાન અપાતું નથી. તેથી આપણે દુ:ખી છીએ. આપણા પૂર્વજો પાસે અગ્નિ નહોતો, આજે છે. અગ્નિથી રસોઈ પણ થઈ શકે અને ઘર પણ બળી શકે. વિજ્ઞાન શું કહેશે ? એને પૂછશો તો એ તો કહેશે અગ્નિથી રોટલાયે થાય ને ઘરની ખાખ પણ થાય. એ તો બે ઉપયોગ બતાવીને છૂટું રહ્યું; હવે એમાંથી કયો ઉપયોગ કરવો ને કયો નહીં તે વિજ્ઞાન નક્કી નથી કરતું. એ તો આત્મજ્ઞાન નક્કી કરે છે. જેનું આત્મજ્ઞાન દોષિત હશે તે વિજ્ઞાનનો દુરુપયોગ કરશે. આજે વિજ્ઞાનનાં સુખ-સાધનોની ખોટી વહેંચણી ને ખોટો ઉપયોગ થઈ રહ્યાં છે. એના પર કોઈની રોકટોક નથી.

## કઈ ચીજોનું ધોરણ ઊંચું લઈએ ?

અર્થશાસ્ત્ર કહે છે કે જીવન-ધોરણ ઊંચું લો. પણ શેનું ધોરણ વધારશો ? વધારે ફળ ખાશો, વધારે કપડાં પહેરશો, વધારે સીગરેટ ને શરાબ પીશો કે વધારે મધ ખાશો ? દૂધ, હવા, શરાબ ગમે તે વધારો તો ધોરણ તો ઊંચું ગયું, પણ કઈ ચીજમાં વધારવું ને કઈ ચીજમાં ઘટાડવું એ કોણ ઠરાવશે ? કઈ ચીજોનું ધોરણ વધારવું અને કઈનું ઘટાડવું એ આપણે ઠરાવીશું. આપણે કપડાંનું ધોરણ વધારીશું, પણ શું એની સાથે સાથે હવાનું ધોરણ ઘટાડીશું ? આજકાલ લોકો નાનાં બાળકોને પણ કપડાં પહેરાવે છે. એથી એમની ચામડીને સૂર્યનાં કિરણોનો સ્પર્શ થતો નથી, એમનાં હાડ પાકાં બંધાતાં નથી અને એ કમજોર રહી જાય છે. પછી કપડાંનું ધોરણ વધાર્યું અને સૂર્ય-કિરણોનું ઘટાડયું તો શું ફાયદો ?

બીજું, સારી વસ્તુનું ધોરણ પણ કેટલું વધારવું એ વિચારવાની વાત છે. દૂધ સારી વસ્તુ છે, પણ એ પણ વધારે પીઓ તો નુકસાન કરે છે. એટલે ખરાબ વસ્તુઓનું ધોરણ ન વધારવું, અને સારી વસ્તુઓનું ધોરણ પણ વધારે પડતું ન વધારતાં એક મર્યાદા આંકવી. આ બધું નક્કી કરવાના શક્તિ

વિજ્ઞાનમાં નથી, એ તો આત્મજ્ઞાનમાં છે. વિજ્ઞાન કહી નહીં શકે કે કઈ વસ્તુ ખાવી. જીભ એ નહીં કહી શકે કે કઈ ચીજ ખાવી સારી છે અને કેટલી ખાવી જોઈએ. એ તો માત્ર રુચિ બતાવશે. સારું-ખરાબ તો આત્મા નક્કી કરશે.

## વિજ્ઞાન પર આત્મજ્ઞાનનો અંકુશ હોવો જોઈએ

આમ આત્મજ્ઞાનનો અંકુશ હોય તો જ વિજ્ઞાનનો ઠીક ઉપયોગ થઈ શકે. કેટલાક કહે છે કે વિનોબાને વિજ્ઞાન પસંદ નથી. વાત એમ નથી. હું વિજ્ઞાનને ખૂબ ચાહું છું. સૃષ્ટિની શક્તિઓનું આપણને જ્ઞાન હોય, એનું જ્ઞાન હોય, એ આપણા કાબૂમાં હોય એ સારી વાત છે. પણ એનો ઉપયોગ, વહેંચણી, નિયોજન અને નિયંત્રણ કેવી રીતે થવાં જોઈએ તે આજે માનવ જાણતો નથી. અથવા જાણે છે તો ખોટું જાણે છે. ન જાણવું અને ખોટું જાણવું એ બન્ને કારણોસર એ દુઃખી છે. હું કહું છું કે પરમેશ્વરે આપણને જે દેણગીઓ દીધી છે તે બધીનો આત્માનો આધાર લઈને ઉપયોગ કરવો જોઈએ.

અત્યારે હું કોઈ બહેનને પૂછું કે તમારે કેટલા દીકરા? તો કહેશે 'ચાર' કે 'પાંચ.' પણ શું તમારા એટલા જ દીકરા છે? ચાર કે પાંચ દીકરા તો તમારી કૂખેથી પાક્યા, પણ જરા આત્માથી ખ્યાલ કરો તો કહેશો કે ગામનાં બધાં જ બાળકો અમારાં છે. આત્મા અંદર છે, તમે દેહ માત્ર નથી. આત્માથી ખ્યાલ કરશો તો સાચી વાત સમજાશે.

અંદરથી અવાજ તો આવે છે કે બધાં મારાં છે, પણ મોહ અને અજ્ઞાનને કારણે એ દબાઈ જાય છે. બાળક રોતું હોય અને મા કાગડો બતાવે ત્યારે બાળક ચૂપ થઈ જાય છે, કારણ કે એને કાગડામાં આત્મ-ચૈતન્યનું દર્શન થાય છે. એને થાય છે કોઈક આત્મા પણે ઝાડ પર બેઠો બેઠો લીલા કરે છે. કાગડામાં એ આત્માનું દર્શન કરે છે ને તેથી જ ખુશ થઈ જાય છે. બાળક પોતે એ કહી શકતું નથી, પણ અનુભવે છે. પ્રગટ કરવા માટે તો કોઈ બુદ્ધ, ઈસુ કે ગાંધી જોઈએ. બાકી અનુભવ કરવા માટે તો બાળક

પાસે હૃદય પડ્યું છે. તેથી આત્માના અંકુશ હેઠળ દુનિયા બધીના વહેવાર હોવા જોઈએ, પછી તમારે ફાવે તેટલું વિજ્ઞાન વધારો.

## અહિંસા આત્માનો ગુણ

તેથી મેં એ વાત પર ભાર મૂક્યો કે વિજ્ઞાનની સાથે અહિંસા જોડવી જોઈએ. આત્મા વિષે કહેવાયું છે ' नायं हन्ति न हन्यते । એટલે કે આત્મા કોઈનો નાશ કરતો નથી કે નથી પોતે કદી નાશ પામતો. અહિંસા આત્માનો મૂળ ગુણ છે. તેથી વિજ્ઞાન અને અહિંસા ભેગા કરશો તો પૃથ્વી પર સ્વર્ગ ઊતરશે. પણ જો હિંસા સ્વીકારશો એટલે કે આત્માના ગુણનો અસ્વીકાર કરશો તો આ જ વિજ્ઞાન માનવના નાશનું કારણ બની જશે.

## દુનિયાના નેતા પ્રવાહમાં તણાય છે

આજે જુદા જુદા દેશના નેતાઓ સામે જોઉં છું તો થાય છે કે કેવા બાળક જેવા છે? પોતાના દેશના તમામ નાગરિકો પર પોતાનો કાબૂ હોવાનો એમનો દાવો છે, પણ એમને પોતાનાં મન અને ઇંદ્રિયો પર જ કાબૂ નથી. મનમાં કામ ક્રોધ બધું જ ભર્યું છે. મનના ઘોડાને લગામ નથી એવા માણસો આખા દેશને દોરે છે ને યોજનાઓ ઘડે છે; પછી યોજના જ એમની વાંસે લાગે છે. આ બધા પ્રવાહમાં ઘસડાનારા છે. લોક કહે છે બે વિશ્વયુદ્ધ થઈ ગયાં ને હવે ત્રીજું થવાનું છે. હું કહું છું કે થઈ જવા દો! World war-વિશ્વયુદ્ધ તો Divine-દૈવી હોય છે. માણસ વિશ્વયુદ્ધ કરતો નથી, એ તો એમાં ઘસડાય માત્ર છે. દુનિયાના તમામ દેશોના નેતા એમાં ઘસડાઈ રહ્યા છે. ચર્ચિલને કેટલીયે વાર પૂછવામાં આવ્યું હતું કે આ વિશ્વયુદ્ધનો હેતુ શો છે? ક્યાંય સુધી એણે એનો જવાબ ન વાળ્યો. છેવટે કહી નાંખ્યું કે વિશ્વયુદ્ધનો કશો ઉદ્દેશ હોતો નથી, એક જ ઉદ્દેશ તે જીત મેળવવાનો છે. એનો અર્થ એ થયો કે આ લડાઇઓ થાય છે તેનો કશો હેતુ હોતો નથી. દેશ લાચારીથી લડાઇમાં ઊતરે છે, યંત્રવત્ લડે છે, એક પ્રવાહમાં ઘસડાઇને લડે છે. એ પ્રવાહમાંથી શી રીતે ઊગરવું તે એમને આવડતું નથી.

## અહિંસાને રસ્તે જ દુનિયાનો ઉગારો

આપણી ભૌતિક શક્તિ બહુ જ થોડી છે છતાં આજે હિંદુસ્તાનનો અવાજ દુનિયાભરમાં પહોંચે છે. એનું કારણ એ છે કે હિંદુસ્તાન પાસે બીજી શક્તિ છે. અહીં એક એવા નેતા પાક્યો જેણે રાજકીય આઝાદી મેળવવા એક અજબ શસ્ત્ર આપ્યું. હિંદુસ્તાનની આઝાદીની લડત દુનિયામાં નિરાળી લેખાશે. દુનિયા પર એની અસર પણ પડી રહી છે. ઉપરાંત, હિંદુસ્તાનની સભ્યતા અને સંસ્કૃતિ એવી છે જેણે માનવતાને આવાહન આપ્યું હતું. તેથી હિંદુસ્તાન પર દુનિયાએ આશાની મીટ માંડી છે. પણ હજુ આપણો અવાજ કમતાકાત છે, એનો જોઈએ તેવો પ્રભાવ દુનિયા પર નથી પડતો. કારણ, આપણા બાકીના સવાલ જેમના તેમ પડયા છે. આપણે એને કઈ રીતે ઉકેલીએ છીએ તેના પર બધો આધાર છે. તમે એ હિંસાથી ઉકેલશો તો દુનિયા સમજશે કે આપણે પણ એમની જેમ જ પ્રવાહમાં તણાનારા છીએ. પણ જો આપણે એ આત્મા અને અહિંસાની પદ્ધતિથી ઉકેલીશું તો હિંદુસ્તાન પંડે તો તરશે જ, ઉપરથી દુનિયાને તારનારું નીવડશે.

આજે ભૂમિનો સવાલ છે તે ઊકલ્યે જ છૂટો છે. બીજા દેશોમાં એને ઉકેલવામાં બીજી પદ્ધતિઓ અજમાવાઇ. અહીં આપણે પણ એ જ પદ્ધતિ અજમાવીએ તો આપણી કોઈ વિશેષતા નહીં ગણાય, અને આપણે સુખી નહીં થઈએ. પણ જો અહીંનો સવાલ આપણે આપણી રીતે ઉકેલીશું તો દુનિયામાં આપણે બચી જઈશું. મારો તમામ પ્રયત્ન એ છે કે આપણા તમામ સવાલો આત્માની પદ્ધતિથી ઉકેલાય. તમે આ વાત સમજશો તો હિંદુસ્તાનના બધા સવાલો આત્માની પદ્ધતિથી ઊકલી શકશે. તેથી એક વાર ઠરાવી લો કે કઈ પદ્ધતિ અપનાવવી છે. ભૂમિનો સવાલ ઊકલ્યા વગર રહેવાનો નથી, એ તો ઊકલ્યે જ છૂટકો. તમારી સામે સવાલ માત્ર એટલો છે કે આત્માની પદ્ધતિથી એ ઉકેલો ને દુનિયાના નેતા બનો. આજે દુનિયા તમારું નેતૃત્વ સ્વીકારવા તત્પર છે. અને એમ ન જ કરવું હોય તો અમેરિકા ને રશિયાનું ગુરુપદ સ્વીકારી, એની કંઠી બાંધી એના પગલે પગલે ચાલવું પડશે. એય કરવું હોય તો કરી શકો છો. પણ પહેલો જે રસ્તો છે તે

ભારતનો, આત્માનો ને ગાંધીનો રસ્તો છે. તમારે એ રસ્તે જવું હોય તો જઈ શકો છો. હું હિંદુસ્તાનનો સાદ, ભારતીય સંસ્કૃતિનો સાદ તમારે કાને નાંખી રહ્યો છું, મને આશા છે કે તમને સંભળાશે. અને તેથી મારા દિલમાં જે અગ્નિ છે તે તમારા દિલમાં પ્રગટયા વિના નથી રહેવાનો.

રાંચી, તા. ૨૯–૧૧–૧૯૫૨

## આપણો સ્વતંત્ર અને અક્ષીણ વિચાર : ૧૫ :

સમુદ્રમાં નદી–નાળાં બધું જ આવી મળે છે. નદી કહેવાય છે તે પણ શરૂ શરૂમાં તો નાળું જ હોય છે; પણ કેટલાંક નાળાં એવાં હોય છે જે ઠેઠ સુધી નાળાં જ રહે છે, અને કેટલાંક પાછળથી નદી બની જતાં હોય છે. નદીનું મૂળ જોવા જઈએ તો કયારેક મન હેરાન થઈ જાય છે. કશું દેખાતું નથી, ચોક્કસ કયાંથી ફૂટે છે તે સમજ પણ પડતી નથી. પછી એમાં બીજાં નાળાં આવી મળે છે ત્યારે એ નદી બની જાય છે.

### ક્ષીણ વિચાર અને અક્ષીણ વિચાર

પણ એને નાળું કેમ કહેવું એ સવાલ ઊભો થાય છે. ગંગામાં જમના ભળી કે જમનામાં ગંગા? આવો સવાલ થઈ શકે છે. પણ કેટલાંક નાળાં એવાં હોય છે જેનું પોતાનું ઝરણુ હોય છે. એમાં બીજાં ભળે કે ન ભળે, એ પોતે તો સુકાતું જ નથી. એ વધીને મોટું ભલે ન થાય, પણ એ ક્ષીણ નથી થઈ જતું, અક્ષીણ જ રહે છે. જ્યારે કેટલાંક તો શરૂમાં ખાસાં મોટાં બની જાય છે પણ પાછળથી સુકાઈ જાય છે–ક્ષીણ થઈ જાય છે. આ જ વાત વિચાર–પ્રવાહને પણ લાગુ પડે છે. કેટલાક વિચારો ઊગ્યા ને આથમી ગયા. પણ કેટલાક વિચાર શરૂ થયા ને વહેવા ચાલુ જ રહ્યા. એવું જ આંદોલનોનું પણ હોય છે. અક્ષીણ વિચાર પર ઊભેલું આંદોલન શરૂ થાય છે, પછી નિરંતર વધતું જાય છે ને નિત નવું સ્વરૂપ ધારણ કરે છે. અને જે આંદોલનો આવા અક્ષીણ વિચાર પર ઊભાં નથી હોતાં તે થોડા વખત પછી શમી જાય છે.

## સામ્રાજ્યવાદ–ટૂંકા આયખાવાળો વિચાર

સામ્રાજ્યવાદ એક એવો જ વિચાર હતો. એની પાછળ કંઈ ઓછી તાકાત નહોતી. અંગ્રેજો હજારો માઇલ છેટેથી અહીં આવ્યા, અહીં કેટલો ત્યાગ કર્યો, કેટલાં કષ્ટો વેઠયાં અને કેટલું પરાક્રમ કર્યું ! પરાક્રમ અને ત્યાગને કારણે વિચારનો વિસ્તાર પણ થયો. પણ એ અક્ષીણ વિચાર નહોતો. એમાં આખી માનવ–જાતના નિરંતર કલ્યાણનો અમરતંતુ નહોતો તેથી જ દોઢસો વર્ષે એ સામ્રાજ્યવાદનો વિચાર ક્ષીણ થઈ ગયો. હજી એ લોકો તો એ વિચાર હાંકયે રાખવા મથે છે; એમને પોતાનો દબદબો ચાલુ રાખવો છે. પણ સમજુ તો સમજી ગયા છે કે આ વિચાર ટકવાવાળો નથી. કારણ, એમાં સતત પ્રેરણા આપનારો કોઈ વિચાર નથી.

## માર્કસવાદ પણ ઘસાવા પર

એ જ રીતે માર્કસવાદે પણ સો વર્ષ સુધી પ્રેરણા આપી. પણ આજથી સો વર્ષ પર હતી એટલી બોલાબાલા આજે એની નથી. કારણ, એના વિચારમાં અમર અંશ થોડો હતો અને અસ્થાયી વધારે હતો. સામ્રાજ્યવાદનાં દૂષણો અને ખામીઓના વિરોધમાં કોઈ કોઈ વિચાર પેદા થાય છે. આવા પ્રતિક્રિયા સ્વરૂપે પ્રગટેલા વિચારો જે તે વખતે ખૂબ પરિણામ લાવનારા હોય છે, એ જમાનામાં એમનો ખૂબ પ્રભાવ પડે છે, પણ જેના વિરોધમાં એ પેદા થયા હતા તે મૂળ ખતમ થાય તેની સાથે એ વિચારો પણ ખતમ થાય છે. સામ્રાજ્યવાદ જેમ જેમ ખતમ થતો જાય છે તેમ તેમ એની પ્રતિક્રિયામાં જે વિચારો પેદા થયા તે પણ ખતમ થતા જાય છે. લાકડું સળગાવ્યું, એ અગ્નિએ લાકડાને ખાખ કરી નાખ્યું પણ અગ્નિ લાકડામાંથી જ પ્રગટયો હતો એટલે લાકડા ભેગો ભેગો એ પણ ખળી પરવાર્યો. સૂર્યનાં કિરણો કોઈને બાળતાં નથી કારણ કે એ અક્ષીણ હોય છે. પણ લાકડામાંથી પ્રગટેલી આગ ભયંકર નુકસાન પહોંચાડી શકે અને જતાં એ પોતે પણ ખતમ તો થાય છે જ. લંડનમાં આગ લાગી હતી. કેટલી ખરાબી એનાથી થઈ હતી ! પણ અંતે એ આગ પણ ન ટકી. તેવી જ રીતે માર્કસના વિચારોમાં જે ખામીઓ છે તે તરફ અ.જે

લોકોનું ધ્યાન ખૂબ જોરથી ખેંચાયું છે, હિંદુસ્તાનમાં માર્કસના વિચારોને હવે પરિપૂર્ણ ઉત્તર મળવાનો છે કારણ કે અહીં એક અક્ષીણ વિચાર છે.

## બુદ્ધનો અમર વિચાર

ભગવાન બુદ્ધની જયંતિ આજ અઢીહજાર વર્ષે શરૂ થઈ છે. જેની જયંતિ જ અઢીહજાર વર્ષે શરૂ થાય તેની મયન્તી થશે ખરી? ભાદરવાના ભીંડાની જેમ જે છોડ ઝપાટાબંધ ઊગે છે એ ઝપાટાબંધ ખતમ પણ થઇ જાય છે. પણ જે ધીરે ધીરે ઊગે છે તે એટલો જલદી ખતમ નથી થતો. બુદ્ધના વિચારની જયંતિ આપણે આજે ઉજવીએ છીએ કારણ કે એમાં નિર્વૈરતાની એક અમર કલ્પના છે. એના આધારે માનવ આગળ વધી શકે તેમ છે. દુનિયામાં વેરઝેર વધતાં જશે તેમ તેમ આનું ભાન થવાનું છે. વિજ્ઞાન ખૂબ ગતિથી આગળ વધી રહ્યું છે ને આપણને પાઠ આપે છે કે વેર કરવું હોય તો પેટ ભરીને કરો ને નહીં તો બિલકુલ છોડી દો. હવે નાનાં નાનાં યુદ્ધો નહીં થાય. એનો જમાનો ગયો. હવે તો મહાયુદ્ધ કરો, નહીં તો લડવાનું જ છોડી દો. વિજ્ઞાને આ બેમાંથી એક પસંદ કરવાનું આપણા માથે નાંખ્યું છે. એ આપણને અહિંસા અને નિર્વૈરતા અથવા વિશ્વવ્યાપી વેર એમાંથી ગમે તે એક પસંદ કરવા ફરમાવે છે. વિશ્વવ્યાપી વેરથી માણસ જાતે જ ખતમ થાય છે, એટલે એ તો સ્વીકારી શકે તેમ નથી. વિજ્ઞાન જેમ જેમ વધતું જશે તેમ તેમ દુનિયામાં ગીતા અને ધમ્મ–પદ વધારે વંચાતાં જશે કારણ કે એમાં અમર મૂલ્યો, અમર તંતુઓ છે.

## મારો વિચાર સ્વતંત્ર છે, કોઈનો જવાબ નથી

કોઈ કહે છે કે મારું આંદોલન કોમ્યુનિસ્ટોને જવાબ છે. પણ આ તો એક સ્વતંત્ર વિચાર છે, કોઇના વિરોધમાં પેદા થયેલો નથી. તેલંગણાથી એની શરૂઆત થઇ એ ખરું, પણ હું કોઇને જવાબ દેવા નથી બેઠો. સરજના કિરણને પૂછશો કે 'તું અંધકારનો ઉત્તર છે?' તો એ કહેશે કે 'ક્યાં છે અંધકાર? જરા બતાવો તો!' કારણ, એની સામે અંધારું રહી શકતું જ નથી. એ આવતાં પહેલાં અંધારું ભાગી જાય છે. મારું આંદોલન

એક નિત્ય જીવન-વિચાર લઈને પેદા થયું છે. નહીં તો ફક્ત દોઢ વર્ષમાં એ
આટલું વ્યાપક શી રીતે થયું હોત ?

મેં એને સારુ શું એટલું તે કરી નાખ્યું છે ? કોઈ મોટા પોથાં નથી
લખ્યાં. હું તો કામ કરવા નીકળ્યો ને કરતો ચાલ્યો ગયો. આ કામ આટલું
ફેલાયું એનું કારણ બીજું કશું નથી, એમાં એક જીવન-વિચાર રહેલો છે
એ જ છે. મારામાં એવી કશી શક્તિ નથી કે મોટા મોટા નેતાઓ આવીને
મને કહે કે 'અમે આ વિચાર માનીએ છીએ અને એને ફેલાવવા
માગીએ છીએ.' હું કોઈ મોટો નેપોલીયન નથી, કે મારામાં કોઈ
ચમત્કાર નથી કે હું ચમત્કાર કરી શકું. જેણે ત્રીસ સાલ સુધી એકાંતમાં
ભંગીકામ, વણાટકામ જેવાં કામો જ કર્યાં છે એવો માણસ નીકળી પડે
છે અને લોકો એના વિચારને ખુબ ઉત્સુકતાથી ગ્રહણ કરે છે એ કેવી
વાત છે? આ વિચાર કશાનો જવાબ નથી તેમ જ કોઈ ચાલુ ભૂલભરેલા
વિચારનું ખંડન પણ નથી.

## માર્કસવાદની ખામીઓ દેખાઈ રહી છે

માર્કસવાદ તો સામ્રાજ્યવાદ અને મૂડીવાદનો જવાબ હતો. એ બન્ને
જેમ ગળાતા ગયા તેમ માર્કસવાદ પણ ગળતો ગયો. માર્કસવાદ એ
એનું જ સંતાન છે તેથી એના પર જ જીવે છે. એ ખૂબ ફેલાયો કારણ કે
આ બે પણ ખૂબ ફેલાયા હતા. તેથી એ વખતે માર્કસનું પુસ્તક પણ ખૂબ
ચાલ્યું. એ એક એવો અઘરો શાસ્ત્રીય ગ્રંથ છે કે માર્કસવાદના
માનનારાઓમાંથી સેંકડે એકાદ એ વાંચતો હશે, અને સેંકડો વાંચનારા-
માંથી એકાદો એ પાર પાડતો હશે, એને પાર પાડનારામાંથી એકાદો એ
સમજતો હશે. આટલો અઘરો હોવા છતાં પણ એ ચાલ્યો કારણ કે
એ વખતે એની ખૂબ જરૂર હતી. એ વખતના દોષોમાંથી શી રીતે
છુટાય તેનું જટિલ ને વ્યાપક તત્ત્વજ્ઞાન એમાંથી મળે છે. પણ આજે
લોકોને દેખાય છે કે માર્કસે આપેલું કેટલુંક તો ખોટું પડ્યું. એ કહેવાતો
હતો વૈજ્ઞાનિક અને વૈજ્ઞાનિક જેવાં ભવિષ્ય એ ભાખતો. પણ યુક્તિપૂર્વક
આપેલું તો ખોટું ન પડ્યું, તો પછી એ વૈજ્ઞાનિક [illegible]

શા રીતે ખોટું પડયું ? એટલા જ સારુ કે એના જ્ઞાનને મર્યાદા હતી. કોઈ મનુષ્ય સર્વજ્ઞ નથી હોતો. માણસ જે સ્થિતિમાં મોટો થાય તેની અસર એના પર થયા વગર રહેતી નથી. એ એક ઋષિ હતો, એણે કલ્પનાથી ઘણી વાતો કળવા પ્રયત્ન કર્યો, એટલે સુધી કે હિંદુસ્તાન વિષે પણ એણે કંઈક લખી નાખ્યું, આમ છતાં જે હાથપરની સ્થૂળ હકીકતો હોય છે તે આસપાસની પરિસ્થિતિમાંથી બને છે, અને એના આધારે યોજના ઘડાય છે. અને તેથી એમાં ખોડખાંપણ રહી જાય છે.

## મારા વિચારનાં મૂળિયાં ઊંડાં છે

આ આંદોલનથી હિંદુસ્તાનની આજની જરૂરત પૂરી પડે છે એ દૃષ્ટિથી એના તરફ ન જોશો. હું માનું છું કે આ જમાનાની માંગ છે અને તેથી આ વિચાર ફેલાઈ રહ્યો છે. પણ એટલાથી પણ જો એને માપશો તો એનું પૂરું મહત્ત્વ નહીં સમજાય.

લોક મને પૂછે છે કે "તમે આ 'ભૂ-દાન-યજ્ઞ' 'સંપત્તિ-દાન-યજ્ઞ' આ શું ચલાવ્યું છે ! આ 'દાન' ને 'યજ્ઞ'ના ડબલ એંજીન શા સારુ જોડયાં છે ? 'ફંડ'-ફાળો પણ કહી શકાય !" પણ, ગાડીને પહાડ પર લઇ જવી હોય તો ડબલ એંજીન વગર શી રીતે ચાલશે ? મારો વિચાર આ ભૂમિમાં પેદા થયેલા બીજા વિચારો સાથે બંધબેસતો છે, એ આજની જરૂરત પૂરી કરે છે ને સાથે સાથે વેદના મંત્રો સાથે પણ એનો મેળ છે. આ વિચારના સમર્થનમાં હું વેદ અને ઉપનિષદ્‌માંથી કેટલાંયે વચન ટાંકી શકું. અને તેથી તો એ બધાંના મનને ખેંચે છે. મેં એક એવો વિચાર પેદા કર્યો છે કે જેનાં મૂળ આ ભારત-ભૂમિમાં ઊંડાં પેઠાં છે. આ એક અમર અને અક્ષીણ વિચાર છે.

## ઝટ પહોંચાડે તેવો સીધો માર્ગ

લોક કહે છે, "અમે કોઇને દબાવી તો શકીએ નહીં, પછી ભૂદાન શી રીતે મળે ?" પણ હું સામું પૂછું છું કે આપણે કોઇને દબાવી શકતા નથી તેથી ભૂદાન ન મળે એમ શી રીતે બને ? કારણ, આપણે જયાં કોઇને દબાવતા નથી, ઊલટા રીઝવીએ છીએ ત્યારે પછી દાન કેમ નહીં મળે ! કોઇ નાટકવાળાને જઇને પૂછો કે રીઝવે એવા નાટકમાં લોક વધારે આવે છે

કે એવું ? આપણે તો કોઈને ખીજવતા નથી, રીઝવીએ છીએ, તેથી ભૂદાન જરૂર મળવું જોઈએ મને શ્રદ્ધા છે કે પ્રેમ અને શાંતિથી જે કામ થાય છે તે બીજા કશાથી નથી થતું, એનાથી જ કામ જલદી પણ થાય છે. યુક્લિડે કહ્યું છે કે એક બિંદુથી બીજા બિંદુએ જલદીમાં જલદી પહોંચવું હોય તો સીધી લીટી તાણો. સીધી લીટીથી જલદી પહોંચાય તેમ છે. છતાં આ મોટા મોટા ડિપ્લોમેટો વાંકી લીટીઓ તાણવા મથે છે. કોઈ વિમાનવાળાને પૂછશો તોય કહેશે કે સીધા જવાથી જ જલદી પહોંચાય. તેથી અમારો માર્ગ સીધો છે, પ્રેમનો છે અને તેથી એનાથી જલદીમાં જલદી કામ પાર પડશે.

તિરોલ, તા. ૩૦-૧૧-૧૯૫૨

## : ૧૬ :

## સ્વાયત્ત-લોકસત્તા

આપણે કાર્યકર્તાઓની એક જમાત છીએ. અહીં સમ્મેલનમાં આવીએ છીએ, તો થોડું બોલી પણ નાખીએ છીએ. પણ આ બોલવું એ પણ આપણું કામ જ હોય છે. એ કંઈ વક્તૃત્વ નથી હોતું, પણ કર્તૃત્વનો જ એક ભાગ હોય છે. આવાં આપણે સૌ ભેળા મળીએ છીએ, વરસ આખું કામ કરીને નારાયણને એ સમર્પણ કરવા અહીં આવીએ છીએ, અને નવા વરસ માટે નવું ભાતું લઈ જવા માગીએ છીએ. આવા અવસરે વિચારોની થોડી આપ-લે કરી લઈએ છીએ. આજે આપણે એ જ દૃષ્ટિએ આપણા કામ પાછળની ભૂમિકા જરા તપાસી લેવી જોઈએ. કામમાં પણ જે કંઈ સુધારો કરવો છે તેના ઉપર પણ નજર ફેરવી જવી જોઈએ. કાર્યપદ્ધતિ, કાર્યક્રમ અને કાર્ય-રચના આ ત્રણે વિષે આપણે થોડું વિચારી લેવું જોઈએ.

### વિશ્વ-ભૂમિકા

આપણે દુનિયાના કાવે તે ખૂણે કામ કરતા હોઈએ, પણ આખી દુનિયાનો ખ્યાલ રાખ્યા વગર આપણું ગાડું ગબડે તેવી આજે દુનિયાની હાલત રહી નથી. દુનિયામાં જે ભલાં કામ કરી રહ્યાં છે, જે નવા પ્રવાહો પેદા થાય છે, તથા જે કલ્પનાઓનો અને ભાવનાઓનો સં-

અને સંઘર્ષ થઈ રહ્યો છે, તે તરફ ધ્યાન આપી એના ઉપર સતત નજર રાખીને જ નાનું સરખું જે કંઈ પગલું આપણે ભરવું હોય તે ભરીએ. સમુચિત દષ્ટિ વિના કેવળ કર્મ આંધળું થઈ જાય છે. માટે દુનિયાની હાલત ખ્યાલમાં રાખવી પડશે. આજે આપણે જોઈએ છીએ કે દુનિયાની હાલત બહુ ચંચળ છે, એટલું જ નહિ, ઠીક ઠીક સ્ફોટક પણ છે. એટલે કે એમાં કેટલીયે જાતનાં જોખમોની શકયતા ભરી પડી છે. કયે વખતે એમાંથી ધગધગતો જ્વાળામુખી ફાટી નીકળશે એ કહી શકાય તેમ નથી. આ કોઈ નાહકનું ભયંકર ચિત્ર હું ખડું નથી કરતો. એનાથી મારે પણ ભયભીત નથી થવું કે તમને પણ નથી કરવા. મારે તો જે હાલત છે તે તરફ ધ્યાન ખેંચવું છે. દુનિયામાં ક્યારે શું થશે તે કોણ કહી શકે? આવી અસ્થિર પરિસ્થિતિ અને મનઃસ્થિતિ આજે દુનિયામાં પ્રવર્તે છે.

## હૃદય અને બુદ્ધિનું દ્વન્દ્વ

એક બે મહિના પહેલાંની વાત છે. દિલ્હીમાં કેટલાક જ્ઞાનીઓ અને વિદ્વાનોએ ભેગા થઈને અહિંસાના તત્વજ્ઞાન વિષે કંઈક ચિંતન, મનન અને વિચાર–વિનિમય કર્યાં હતાં. એ બધું છાપામાં રોજ આવતું અને હું તે વાંચતો. એમાં આપણા પૂ. રાજેન્દ્રબાબુએ કહ્યું હતું કે આજે કોઈ પણ દેશ લશ્કર વગર ચલાવી લેવાની હિંમત નથી કરતો. ગાંધીજીની શિખામણ એમને પોતાને શ્રીમુખે આપણે કાનોકાન સાંભળી છે અને એમની સાથે થોડુંક કામ પણ કર્યું છે, છતાં હિંદુસ્તાન પણ આવી હિંમત નથી દાખવી શકતું એ વિશે તેઓએ ખેદ પણ જાહેર કર્યો હતો. આપણા મહાન નેતા પં. નહેરુ કેટલીય વાર કહી ચૂકયા છે કે દુનિયાનો કોઈ કોયડો શસ્ત્રબળથી ઉકેલી શકાય તેમ નથી. આ આપણા ભાઈઓ જેઓ દેશને દોરવણી આપી રહ્યા છે, જેમની ઉપર આ જવાબદારી છે, તેઓ અહિંસાને દિલથી માને છે, એમને હિંસામાં વિશ્વાસ નથી, પણ તોયે એવી હાલતમાં છે કે લશ્કર ઊભું કરવાની, વધારવાની અને એને મજબૂત કરવાની જવાબદારી એમને સ્વીકારવી પડે છે. આવી વિચિત્ર પરિસ્થિતિમાં આપણે આજે છીએ.

શ્રદ્ધા એક વસ્તુ પર છે એવો આભાસ થાય છે અને ક્રિયા બીજી જ કરવી પડે છે. ઇચ્છીએ તો એમ છીએ કે દુનિયામાં અને હિન્દુસ્તાનમાં અહિંસા ચાલે, આપણે એકબીજાથી ડરીએ નહિ, બલકે એકબીજાને પ્યારથી જીતીએ. પ્રેમ જ સફળ થઈ શકે, અને જીતી શકે એવો વિશ્વાસ હૃદયમાં ભરેલો છે. છતાં એક બીજી ચીજ આપણામાં છે જેને બુદ્ધિ કહેવામાં આવે છે. એમ તો એ પણ હૃદયનો જ એક હિસ્સો છે, અને હૃદય પણ એનો જ એક હિસ્સો છે. એ બન્ને એકબીજામાં મળેલાં છે. છતાં હૃદય કહે છે કે હિંસાથી કોઈ કોયડો ઊકલશે નહિ. એ તાર સંધાતો હોય એમ દેખાશે ત્યાં તો બીજા તેર તૂટીને ઊભા રહેશે. પણ બુદ્ધિ, જે ત્રણ ગુણોવાળી છે, જેમાં કાંઈક વિચારવાની શક્તિ છે, જેના પર થોડાં ઘણાં આવરણ ચડેલાં છે, થોડુંક દર્શન છે, થોડું અ-દર્શન છે, એવી આપણી સંમિશ્ર બુદ્ધિ કહે છે કે આપણે લશ્કરને નાબૂદ કરી શકીશું નહિ. જે જનતાના આપણે પ્રતિનિધિ છીએ તે જનતા એટલી મજબૂત નથી, તેની એટલી યોગ્યતા નથી. એટલે એના પ્રતિનિધિ તરીકે લશ્કર ખડું કરવાની, વધારવાની અને મજબૂત કરવાની જવાબદારી આપણી ઉપર આવી છે. આવી હાલત છે. લાગે છે તો એમ કે રચનાત્મક કામ કરીએ, પણ તે તો દિલની ઇચ્છા થઈ. બુદ્ધિ કહે છે કે સેના ઊભી કરવી પડશે. સેના-યંત્ર જેના વડે મજબૂત થઈ શકે તેવાં યંત્રોને સ્થાન આપવું પડશે. જેમને રેંટિયા પર ઓછી શ્રદ્ધા છે તેમની વાત હું છોડી દઉં છું. પણ જેમને શ્રદ્ધા છે એમને એ સવાલ પૂછવામાં આવે છે કે તમે શું રેંટિયા અને ગ્રામોદ્યોગની મારફત યુદ્ધયંત્ર ઊભું કરી શકશો? એને મજબૂત બનાવી શકશો? ત્યારે એમની બુદ્ધિ—અને મારી બુદ્ધિ પણ ખરી, કારણ હું પણ એમાં સામેલ છું—કહે છે કે ના, આ નાના નાના ઉદ્યોગોની મારફત આપણે યુદ્ધયંત્ર સજ્જ નહિ કરી શકીએ. કોમ્યુનિટિ પ્રોજેક્ટ વિષે સરકારને ઇચ્છા તો થાય છે કે બે પાંચ લાખ ગામડાંમાં ચલાવીએ. હમણાં તો થોડાંક ગામડાંમાં શરૂઆત કરી છે, પણ ઇચ્છા છે કે એ વ્યાપક બને અને એની મારફતે રાષ્ટ્ર સમૃદ્ધ થાય, પૈસાદાર થાય, ગરીબી ટળે, વગેરે વગેરે. પણ જો કાલે દુનિયામાં મહાયુદ્ધ ફાટી નીકળે તો એક પણ કોમ્યુનિટિ પ્રોજેક્ટ ચાલુ રહી શકશે

કેમ એ સવાલ છે. એ યોજના શરૂ કરનારા પણ એમ નથી કહી શકતા કે ચાલુ રહેશે. તરત જ બુદ્ધિ જોર કરશે અને હૃદય સંતાઈ જશે. હૃદય પર બુદ્ધિ ચઢી બેસશે, અને કહેશે કે હવે તો રાષ્ટ્રનું રક્ષણ એ જ મુખ્ય વસ્તુ છે.

## જાદુઈ ખુરશી

આ હું આત્મનિરીક્ષણ તરીકે જ બોલું છું. જે લોકો આજે ત્યાં જવાબદારીવાળી જગ્યા પર બેઠા છે, તેમની જગ્યાએ આપણે બેઠા હોત તો આપણે પણ તેઓ કરે છે તેથી કંઈ સાવ જુદું કરી નાખત એવું નથી કહી શકાતું. એ જગ્યા જ એવી છે. એ તો જાદુઈ ખુરશી છે. એના પર જે બેસશે તેને માથે એક અગાઉથી આંકો રાખેલા અને અસ્વાધીન કુંડાળામાં રહીને વિચારવાની જવાબદારી આવી પડશે. આ જે કુંડાળાને મેં અસ્વાધીન એવું નામ આપ્યું તેમાં પડેલાને લાચારીથી જે દિશામાં દુનિયાનું વહેણ જતું જણાય તે જ દિશામાં વિચારવાની જવાબદારી વહેવી પડે છે. મોટા મોટા દેશો—અમેરિકા જેવા, રશિયા જેવા—પણ ડરે છે. એ દેશો એકમેકથી ડરે છે. અને ઓછી તાકાતવાળા પાકિસ્તાન અને હિન્દુસ્તાન જેવા દેશો પણ એવી જ બીક સેવે છે આમ એકમેકથી ડરીને શસ્ત્રબળથી, સૈન્યબળથી એકે સવાલ ઊકલી શકતો નથી એની ખાતરી હોવા છતાં આપણે શસ્ત્રબળ અને સૈન્યબળ ઉપર આધાર રાખીએ છીએ એનો આધાર છોડી શકતાં નથી. આવી વિચિત્ર પરિસ્થિતિમાં આપણે છીએ.

## દંભ નહિ, દયાજનક સ્થિતિ

પણ તેથી આપણને કોઈ દંભી કે ઢોંગી કહે તો એનું કહેવું ખરું નથી. છતાં, એમ કહેનારાનો એનો હક સાબિત થશે. આપણા દિલમાં જ જો બીજું હોય અને આપણે છુપાવતાં હોઈએ તો જાણીજોઈને ઢોંગી બન્યાં કહેવાઈએ. પણ, જ્યાં દિલ એ વાતને કબૂલ કરે છે પરંતુ પરિસ્થિતિમાંથી ઉપજેલી બુદ્ધિ બીજી વાત કહે તેથી લાચાર થઈને કંઈક કરવું પડે છે, ત્યાં એ દંભીપણું નહિ પણ દયાજનક સ્થિતિ કહેવાય.

આવી દયાજનક સ્થિતિમાં આપણે પડયા છીએ. હમણાં રાજેન્દ્રબાબુએ જણાવ્યું કે "સર્વોદય સમાજની આ જવાબદારી છે, કારણ કે એ સમાજ પોતાના મૂળ વિચારને વળગી રહીને તેને અમલમાં લાવવા માટે વાતાવરણ તૈયાર કરે એવી એ સમાજ પાસેથી લોકો આશા રાખે છે." જો સર્વોદય સમાજ આમ કરશે તો આજની સરકાર જે આપણી રાષ્ટ્રીય સરકાર છે એને ઉત્તમમાં ઉત્તમ મદદ મળશે. માનો કે આપણામાંથી કોઇ મંત્રી (પ્રધાન) થઈ જાય અને કાંઇક મંત્ર કરવા માંડે તો એના એ મંત્ર અને તંત્રથી આજની સરકારને એટલી મદદ નહિ મળે જેટલી સમાજ સૈન્યબળ વગરનો કઇ રીતે બની શકે તે દિશામાં એના કામ કરવાથી મળી શકે.

## બળદ એટલે ધુરંધર

કોઈ કોઇ વાર લોકો મને પૂછે છે કે તમે સરકારની બહાર કેમ રહો છો, દેશની જવાબદારી કેમ ઉપાડી નથી લેતા? હું કહું છું કે બે બળદ જ્યારે ગાડે જોતરાઈ ચૂક્યા હોય ત્યારે હું ત્રીજો બળદ બનું તો એમને કઇ મોટી મદદ મળી જવાની? પણ હું જો ગાડું પાધરી દિશામાં જઈ શકે તે માટે રસ્તો જરા ઠીકઠાક કરી નાખું, તો એ ગાડાને આગળ વધવામાં વધુમાં વધુ મદદરૂપ થઈ પડું. એક વાત ખરી કે જો હું સ્વભાવે ખરેખર બળદ જ હોઉં તો મારે બળદનું જ કામ કરવું જોઇએ. હું એક વિશેષ ભાષામાં આ બોલું છું. આશા રાખું છું કે તમે આ ભાષાનો અર્થ સહન કરશો. આપણી સંસ્કૃતિમાં બળદને માટે જેટલો આદર છે તેટલો મનુષ્યને માટે પણ નથી, અને એ જ અર્થમાં હું બોલું છું. જે રાજ્યની ધુરા વહે છે તેને આપણે ધુરંધર કહીએ છીએ. ધુરંધર એટલે જ બળદ. એવા ધુરંધર આપણે બનવું પડે છે. પણ કેટલાક જણ ધુરંધર બની ચૂક્યા છે. એ લોકો કહે છે કે અમે પડયાં છીએ તેના તે કામમાં પાછા તમે પણ ન પડશો. એને બદલે અમને જે જે વાતની કમી પડે છે તેના પૂર્તિ કરવાનું કામ તમે કરી શકતાં હો તો કરો. એવી આશાથી એ લોકો આપણા તરફ જોઇ રહ્યા છે. આ વાત આપણે બરાબર સમજવી જોઇએ, અને આમ હું જેને સ્વતંત્ર લોકશક્તિ કહું છું, તે જેનાથી નિર્માણ થાય તેવા કામમાં જ

આપણે લાવી પડવું જોઈએ, ત્યારે જ આપણે આજની સરકારને ખરી મદદ કરીશું અને આપણા દેશની યોગ્ય સેવા કરીશું.

## દંડશક્તિ ( કાયદા ) થી ભિન્ન લોકશક્તિ

મેં કહ્યું કે આપણે સ્વતંત્ર લોકશક્તિ નિર્માણ કરવી જોઈએ. મારા કહેવાનો અર્થ એ છે કે આપણે હિંસાશક્તિથી વિરોધી અને દંડશક્તિથી ભિન્ન એવી લોકશક્તિ પ્રગટ કરવી જોઈએ. આજની આપણી જે સરકાર છે એના હાથમાં આપણે દંડશક્તિ સોંપી દીધી છે. એ દંડશક્તિમાં હિંસાનો અમુક અંશ જરૂર હોય છે, તેમ છતાં આપણે એને હિંસા કહેતી નથી, હિંસાથી એને એક અલગ વર્ગમાં મૂકવા માગીએ છીએ. આપણે એને હિંસાશક્તિથી ભિન્ન દંડશક્તિ કહીશું, કારણ કે એ શક્તિ એમના હાથમાં આખા જનસમુદાયે સોંપી છે. તેથી એ નકરી હિંસક શક્તિ નહિ, પણ દંડશક્તિ છે. એ દંડશક્તિનો પણ ઉપયોગ કરવાનો મોકો ન આવે એવી પરિસ્થિતિ દેશમાં નિર્માણ કરવી તે આપણું કામ છે. આપણે એ કરીએ તો આપણે આપણો સ્વધર્મ ઓળખ્યો અને તેના પર અમલ કરી જાણ્યો કહેવાય. જો તેમ નહીં કરીએ અને દંડશક્તિના ઉપયોગથી જ થઈ શકે તેવી જનસેવા કરવાનો લોભ રાખીશું, તો જે ખાસ કામની આપણી પાસે આશા રાખવામાં આવે છે તે કામ, અને તે આશા આપણે પૂરી નહિ પાડી શકીએ. ઊલટો એવો સંભવ છે કે આપણે બોજારૂપ પણ સાબિત થઈએ.

## દયાના રાજ્યની સ્થાપના

હું થોડુંઘણું સ્પષ્ટીકરણ કરી નાખું, મેં કહ્યું કે દંડશક્તિને આધારે સેવાકાર્ય થઈ શકે છે અને તેમ કરવા માટે જ આપણે રાજ્યશાસન ઇચ્છ્યું છે અને હાથમાં લીધું છે. સમાજને તેની જરૂર છે, ત્યાં સુધી એ શાસનની જવાબદારી આપણે છોડવા માગતાં નથી. એનાથી સેવા જરૂર થશે, પણ દંડશક્તિનો ઉપયોગ જ ન કરવો પડે એવી પરિસ્થિતિ પેદા થાય તે જાતની સેવા એ રીતે નહિ થાય. હું દાખલો આપું. લડાઈ ચાલી રહી છે. સિપાહીઓ ઘવાઈ રહ્યા છે. એ સિપાહીઓની સેવામાં જે લોકો લાગેલા છે તેઓ ભૂતદયાથી

પરિપૂર્ણ હોય છે. તેઓ શત્રુ મિત્ર કશું જોતા નથી. પોતાનો જાન જોખમમાં મૂકી યુદ્ધક્ષેત્રમાં પહોંચે છે અને કેવળ માતા જ બાળકની કરી શકે એ જાતની સેવા કરે છે. એટલે તેઓ દયાળુ હોય છે એમાં જરાયે શંકા નથી. એ સેવા કીમતી હોય છે એ દરેકોઇ જાણે છે. પણ યુદ્ધને અટકાવવાનું કામ એ લોકો નથી કરી શકતા. એમની દયા યુદ્ધને માન્ય કરનારા સમાજનો એક હિસ્સો છે. એક યંત્રમાં અનેક નાના મોટા ચક્ર હોય છે, એ એક બીજાથી જુદી જુદી દિશામાં કામ કરતાં હોવા છતાં બધાં એક જ યંત્રનાં અંગ હોય છે. તેવી જ રીતે સિપાહીઓને કતલ કરવા એ યુદ્ધયંત્રનું એક પાસું છે, અને એ જ યુદ્ધયંત્રનું બીજું પાસું એ છે કે જખમી સિપાહીઓની સેવા કરવી. આની પરસ્પર વિરોધી બે ગતિઓ સ્પષ્ટ છે. એક ક્રૂર કાર્ય છે, બીજું દયાળુ કાર્ય છે. અને એ દરેક જણ જાણે છે. પેલા દયાળુ હૃદયની દયા અને પેલા ક્રૂર હૃદયની ક્રૂરતા, બંને મળીને જ યુદ્ધને ટકાવનારાં અંગો બને છે. કઠોર વૈજ્ઞાનિક ભાષામાં કહીએ તો યુદ્ધને જ્યાં સુધી આપણે કબૂલ કર્યું છે ત્યાં સુધી, ચાહે આપણે સિપાહીનો ધંધો કરીએ કે પછી ઘાયલ સિપાહીઓની સેવાનો ધંધો કરીએ, આપણે બંને રીતે યુદ્ધના ગુનેગાર છીએ.

મેં દાખલો એટલા માટે આપ્યો કે માત્ર દયાળુ કાર્ય કરીએ તેથી એમ ન માનવું જોઇએ કે દયાનું રાજ્ય સ્થાપી શકીશું. રાજ્ય તો નિષ્ઠુરતાનું છે. એની અંદર દયા, રોટલામાં નાખેલા મીઠાની જેમ, રુચિ પેદા કરવાનું કામ કરે છે. જખમી સિપાહીઓની એ સેવાને કારણે એ યુદ્ધમાં સ્વાદ પેદા થાય છે. પરંતુ યુદ્ધની સમાપ્તિ એ દયાથી નથી થઈ શકતી. નિષ્ઠુરતાનાં રાજ્યમાં દયા પ્રજા તરીકે રહે, નિર્દયતાની હકૂમતમાં દયા ચાલતી રહે, એ રીતનું દયાનું કામ આપણે લોકો કરતાં રહીએ તો આપણે આપણું અસલ કામ કર્યું ન ગણાય. એ રીતે દેખાવે જે દયાનાં કામ જણાય છે, જે રચનાત્મક કામ ગણાયે છે, તે આપણે દયા અને રચનાના લોભને ખાતર વ્યાપક દૃષ્ટિ વગર ઉપાડી લઇએ, તો તેવાં કામ કરવાથી પણ આપણે હાથે કાંઇક સેવા તો અલબત્ત થશે જ, પરંતુ આપણા પર જેની જવાબદારી છે, અને જેને આપણે અને દુનિયાએ આપણો સ્વધર્મ માન્યો છે, એવી સેવા આપણાથી નહિ થઈ શકે.

## દંડશક્તિથી ભિન્ન હિંસાની વિરોધી જનશક્તિ

બીજો સ્પષ્ટ દાખલો આપું. મને બધા પૂછે છે કે તમારું વજન સરકાર પર પણ પડતું હોય તેમ લાગે છે, તો સરકાર કાયદો બનાવીને વળતર આપ્યા વગર જમીનની વહેંચણીનો રસ્તો ઉઘાડો કરી આપે, એ વાત પર કેમ ભાર નથી મૂકતા ? હું એમને કહું છું કે ભાઈ કાનૂનનો રસ્તો હું રોકતો નથી. પણ તમારી દિશામાં એથી વધારે એક પગલું હું આગળ વધું એમ ઇચ્છતા હો તો તેનો મારો જવાબ એ છે કે મેં જે રસ્તો અપનાવ્યો છે તેમાં મને સોળેસોળ આની સફળતા ન મળે તોયે કાનૂનને માટે થોડીક સરળતા તો થશે જ ને! એક તો કાનૂનને હું બાધા પહોંચાડતો નથી. બીજું હું કાનૂન માટે સરળતા કરી આપું છું, અનુકૂળ વાતાવરણ એને માટે પેદા કરી રહ્યો છું કે જેથી કાનૂન આસાનીથી બનાવી શકાય. આથી પણ એક વધુ પગલું તમારી દિશામાં ભરી હું રટણ કરવા લાગું કે કાનૂન વગર કામ નહિ થાય, કાનૂન બનવા જોઈએ, તો હું સ્વધર્મહીન સાબિત થઈશ. મારો એ ધર્મ નથી. મારો ધર્મ તો એમ માનવાનો છે કે કાનૂનની મદદ વગર જનતાનાં હૃદયમાં એવી ભાવના ઉત્પન્ન કરીએ કે કાનૂન ગમે તે હોય તોયે લોકો જમીનની વહેંચણી કરે. શું માતાઓ કોઈ કાનૂનને કારણે બાળકને ધવરાવે છે !

મનુષ્યના હૃદયમાં એવી એક શક્તિ છે જેનાથી મનુષ્યનું જીવન સમૃદ્ધ થયું છે. મનુષ્યને પ્રેમ પર ભરોસો છે. એ પ્રેમમાંથી પેદા થયો છે, પ્રેમથી એનું પાલન થાય છે અને આખરે જ્યારે દુનિયા છોડીને જાય છે ત્યારે પણ પ્રેમભરી આંખે જ જરા આજુબાજુ નજર નાખે છે, અને ત્યારે જો પ્રેમીજનો એની નજરે ચડે છે તો સુખેથી દેહને અને દુનિયાને છોડી જાય છે. તો આમ પ્રેમની શક્તિનો અનુભવ હોવા છતાં પણ એને વધુ સામાજિક સ્વરૂપમાં વિકસિત કરવાની હામ બીડવાને બદલે હું જો 'કાનૂન કાનૂન' રટ્યા કરું, તો કાનૂન બનાવીને સરકાર જે મદદની આપણી પાસે આશા રાખે છે તે મેં એને પૂરી પાડી ન ગણાય. એટલા માટે દંડશક્તિથી ભિન્ન જનશક્તિ હું નિર્માણ કરવા માગું છું, અને આપણે તે જ પેદા કરવી જોઈએ. આ જે જનશક્તિ આપણે પેદા કરવા માગીએ છીએ, તે દંડશક્તિની વિરોધી છે

એમ હું નથી કહેતો, તે હિંસાની વિરોધી છે. હું તો એટલું જ કહું છું કે તે દંડશક્તિથી ભિન્ન છે.

## આપણું અસલ કામ

હું એક ત્રીજો દાખલો આપું. હમણાં ખાદી બોર્ડ બને છે. સરકાર ખાદીને મદદ આપવા માગે છે. પં. નહેરુએ કહ્યું કે મને આશ્ચર્ય થાય છે કે જે કામ ચાર વર્ષ પહેલાં થવું જોઈતું હતું તે આટલું મોડું કેમ થઈ રહ્યું છે? તેઓ મહાન છે, એમનું દિલ મહાન છે. તેઓ આત્મનિરીક્ષણ કરે છે અને આ જાતની ભાષા બોલે છે. હવે આપણું અને ચરખાસંઘનું એ કામ છે કે સરકાર જ્યારે ખાદી બોર્ડ બનાવી ખાદીનું ઉત્પાદન વધારવા માગે છે, ત્યારે એને થોડી મદદ કરીએ. કારણ, ચરખાસંઘને આ કામનો અનુભવ છે અને અનુભવીઓની મદદ આવાં કામને માટે જરૂરી છે. પણ તે છતાં હું વિચારું છું કે એક નાગરિક તરીકે, એક જાણકાર તરીકે સરકારને જે મદદ આપવી ઘટે તે ભલે આપીએ. પણ એમાં જ જો આપણે ખતમ થઈએ, સમાપ્ત થઈ જઈએ, તો ખાદીની જે સેવાની આપણી પાસેથી અપેક્ષા છે, તે સેવા આપણે ન કરી ગણાય. આપણે તો ખાદીની આપણી દૃષ્ટિ સ્પષ્ટ-શુદ્ધ રાખવી જોઈએ અને એ દિશામાં કામ કરતાં કરતાં સરકારને ખાદી ઉત્પાદન કરવામાં જે મદદ આપવી ઘટે તે આપવી જોઈએ. યુદ્ધ અટકાવવાના રસ્તા આપણે શોધવા જોઈએ અને તેમ છતાં યુદ્ધ ચાલે તો ઘાયલોની સેવા માટે પણ મોરચે જવું પડે તો જવું જોઈએ. આ તો યુદ્ધનું જ અંગ છે એમ કહીને એમાં ના કહેવી એવું નથી. પણ એ ધ્યાનમાં રાખીશું કે એ આપણું અસલ કામ નથી. આપણું ખાદીનું કામ તો ગ્રામરાજ્યની સ્થાપના માટે હોઈ શકે.

## ખાદીકાર્ય અને સરકાર

આ વખતે પં. નહેરુ મળવા આવ્યા અને ઘણા પ્રેમથી વાત કરી. મેં નમ્રતાથી એમનું ઘણુંખરું સાંભળી લીધું. અને પછી જ્યારે એમણે જરા સલાહ-મસલતની વૃત્તિ બતાવી એટલે મેં થોડામાં મારા વિચાર જણાવ્યા. દરેક નાગરિકને નાગરિકતાના અનિવાર્ય અંગ તરીકે વાંચતાં લખતાં

આવડવું જ જોઈએ એવું આપણે માનીએ છીએ. આપણા રાજ્યને અને સરકારને સૌને વાચતાં લખતાં શીખવવાની પોતાની જવાબદારી લાગે છે, એનો તેઓ સ્વીકાર કરે છે. અને પરિસ્થિતિવશ તેનો પૂરો અમલ ભલે ન થઈ શકે, થોડોઘણો અમલ થાય, તેમ છતાં બધા લોક વાચતાં લખતાં શીખી ન જાય ત્યાં સુધી આપણું કામ અધૂરું છે એવો ખટકો દિલમાં રહ્યા કરે છે, તેવી જ રીતે આપણું રાજ્ય, આપણી સરકાર એ વિચાર કબૂલ કરી લે કે હિન્દુસ્તાનના દરેક ગ્રામીણને, દરેક નાગરિકને, કાંતતાં શીખવવું જોઈએ. જે ગ્રામીણ કે જે નાગરિકને કાંતતાં ન આવડતું હોય તે અશિક્ષિત છે, એટલું તેઓ માન્ય કરે અને બાકીનું બધું કામ જનતા કરે. ખાદી અને ગ્રામોદ્યોગ માટે સરકાર પાસેથી હું કશું ઇચ્છતો હોઉં તો તે આ છે. અમે સરકાર પાસે પૈસાની મદદ નહીં માગીએ. પણ સરકાર આ વિચારને માન્ય રાખે તો અમને મોટામાં મોટી મદદ મળે તેમ છે.

એમણે એ સાંભળી લીધું. હું માનું છું કે એમના હૃદયને તો એ ઠીક પણ લાગ્યું હશે. પણ સહેજે વિનોદમાં એમણે પૂછ્યું કે સૂતર કાંતતાં બધાને શીખવી દઈએ તો પછી એના ઉપયોગનો સવાલ આવશે. ત્યારે મેં જવાબ આપ્યો કે વાચતાં લખતાં શીખવીને પણ એના ઉપયોગનો સવાલ તો ઉત્પન્ન થાય જ છે. એવા કેટલાયે ભાઈઓને જોયા છે જેઓ બેચાર વર્ષ થોડુંઘણું ભણ્યા અને એમનું ભણતર જિંદગીમાં કોઈ કામમાં ન આવ્યું. એમના માટે "કાળો અક્ષર ભેંસ બરાબર" હોય છે. યોગની સાથે ક્ષેમ જોડાયેલું છે. આ જાતની ફિકર તો કરવી જ પડે છે. પણ તમે જોશો કે મેં ખાદીને માટે માત્ર એટલી જ માગણી કરી. જ્યારે સરકાર જનતાની છે અને જનતા તરફથી આવી માગણી થશે ત્યારે સરકારને એટલું કરવું જ પડશે. પણ એથી આગળ વધીને લોકો પર ખાદી લાદવાની વાતો જો કાયદાથી થાય તો–એટલે કે હું એવી માગણી કરું તો–મારે કહેવું પડે કે હું મારું કામ સમજ્યો નથી, અને દંડશક્તિથી ભિન્ન લોકશક્તિ આપણે નિર્માણ કરવી છે એ સૂત્ર હું ભૂલી ગયો ગણાઉં.

## દૃષ્ટિ અને પદ્ધતિ

આ બે દાખલા મેં સહજ આપ્યા–એક ખાદીનો અને એક ભૂમિદાનનો.

ભૂમિનો સવાલ ઉકેલવાની આપણી એક રીત હશે અને લોકશાહી સરકારની બીજી. સરકાર ભૂમિનો સવાલ ઉકેલવા જશે તો દંડશક્તિનો ઉપયોગ કરશે અને તેમ કરશે તો તેમાં એને કોઇ દોષ નહિ દે. પણ એ રસ્તો બીજો થશે. એમાંથી લક્ષ્મી ભલે નિર્માણ થાય, જનશક્તિ નિર્માણ નહિ થાય. આપણો ઉદ્દેશ માત્ર લક્ષ્મી નિર્માણ કરવી એટલો જ ન હોય, પણ જનશક્તિ નિર્માણ કરવી એ પણ હોય. આપણા કામની પાછળ આવી પૂર્ણ દૃષ્ટિ પડેલી છે.

આ કાંઇક વિસ્તાર સહિત મેં કહી દીધું. ઇચ્છતો હતો તો સંક્ષેપ પણ આટલો વિસ્તાર થઈ ગયો. હવે આ દૃષ્ટિ આપણી સ્પષ્ટ થઈ જાય તો પછી આપણી કાર્યપદ્ધતિ કઈ હશે તેનું વિશેષ વર્ણન કરવાની જરૂર નહિ રહે. પણ દરેક જણ વિચારશે કે દરેક રચનાત્મક કાર્યમાં કામ કરવાની આપણી એક વિશેષ પદ્ધતિ હશે અને એમાં છેવટે લોકોમાં દંડનિરપેક્ષતા નિર્માણ થાય એવા પરિણામની અપેક્ષા રહેશે.

આ દૃષ્ટિએ વિચારતાં સહેજે ધ્યાનમાં આવશે કે આપણી કાર્યપદ્ધતિના બે ભાગ રહેશે. એક ભાગ હશે **વિચારશાસન** અને બીજો ભાગ હશે **કર્તૃત્વવિભાજન**. મને જરા શાસ્ત્રીય શબ્દો બનાવવાની ટેવ છે, અને ભાષામાં સંસ્કૃત જ સૌથી વધારે જાણું છું તેથી સંસ્કૃત શબ્દો આવી જાય છે, તે માટે ક્ષમા કરજો.

## વિચારશાસન

વિચારશાસન એટલે વિચાર સમજાવવો, વિચાર સમજવો અને વિચાર સમજ્યા વગર કોઇ પણ વાત કબૂલ કરવી નહીં તે. વિચાર સમજ્યા વગર કોઇ આપણી વાત કબૂલ કરતો હોય તો દુઃખી થવું, પોતાની ઇચ્છા બીજા પર ન લાદવી બલ્કે કેવળ વિચાર સમજાવીને જ સંતુષ્ટ રહેવું. આપણા સર્વોદય સમાજની યોજનામાં જે રચના કરી છે તેને કેટલાક 'લૂઝ ઑરગેનિઝેશન' એટલે કે શિથિલ રચના કહે છે. રચનાને આપણે શિથિલ કરીએ તો એક કામ નહિ સરે. માટે રચના શિથિલ ન હોવી જોઇએ. પરંતુ, આ શિથિલ રચના નથી પણ અ-રચના છે. અર્થાત્ કેવળ

વિચારના આધાર પર આપણે ઊભા રહેવા માગીએ છીએ. આપણે કોઈને આદેશ નથી આપતા કે જેનો તેણે વગર જોયે-સમજે અમલ કરવો પડે. સાથે સાથે આપણે કોઈનો આદેશ માથે ચડાવતા નથી, કે જેનો વગર વિચારે આપણે અમલ કરતા રહીએ. આપણે તો અંદરોઅંદર મસલત કરીએ છીએ. કુરાનમાં ભક્તોનું લક્ષણ ગાયું છે કે તેમનું "અમ્ર" કહેતાં કામ પરસ્પરની સલાહથી થાય છે, તો આપણે પરસ્પર સલાહની આપ-લે કરીશું અને આપણી વાત સાંભળનારને ગળે ન ઊતરી અને એણે તે મુજબ કર્યું નહિ, તો તેથી આપણે ઘણા રાજી થઈશું. એનો અમલ ન કરવાથી આપણને ખુશી ઊપજશે અને વગર જાણે-સમજ્યે જો અમલ કરશે તો આપણને ખૂબ દુઃખ થશે. આ જે રચના છે એમાં હું જેટલી તાકાત જોઉં છું તેટલી બીજી એકે કુશળ રચનામાં, સ્પષ્ટ રચનામાં અને શિસ્તબદ્ધ રચનામાં નથી જોતો. શિસ્તબદ્ધ દંડયુક્ત રચનામાં શક્તિ એવું નથી, પણ તે શિવશક્તિ નથી હોતી. આપણે જે પેદા કરવી છે તે બીજી શક્તિ છે. આપણી નજરે પેલી શક્તિ તો શક્તિ જ નથી. માટે આપણે વિચાર-શાસનને માનવું છે. આ જો ધ્યાનમાં બેસી જશે તો વિચારનો નિરંતર પ્રચાર કરવો, એ આપણો એક કાર્યક્રમ થઈ જશે. હમણાં આપણે તેમ કરતા નથી, પણ કરવું જોઈએ.

જ્યારે હું આ દૃષ્ટિએ વિચારું છું ત્યારે બુદ્ધ ભગવાને ભિક્ષુસંઘ શા માટે રચ્યો હશે અને શંકરાચાર્યે યતિસંઘ કેમ રચ્યો હશે એનો ભેદ ઊકલી જાય છે. તેમ છતાં એ સંઘોના જે અનુભવ થયા છે તેના ગુણદોષોની તુલના કરીને મેં મારા મનમાં નિર્ણય કર્યો છે કે આપણે આવા સંઘોમાં નહિ પડીએ. કારણ એમાં ગુણ કરતાં દોષ વધુ હોય છે એવો અનુભવ છે એટલા માટે આપણે સંઘ તો નહિ બનાવીએ, પણ એમને સંઘો કેમ બનાવવા પડ્યા તેનો ખ્યાલ આમ આવી જાય છે. નિરંતર અખંડ વહેતા ઝરણાંની જેમ સતત ફરવાવાળા અને લોકોની પાસે સતત વિચાર પહોંચાડવાવાળા લોકો હોવા જોઈએ. એ વગર "સર્વોદય સમાજ" કામ નહિ કરી શકે. લોકો પાસે પહોંચવાના મળે તેટલા મોકા મેળવવા જોઈએ.

લોકો એકવાર કહેવાથી નથી સાંભળતા, તો બીજીવાર કહેવાનો મોકો મળ્યો એમ માની રાજી થવું જોઈએ.

## પત્રકનું સંતાન પત્રક

વિચારપ્રચારનો આટલો ઉત્સાહ અને વિચાર પર આટલી શ્રદ્ધા— વિચારનિષ્ઠા આપણામાં હોવી જોઈએ. પણ આપણું થયું છે એવું કે આપણામાંથી ઘણાં જણ જુદી જુદી સંસ્થાઓમાં ગિરફતાર થઈ ગયાં છે. આને વિષે થોડું પાછળથી કહીશ. હમણાં તો ઉલ્લેખ માત્ર કર્યો. અલબત્ત એ સંસ્થાઓ મહત્ત્વની છે. છતાં પણ આપણને સંસ્થાની આસક્તિ ન હોય, શક્તિ રહે. એનું કામ ચાલુ રાખીએ, પણ સંસ્થામાં કેટલાંક જણ એવાં હોય કે જે ફરતાં રહે. આવી જાતની રચના અને આવો કાર્યક્રમ આપણે નહીં બનાવીએ તો આપણા વિચારો ક્ષીણ થશે અને વિચારશાસન નહીં ચાલે. અને આપણે બીજું શાસન ચલાવવા માંગતાં નથી.

જુઓને, બિહારના લોકો કાંઈક અભિમાનથી કહે છે અને તેમને અભિમાનથી કહેવાનો હક પણ છે, કે ભૂદાનયજ્ઞનું કામ બિહારની કોંગ્રેસે પહેલું ઉપાડયું અને તે પછી હૈદ્રાબાદમાં અખિલ ભારત કોંગ્રેસે એનો કાંઈક સ્વીકાર કર્યો. નહીં તો થાય છે શું ? કે ઉપરથી એક " સરક્યુલર " —પત્રક આવે છે : " ભૂદાનમાં મદદ આપવી એ કોંગ્રેસીઓનું કર્તવ્ય છે. " ગંગા હિમાલયથી પડે છે અને હરદ્વાર આવે છે, તેમ ત્યાંથી નીકળેલું પત્રક પ્રાંતિક સમિતિમાં આવે છે. અને ગંગા હિમાલયથી હરદ્વાર આવીને આગળ ચાલતાં ગઢમુક્તેશ્વર જાય છે, તેમ પેલું પત્રક ત્યાંથી જિલ્લા ઓફીસમાં આવે છે. ગંગા ગમે ત્યાં જાય પણ પાણીનું પાણી રહે છે, તેમ પત્રકમાંથી પત્રક જ પેદા થાય છે. મેં વિનોદ તરીકે એકવાર કહ્યું હતું કે દરેક જાતિ પોતાની જાતિને જ જન્મ આપે છે, તેમ પત્રક પત્રકને જ જન્મ આપી શકે છે.

ત્યારે છેવટે કામ કરે કોણ ? કામ તો કરવું પડશે ગામડાંના લોકોએ. પણ ગામડાંના લોકો સુધી એ પત્રક પહોંચે છે જ કયાં ! એ તો એક-

ઑફિસમાંથી બીજી ઑફિસમાં જાય છે. ત્યાંથી વળી ત્રીજી ઑફિસમાં જાય છે; એટલું જ થાય છે.

## આપણું કામ 'વિચાર-પ્રચાર'

તો આ ભૂદાનયજ્ઞ જેવા જે આપણા કાર્યક્રમો છે, તેનો વિચાર લઈને આપણે ઘેરઘેર નહીં પહોંચીએ ત્યાં સુધી એ સફળ નહીં થઈ શકે. પાંચ લાખ ગામડાંમાંથી પચીસ લાખ એકર જમીન આપણે મેળવવી છે. કામ દેખાય છે તો સહેલું. ગામદીઠ પાંચ એકર એ કંઈ મોટી વાત નથી. પણ એટલાં ગામો સુધી જઈ પહોંચે કોણ? તેને માટે આપણી પાસે મુખ્ય સાધન તો વિચાર-પ્રચારનું જ હોઈ શકે. એની યોજના આપણે ઘડવી જોઈએ— એ થયો આપણો કાર્યક્રમ. જો ત્યાં આપણી હિંમત ન ચાલે, આટલાં ગામોમાં આપણે કેવી રીતે પહોંચીશું, કેવી રીતે ફરીશું, એવું બધું લાગતું હોય અને જેને "ટૂંકો રસ્તો" કહે છે, અંગ્રેજીમાં "શૉર્ટ કટ" કહે છે, તેની લાલચમાં આપણે ઇચ્છીએ કે કાનૂન થાય, ફલાણું ઢીકણું થાય, તો એ બધું કરવું અને એવી કામના રાખવી એ આપણું કામ નથી. કાયદો ભલે બને, જલદી બને, સારો બને, પણ એ કામમાં આપણે પડીશું તો આપણે પરધર્મનું આચરણ કરીશું, સ્વધર્મનું નહીં. આપણો સ્વધર્મ તો એ હશે કે ગામેગામ ફરવાનું શરૂ કરીએ અને વિચાર પર વિશ્વાસ રાખીએ. એમ ન કહીએ કે અરે! વિચાર કહેવા સાંભળવાથી ક્યારે કામ થઈ રહેશે? વિચારથી જ કામ થશે, કારણ આપણું કામ વિચારથી જ થાય તેવું છે. તો આ વિચારની સત્તા, વિચારશાસન એ આપણું એક ઓજાર છે.

## કર્તૃત્વ-વિભાજન

બીજું ઓજાર છે કર્તૃત્વ-વિભાજન. એટલે કે બધું કર્તૃત્વ યાને બધી કર્મશક્તિ એક કેન્દ્રમાં કેન્દ્રિત ન હોવી જોઈએ. બલકે ગામેગામમાં કર્મશક્તિ —કર્મસત્તા નિર્માણ થવી જોઈએ. માટે આપણે ઇચ્છીએ છીએ કે દરેક ગામને પોતાને ત્યાં કઈ વસ્તુ આવે અને કઈ વસ્તુ ન આવે તેનો નિર્ણય કરવાનો હક હોવો જોઈએ. જો કોઈ ગામ એમ ઇચ્છે કે ત્યાં ઘાણી ચાલે

અને મિસનું તેલ ન આવે, તો મિસનું તેલ આવતું રોકવાનો એમને હક હોવો જોઈએ. જ્યારે આપણે આ વાત કરીએ છીએ ત્યારે અધિકારીઓ કહે છે કે આ રીતે એક મોટા રાજ્યની અંદર એક નાનું રાજ્ય થયું ગણાય એ ન ચલાવી લઈ શકાય. તો હું કહું છું કે સત્તાનું વિભાજન આપણે જો નહિ કરીએ, કર્તૃત્વવિભાજન નહિ કરીએ, તો સૈન્યબળ અનિવાર્ય છે એમ સમજી લેવું. તો પછી સેના વગર આજે તો નહિ ચાલે તે નહિ જ ચાલે, પણ ક્દીયે નહીં ચાલે. એમ હોય તો પછી કાયમને માટે એમ નક્કી કરી લો કે સૈન્યબળ વડે જ કામ લેવું છે, અને સેના સુસજ્જ રાખવી છે. પછી એમ ન બોલશો કે આજે નહીં તો કાલે અમે સેનાથી છૂટવા માગીએ છીએ. જો કોઈ ને કોઈ દહાડો સેનાથી છૂટવું જ હોય તો પરમેશ્વરે કર્યું તેવું જ કરવું પડશે. પરમેશ્વરે અક્કલનું વિભાજન કરી નાખ્યું. દરેકને અક્કલ આપી દીધી. વીંછીને પણ આપી અને સાપને પણ આપી. વાઘનેય આપી અને માણસને પણ આપી. ઓછીવત્તી ભલે હોય પણ દરેકને અક્કલ આપી અને કહ્યું કે પોતપોતાની અક્કલ પ્રમાણે જીવનનું ગાડું ગબડાવી લો. અને ત્યારે આખી દુનિયા એટલી સરસ રીતે ચાલવા લાગી કે એ નિરાંતે પોઢી શકે છે, અને તે એટલે સુધી કે લોકોને શંકા પણ પડે છે કે પરમેશ્વર છે કે નહિ? આપણે રાજ્ય એવું જ ચલાવવું પડશે કે કોઈ રાજ્યસત્તા છે કે નથી એની પણ શંકા થાય, ઘણે ભાગે હિન્દુસ્તાનમાં રાજ્યસત્તા નથી એવુંય લોકો કહેતા થાય, ત્યારે આપણું રાજ્યશાસન અહિંસક થયું ગણાય. અને તેથી એટલે જ આપણે ગ્રામરાજનું સૂત્ર ઉચ્ચારીએ છીએ.

એટલે જ આપણે ગ્રામરાજનું સૂત્ર ઉચ્ચારીએ છીએ. એટલે આપણે ઇચ્છીએ છીએ કે ગામને અંકુશ મૂકવાની સત્તા હોય, એટલે કે ગામવાળા અંકુશ મૂકવાની સત્તા પોતાના હાથમાં લે. ગામવાળા જાતે ઊભા થઈ નક્કી કરે કે ફલાણી ચીજ પેદા કરવી છે, એ પછી જનશક્તિનું એક રૂપ છે. તેઓ સરકાર પાસે માગણી કરે કે ફલાણો માલ અહીં ન આવવો જોઈએ, એને રોકો. એ લોકો જો ન રોકી શકે, એટલે કે રોકવા માગે, છતાંય ધારી લો કે ન રોકી શકે, તો એના વિરોધમાં ઊભા થવાની હિંમત કરવી પડશે. અને એમ કરવાથી સરકારને ઘણી જ મદદ મળશે. કારણ એનાથી જ સૈન્યબળનો છેદ [illegible] એનક

દેવના સૈન્યબળનો કદી છેદ નહીં ઊડે. એવું કદી ન બને કે દિલ્હીમાં કોઈ એવી અક્કલ પેદા થઈ જાય–ભલેને પછી એ ચાર માથાવાળા અને ચારે દિશામાં જોઈ શકે તેવા બ્રહ્મદેવની જ અક્કલ હોય–ગમે તેટલી મોટી અક્કલ હોય, તો પણ એમ કદી ન થઈ શકે કે દરેક ગામના સઘળા કારભારનું નિયંત્રણ અને નિયોજન દિલ્હીથી થાય, અને તે પાછું બધું જ બધાના ફાયદામાં હોય. એટલે રાષ્ટ્રીય નિયોજનને બદલે ગ્રામનિયોજન થવું જોઈએ. મેં 'ને બદલે' કહી દીધું. વધુ સારું તો એમ કહેવું થશે કે રાષ્ટ્રીય નિયોજનનો અર્થ જ 'ગ્રામનિયોજન' એવો હોય અને એ ગ્રામ-નિયોજનની મદદ માટે બીજું જે કાંઈ કરવું પડે તેટલું જ દિલ્હીમાં કરવામાં આવે.

આ છે આપણા કાર્યક્રમનો બીજો ભાગ. એક તો પહેલાં કહ્યું તે મુજબ વિચારશાસન અને હવે આ બીજો બતાવ્યો તે કર્તૃત્વ–વિભાજન. તો આપણે જે કંઈ કરીએ છીએ, તે બધું કર્તૃત્વવિભાજનની દિશામાં કરવા માગીએ છીએ. એટલા માટે આપણે ગામોમાં જમીનની વહેંચણી કરવા માગીએ છીએ.

## વહેંચાયેલો ખજાનો

જમીનની બાબતમાં જ્યારે જ્યારે સવાલ પેદા થાય છે, ત્યારે ત્યારે એમ જ કહેવાય છે કે "સીલિંગ" (મથાળું) નક્કી કરો; વધુમાં વધુ જમીન કેટલી રાખવામાં આવે તે વિષે વિચારો : આજકાલ લોકો આમ બોલવા લાગ્યા છે. એક બાજુ જ્યારે આ ભૂદાનયજ્ઞનું આંદોલન જોર પકડતું જાય છે અને જનતામાં એક ભાવના પેદા થઈ રહી છે, ત્યારે આવી વાત બોલાઈ રહી છે ! પણ હું કહું છું કે પહેલાં તો જમીન સાને આપવી છે એટલું તો ઓછામાં ઓછું નક્કી કરો ! હું આમ શાથી કહું છું ? એટલા માટે કહું છું કે હું કર્તૃત્વવિભાજન ઇચ્છું છું. જેટલા મજૂર છે તે બધા આજે બીજાના હાથ નીચે કામ કરે છે એ લોકો કામ તો કરે છે, પણ એમનામાં કર્તૃત્વ નથી. ચાલે છે તો ગાડી જ. પણ ગાડીને આપણે કર્તા નથી કહેતાં; કારણ કે એ ચેતનવિરોધી છે. તો આ મજૂરો જેઓ ખેતરોમાં કામ કરે છે,

તેઓ ચેતનવિહોણાની જેમ કામ કરે છે. કેવળ હાથ અને પગથી કામ કરે છે; પણ આપણે તો એમ ઇચ્છીએ છીએ કે આ કામ એમના દિમાગથી અને દિલથી થાય. કેટલાક કહે છે કે હિંદુસ્તાનના મજૂરોમાં એટલી અક્કલ જ નથી, અને તેથી તેઓ બીજાના હાથ તળે રહે એ જ બહેતર છે. ત્યારે હું કહું છું કે એ અહિંસાની રીત નથી. એમનામાં જે અક્કલ છે તેને જો આપણે ફગાવી દઈએ, તો બીજો અક્કલનો એકે ખજાનો આપણી પાસે નથી.

માની લો કે એક મજૂર કરતાં એક મૂડીવાળા ભાઈની અક્કલ વધારે છે. પણ એકંદરે તો દેશમાં મજૂરોની અક્કલનો જે સરવાળો થાય, તેટલી અક્કલની તોલે આવે એટલી બીજી અક્કલ તો ક્યાંય નથી ને! એ અક્કલ આપણા ઉપયોગમાં ન આવે તો આપણા દેશને ભારે નુકસાન વેઠવું પડશે. એટલે મજૂરોની આજે જેવી છે તેવી અક્કલનો પૂરેપૂરો ઉપયોગ થાય એ જરૂરી છે. તેની સાથે સાથે એમની અક્કલ વધે એવી યોજના પણ જોઈશે. મજૂરોની અક્કલ વધારનારી આવી જે યોજનાઓ આપણે કરીશું તેમાં એક યોજના એમને જમીન આપવાની પણ હશે. એમને બીજી જે કોઈ તાલીમ આપીએ તે ઉપરાંત એમના હાથમાં જમીન આપવી તે પણ તાલીમનો એક ભાગ હશે, અને એ એમની અક્કલ વધારવાનું પણ એક સાધન ગણાશે.

## ભીષ્માર્જુન યુદ્ધ ન ખપે

એક તો જાણે ભૂમિદાનયજ્ઞનું કામ આપણે શરૂ કર્યું છે. એ મારા મનમાં છે અને મારી જીભ પર પણ રમે છે. ઓછામાં ઓછી પાંચ કરોડ એકર જમીન આ હાથમાંથી પેલા હાથમાં જવી જોઈએ. એ કામ આપણે ૧૯૫૭ પહેલાં પૂરું કરવાનું છે. આ કામમાં આપણે બધાં લાગી પડીએ. બધાં એટલે તમે અને હું, સર્વોદય સમાજના લોકો ગણાઈએ છીએ તેટલાં જ નહીં, પણ કોંગ્રેસીઓ, પ્રજાસમાજવાદીઓ, વગેરે જે જે આ વિચારમાં માનતા હોય, એ બધાં આ કામે વળગી પડે, અને આ સવાલને આપણે બધા અગાને ફેંકી નાખીએ. જોઈએ તો સોળ આના ફતેહ મળે અને વગર કાયદે કામ

પાર પડે; જોઈએ તો બાર આના કે આઠ આના ફતેહ મળે અને કાયદાની પૂરવણીથી કામ થઈ જાય. હું ભવિષ્ય ભાખવા માગતો નથી, જે રીતે કામ થવાનું હોય તે રીતે થાય, પણ મુખ્યત્વે જનશક્તિથી થવું જોઈએ. પૂરેપૂરું જનશક્તિથી થઈ જાય તો હું નાચી ઊઠીશ. જો ૧૯૫૭ પહેલાં આપણે આટલું કરી લઈએ, તો આગળ જે ચૂંટણી થશે તે પક્ષો વચ્ચે નહીં થાય. પક્ષોમાં તો ઘણા સજ્જનો પડયા છે. આજે હાલત એ છે કે આ પક્ષમાં પણ સજ્જનો છે અને તે પક્ષમાં પણ સજ્જનો છે. પરિણામે ભીષ્મ અને અર્જુન વચ્ચે લડાઈ ચાલી રહી છે. આપણે તો રામ–રાવણની વચ્ચે લડાઈ જોઈએ. ભીષ્માર્જુન યુદ્ધ આપણને નથી ખપતું. જો બેય પક્ષોમાં સજ્જનો હોય તો તેઓ એક કેમ નથી થઈ શકતાં ? જો એવો કોઈ કાર્યક્રમ જડે; જેમાં બન્ને એકાગ્ર થઈ જાય તો આજે એમની વચ્ચે બીજા જે મતભેદો છે, તે તત્કાલ શમી જશે. ભૂદાનનો આ કાર્યક્રમ પાયાનો છે. આજે સમાજવાદીઓ મને કહે છે કે આ કાર્યક્રમ તો અમારો જ તમે ઉપાડયો છે. હું કહું છું એ વાત મારે કબૂલ છે, માટે એમાં મને તમારી મદદ આપો. અને કોંગ્રેસવાળાઓ કહે છે કે આ તો બહુ સારો કાર્યક્રમ છે, અમારે એ કામ કરવાનું જ હતું. તો મારે એ કબૂલ છે. એમની હું મદદ ઇચ્છું છું. જનસંઘવાળા કહે છે કે તમારો કાર્યક્રમ ભારતીય સંસ્કૃતિને અનુકૂળ છે અને તેથી સારો છે. ત્યારે હું કહું છું કે આમ જુદા જુદા વિચારવાળા લોકોને પણ આ કાર્યક્રમ ગમે છે, તો આપણે સૌ જો આ કામમાં મચી પડીએ, તો કદાચ એમ બને કે આવતી ચૂંટણી વખતે મોટા ભાગનો મતભેદ તો રહે જ નહીં, અને સારામાં સારા જે માણસો હોય તે ચૂંટાઈ આવે. આમ થશે તો હવે પછીની જે સરકાર રચાશે તે ખૂબ શક્તિશાળી હશે. આ કાર્યક્રમ પર આ એક આશા મેં બાંધી છે.

## સંપત્તિદાનયજ્ઞ

આની સાથે મેં એક બીજો કાર્યક્રમ શરૂ કરી દીધો છે. એને સંપત્તિદાનયજ્ઞ એવું નામ આપ્યું છે. એના વિના ભૂમિદાનયજ્ઞ ફળશે નહીં અને એના વિના આર્થિક આઝાદીનો અને આર્થિક સમાનતાનો આપણો કાર્યક્રમ પણ પૂરો નહીં થાય. પહેલેથી જ હું આ જાણતો હતો.

પરંતુ 'એક સાધે સર્વ સધે.' એક સાધ્યે સૌ. સધાય, એ વાત એક સાથે ન થઈ શકે. વળી ભૂમિનો પ્રશ્ન જેટલો મૂળભૂત હતો, તેટલો સંપત્તિનો નહોતો. તે કારણે, અને વધુમાં તેલંગણમાં પરમેશ્વરે આંગળી ચીંધી, એટલે તે ઇશારા મુજબ કામ કરવાનું મને ઠીક લાગ્યું તેથી, શરૂઆતમાં એટલું જ ઉપાડયું. પણ પછીથી જ્યારે બિહારનો આખો સવાલ ઉકેલી નાખવાની વાત આવી, ત્યારે મેં જોયું કે ભૂમિદાનની સાથે સાથે સંપત્તિદાનયજ્ઞ પણ ચાલે તો જ તે થઇ શકે. એમાં આપણે સંપત્તિ આપણા હાથમાં લેવાની નથી, પરંતુ એમાં પણ હું કર્તૃત્વવિભાજન ઇચ્છું છું. એટલે કે જે સંપત્તિ આપે તે મારી સૂચના મુજબ એનો ઉપયોગ કરે એવી મારી યોજના છે. પણ સંપત્તિદાનયજ્ઞનો વ્યાપક પ્રચાર, ભૂમિદાનયજ્ઞની જેમ વ્યાખ્યાન મારફતે ગામેગામ જઇને સામુદાયિક રીતે કરવાનો નથી. વ્યક્તિગત રીતે પ્રેમથી જેમની સાથે વાત થઇ શકે, તેમના હૃદયમાં અને તેમના કુટુંબમાં, એમના વિચારોમાં પ્રવેશ કરીને આ કામ કરવાનું છે. આજ સુધી જેમણે જેમણે સંપત્તિદાન આપ્યું છે, તેમણે તો દર વર્ષે એટલે કે આખી જિંદગી સુધી તે આપવાનું છે, એવી વાત છે. એમને મેં ખૂબ પરખ્યા છે અને પરખીને જ કબૂલ કર્યું છે. અર્થાત્ ઉત્તેજન આપવાને બદલે મેં થોડા પણો અંકુશ જ મૂકયો છે. હમણાં લગભગ ચાળીશ-પિસ્તાળીશ જણાંનાં નામ મારી પાસે છે. આની વધુ વિગતો અહીં વિસ્તારવા નથી માગતો, પણ આટલું કહું છું કે તમારામાંથી જેમની પાસે કાંઇ ગાંઠડીઓ હોય, તેણે ગાંઠ ખોલવી જોઇએ, અને આ કામમાં સામેલ થવું જોઇએ, અને પોતાનાં મિત્રોમાં પ્રેમથી આનો પ્રચાર કરવો જોઇએ. એટલું જ કહું છું કે આ બે કામો પરસ્પરનાં પૂરક છે. હમણાં પચ્ચીસ લાખ એકરનો આપણે સંકલ્પ કર્યો છે, તેના પર જ ભાર મૂકવો છે.*

## સૂતાંજલિની શકયતાઓ

આ બે કામો ઉપરાંત એક ત્રીજી વસ્તુ જે આપણે કરીએ છીએ તે સૂતાંજલિ કહેવાય છે. એ એક ભારે શક્તિશાળી વસ્તુ છે. એ શક્તિને

* વાચક ધ્યાનમાં રાખે કે સંપત્તિદાનયજ્ઞને પણ વ્યાપક આંદોલન તરીકે ઉપાડવાનો આદેશ હવે વિનોબાએ આપી દીધો છે : આ ઉદ્ગારો જૂના છે.

આપણે ઓળખી નથી શક્યાં. બાપુની સ્મૃતિમાં, અને શરીરશ્રમની પ્રતિષ્ઠાના સ્વીકારરૂપે, તેમ જ દેશમાં લક્ષ્મીની વૃદ્ધિ કરવાની જવાબદારી માનીને સૂતાંજલિ અર્પણ કરીએ. એને મેં સર્વોદયનો 'વોટ' માન્યો છે. તો આ એક જરૂરી વાત થઈ. એમાં રુકાવટ માત્ર એટલી છે કે ગામડે ગામડે જવું પડશે. પણ હું એને રુકાવટ નથી કહેતો. ઊલટું, આપણા કામને માટે એ એક ઉત્સાહવર્ધક વસ્તુ છે. એટલે એ નિમિત્તે ઘેરઘેર જવાનો મોકો મળશે. તો આ કામને વધારવું જોઈએ. અને જો થઈ શકે તો જેમ આપણે પચ્ચીસ લાખ એકરની વાત કરીએ છીએ, તેમ લાખો આંટી આપણે મેળવવી જોઈએ. શ્રમની પ્રતિષ્ઠા વધારવામાં એનો ઘણો ઉપયોગ થશે. તે સિવાય એમાં મારી બીજી એક ઇચ્છા પણ છે. આજ સુધી આપણે જે સંસ્થાઓ ચલાવી તે પૈસાને આધારે ચલાવી. અર્થાત્ પૈસાદાર લોકોમાંથી જે આપણા મિત્ર હતા, પ્રેમી હતા, સહાનુભૂતિ ધરાવનારા હતા, શુદ્ધ હૃદયના હતા, તેવા લોકો આપણને મદદ આપતા અને આપણે તે લેતા. એમાં આપણે કાંઇ ભૂલ કરતાં એવું નથી; પણ હવે જમાનો બદલાયો છે અને શ્રમનો યુગ બેઠો છે. એની પ્રતિષ્ઠા આપણે વધારવી જોઈશે. તેથી આપણે દરેક પ્રાંતમાં એકાદ સંસ્થા પણ શરૂઆત તરીકે એવી બનાવીએ કે જે શ્રમદાનને આધારે જ ચાલે અને દાન લેવું પડે તો શ્રમદાન જ લે. એટલે આ જે સૂતાંજલિ છે તે જો ફેલાય તો આપણે આવી સંસ્થાઓ ચલાવી શકીએ, અને એમાંથી તેજસ્વી કાર્યકર્તાઓ નિર્માણ થઈ શકે. તેઓ પ્રચાર અને બીજાં કામો પણ કરી શકે. આવી મારી એક યોજના છે.

## ત્રીજી શક્તિ

મારા ભાઈઓ, મેં વિચારનાં જેટલાં અંગ હતાં, તે થોડામાં તમારી સામે રજૂ કર્યાં. સર્વોદય સમાજની સભામાં આપણે આવીએ છીએ, ત્યારે જીવનની બીજી કેટલીયે વાતોનો વિચાર, ચર્ચા વગેરે કરીએ છીએ. આપણે તેમ કરતાં રહીએ. પણ આ મુખ્ય મુખ્ય વાતો જે મેં કહી તેના પર તમે વિચાર કરો, ચિંતન-મનન કરો, અને તે દિશામાં આખલું વર્ષ આપણે ગાળીએ એમ હું ઇચ્છું છું.

છેવટે હું બે શબ્દ કહેવા માગું છું. આપણું આ કામ કોઈ એક સંપ્રદાયનું કામ નથી. 'સર્વોદયવાળા' એવો શબ્દ કાને ન પડવો જોઈએ. એ શબ્દ જ ખોટો છે. આપણે તો કેવળ મનુષ્ય માત્ર છીએ. માનવથી ભિન્ન આપણે કશું નથી. નહીં તો સર્વોદય સમાજમાં કોઈ શિસ્ત આપણે નથી રાખી છતાં, આપણે જોતજોતામાં પાંથિક બની જઈએ, સાંપ્રદાયિક બની જઈએ, એમ બને. તેથી જેમ ફલાણો સમાજવાદી છે, ફલાણો કૉંગ્રેસવાદી છે એવું બોલાય છે તેમ ફલાણો સર્વોદયવાદી છે એવું બોલાવું જ ન જોઈએ. પેલાં જે બીજાં નામો છે તે ચાલવાનાં, કારણ એ લોકો તે તે કામ કરવા માગે છે અને તેની ઉપયોગિતા પણ તેઓ માને છે. પણ આપણે કોઈ પક્ષ નથી. જે "ત્રીજી શક્તિ" કહેવાય છે તે આપણે છીએ. ત્રીજી શક્તિનો અર્થ આજે દુનિયાની પરિભાષામાં એવો થાય છે, કે જે શક્તિ ન અમેરિકાના જૂથમાં ભળતી હોય કે ન રશિયાના જૂથમાં. પણ ત્રીજી શક્તિની મારી વ્યાખ્યા એવી છે કે જે શક્તિ હિંસાની શક્તિની વિરોધી છે અર્થાત જે હિંસાની શક્તિ નથી, અને જે દંડશક્તિથી ભિન્ન છે, એટલે કે દંડશક્તિ પણ નથી. તો એક હિંસા શક્તિ, બીજી દંડશક્તિ અને ત્રીજી શક્તિ તે આપણે. એ શક્તિને વ્યાપક બનાવવા હું ઇચ્છું છું. એનો કોઈ અલગ વાડો ન બાંધવો જોઈએ. પણ આપણે સાધારણ લોકોમાં ભળી જવું જોઈએ, અને કેવળ મનુષ્ય માત્ર રહેવું જોઈએ.

: ૧૭ :

## માનવસેવા—આજનો યુગધર્મ

આ મજૂરોની નગરી છે. મારે જ્યારે મજૂરો સમક્ષ બોલવાનું થાય છે ત્યારે મને ભારે આનંદ થાય છે.

### મજૂર-દુનિયાનો આધાર

એમ જોઈએ તો તો આખી દુનિયા જ મજૂરોની છે. દુનિયામાં જે ધંધા કામો થાય છે તે મજૂરો જ કરે છે, પછી તે ખેતરનાં હોય, ખાણનાં હોય કે કારખાનાંના હોય. મજૂરોના આધાર પર જ આપણાં સૌનાં જીવન

નભે છે. કહેવાય છે કે દુનિયા પરમેશ્વરના આધારે ચાલે છે. પરમેશ્વર આપણને દેખાતો તો નથી પણ આપણે માનીએ છીએ કે દુનિયા બધીનો ભાર એ વહી રહ્યો છે, પણ મજૂરોને તો આપણે સાક્ષાત આપણી આંખોથી ભાળીએ છીએ. અને એ પણ ભાળીએ છીએ કે એ દુનિયાનો ભાર વહી રહ્યા છે. ફક્ત એટલું જ કળાવું બાકી છે કે પરમેશ્વર જ મજૂરોને રૂપે આપણી સામે ઊભો છે. આટલી જો ઓળખાણ પડી જાય તો દુનિયા બધીના ઝઘડા પતી જાય અને પ્રેમ–ભાવ પેદા થાય, વસ્તી બધી મજૂરોની સેવામાં લાગે ને એમની સેવા કરતે કરતે જાતે પણ મજૂર બની જાય.

ભક્તિમાર્ગ એ જ શીખવે છે. પહેલાં આપણે ભગવાનની ભક્તિ કરીએ છીએ. મન વચન ને કર્મથી ભગવાનની સેવામાં લાગીએ છીએ. જતે જતે એ હાલત આવીને ઊભી રહે છે કે ભક્ત જ ભગવાન જેવા બની જાય છે. ભગવાનની સેવા અને એનું ચિંતન કરતાં કરતાં ભક્તને એનું જ સ્વરૂપ પ્રાપ્ત થાય છે. ' જે પરમેશ્વર આખી દુનિયામાં અવ્યક્ત સ્વરૂપે વ્યાપેલો છે તે આપણી સામે શરીર ધરીને મજૂરના રૂપે ઊભો છે ' એમ સમજીને આપણે મજૂરોની સેવામાં લાગીશું તો સેવા કરતાં કરતાં આપણે જાતે પણ મજૂર બની જઈશું.

## ભગવાન ભક્તના પૂજારી

ભગવાન શ્રીકૃષ્ણનું ચરિત્ર સંતોને મુખે અને ભાગવતમાં ગવાયું છે. એ ભગવાન ગોવાળનાં છોકરાંઓ અને ગોવાળો સાથે ગોવાળિયા બનીને રહેતા હતા. એ ઘોડાની ચાકરી કરતા, ગાયોની સેવા કરતા, છાણ વાસીદું કરતા, ધૂળમાં કામ કરતા અને પોતાને બધાની ચરણ-રજ સમજતા. રાજસૂય યજ્ઞમાં ધર્મરાજે અર્જુન, ભીમ વગેરે તમામને કામ વહેંચી આપ્યાં. ભગવાન ત્યાં પહોંચ્યા ત્યારે એમણે ધર્મરાજ પાસે કામ માગ્યું. ધર્મરાજે કહ્યું તમારા જેવું તો કામ મારી પાસે નથી. પણ ભગવાન કહે કે મારે કામ તો જોઈએ, મારે પણ યજ્ઞમાં ભાગ લેવો છે. ત્યારે ધર્મરાજે કહ્યું કે તમારે ફાવતું કામ શોધી લો. ભગવાને એંઠાં પતરાળાં ઉપાડવાનું કામ લીધું. કવિઓ આ કથા ગાય છે. એ જ આપણી સામે આદર્શ છે. એનું ચિત્ર આપણે આપણી

અને પોતાને
નજર સામે રાખીશું તો તરણા કરતાં પણ વધારે નમ્ર બનીશું
સૌની ચરણરજ માનીશું. પછી માલિક–મજૂરનો ભેદ જ ઊડી જશે. માલિક
સેવકનો સેવક બની જશે.

ભગવાનની જ કથા છે. એક વાર ઓધવજી ભગવાનને મળવા ગયા
હતા. કોઈએ કહ્યું કે ભગવાન પૂજામાં બેઠા છે. એટલે એ બહાર જ ઊભા
રહી ગયા. પૂજા પછી ભગવાન બહાર આવ્યા ત્યારે ઓધવજીએ પૂછ્યું કે
તમે અમારા ભગવાન છો, પછી તમે વળી કયા ભગવાનની પૂજા કરો છો?
ભગવાને કહ્યું, "ઓધવ, તને નહીં સમજાય." પણ પછી ઓધવે જક
પકડી ત્યારે ભગવાને કહ્યું કે 'હું તારી પૂજા કરું છું.' આમ જે માલિક છે
તે મજૂરોના સેવક બને, રાજા પ્રજાના સેવક બને અને પિતા પુત્રના સેવક
બને: જેમને જવાબદારીનું કામ મળ્યું છે તે સેવક થઈને કામ કરશે તો
દુનિયાના તમામ ઝઘડા મટી જશે. દુનિયામાં આજે જે ઝઘડાં છે તેનું
કારણ એ જ છે કે આપણે પરસેવો પાડયા વગર વધારેમાં વધારે પામવાનો
વિચાર કરીએ છીએ. આને જ 'ચોરી' કહે છે. રાતે છાનામાના કોઈની
ચીજ વસ્તુ ચોરી જનારા તો નાના ચોર હોય છે. પણ મોટા ચોર તો આપણે
છીએ કે ઓછું કામ કરીને બીજાની મહેનતનો વધારે લાભ ઉઠાવી જવા
માગીએ છીએ. આ જો આપણને સમજાય તો દુનિયાની શિકલ
બદલાઈ જાય.

## ભારતના તપસ્વી મજૂરો

જે કામ સારુ હું અહીં આવ્યો છું તે ગરીબોનું, દલિતોનું, દુઃખીઓનું
ને મજૂરોનું છે. શહેરી મજૂરોની વાત તો દુનિયામાં કંઈક સંભળાય પણ
છે. એમના વતીથી બોલનારા, એમની વકીલાત કરનારા કોઈક તો છે. પણ
ગામડાના મજૂરોની હાલત તો એવી છે કે એ માત્ર બેજમીન જ નથી,
બેજબાન પણ છે. એમની પાસે જમીન નથી, સંપત્તિ નથી, મકાન નથી,
કંઈ કહેતે કંઈ નથી. એ પોતાના શરીર સિવાય બીજા કશાના માલિક
નથી. એમનો પોતાનો અવાજ નથી, એ બોલી શકતા નથી. એમના વતીથા
હું દુનિયાને એમની વાત સંભળાવું છું, એ. તેથી હું પગપાળા ફરું છું:

મારી યાત્રા દરમ્યાન વચ્ચે વચ્ચે નાનાં ગામડાંઓમાં પણ જાઉં છું અને ત્યાં ગરીબોનાં દર્શન કરું છું. એમનાં દર્શનથી મારી આંખો ઠરે છે, એમને જોવા માત્રથી મારું હૈયું ઠરે છે. એ મને મારા કર્તવ્યનું ભાન કરાવે છે. મને એમની આંખોમાં પ્રેમ દેખાય છે. એ લોકો દુઃખી છે. એમને ઓટલો, રોટલો, કપડાં કે શિક્ષણ કશું જ નથી મળતું. માંદગીમાં એમને સારુ કશી જ સોઈ નથી. આમ બધી રીતે એ પડેલા છે. છતાં મેં એમને રડતી સૂરત ક્યારેય નથી જોયાં, એ સદા હસતાં હોય છે.

તો એમના જીવનમાં આ શેનો આનંદ છે! તમે ગામડે જઈને જોશો તો તમારાથી ગરીબ માણસ મળશે જે કહેશે કે એને ખાવા નથી મળતું. પણ તેય એ હસતાં હસતાં કહેશે. આ જ હિંદુસ્તાનની બાદશાહી છે. હિંદુસ્તાન તત્ત્વજ્ઞાનીઓ અને ઋષિઓનો દેશ છે. અહીં અનેક સંતોએ જીવનના તત્ત્વનું દર્શન કર્યું છે અને લોકોને સમજાવી ગયા છે કે "ભાઈઓ, આ ચાર દિવસનો મેળો છે. માટે આનંદ કરો, દુઃખી ના થાવ!" એમના જ શિક્ષણનો દુનિયા પર આટલો ઊંડો પ્રભાવ છે. નહીં તો આટલી કફોડી હાલતમાં લાખો લોકોને હસતાં ન ભાળત. આ તત્ત્વજ્ઞાન આપણા લોહીમાં છેક ભળી ગયું છે. એ લોકો આવી રીતે સહન કરે છે એ પણ એમનું તપ જ છે, અને એ જ મને આ રીતે ફેરવે છે. હું ફરું છું તેની પાછળ મારી તાકાત નથી. આ તો પેલાં કારખાનાંઓમાં, ખેતરોમાં ને ખાણોમાં કામ કરતા તપસ્વીઓની તાકાત છે. પેટે પાટા બાંધીને એ કામ કરે છે ને છતાં મસ્ત રહે છે. કોઈને પણ તકલીફ નથી આપતા, જાતે વેઠયે જાય છે. એમની આ તપસ્યા મને ઢંઢોળતી રહે છે.

મારી સભાઓમાં મારી વાત સાંભળવા આટલા બધા મજૂરો આવે છે. કારણ, એ સમજી ગયા છે કે આ માણસ અમારી વતીથી દુનિયાને અને દુનિયાની વિવેક-બુદ્ધિને જગાડી રહ્યો છે. શહેર અને ગામડાંનાં મજૂરો આ જ આશા બાંધીને મારી પાસે આવે છે, અને એમને એ આશા રાખવાનો અધિકાર છે. એક જમાનો હતો જ્યારે બ્રાહ્મણોએ અસામાન્ય તપસ્યાઓ કરી હતી. એ લોકો જંગલોમાં રહેતા, બ્રહ્મચિંતન, ઉપવાસ, જપ,

તપ વગેરે કરતા. પણ આજે એમનું તપ ક્ષીણ થઈ ગયું છે. સેંકડો વર્ષો સુધી અહીં એમનું માન જળવાયું. પણ હવે આ મજૂરોનું બહુમાન થવાનું છે કારણ કે એ લોકો તપસ્યા કરે છે. આવતી પેઢી ને આવતો ઇતિહાસ એમની ભક્તિનાં ગીતો ગાશે. આવતો જમાનો સેવકોનો, મજૂરોનો છે.

## શક્તિ, લક્ષ્મી અને સરસ્વતી ત્રણે સેવામાં લાગે

આજ સુધી ત્રણ દેવતાઓ પુજાયા છે. એક, શક્તિ દેવી. કેટલાક એવા હતા જે શસ્ત્રાસ્ત્રથી દુનિયા પર સત્તા જમાવતા. બીજાં લક્ષ્મી દેવી. કેટલાક એવા હતા જે ધનસંપત્તિ ભેગાં કરી દુનિયા પર પોતાની સત્તા જમાવતા. ત્રીજાં સરસ્વતી દેવી. કેટલાક વિદ્યા, કળા અને જ્ઞાન પ્રાપ્ત કરીને દુનિયા પર પોતાની સત્તા જમાવતા. આ ત્રણેયે દુનિયામાં ખાસી સત્તા ભોગવી. હવે સમો આવ્યો છે જ્યારે એમણે સેવામાં લાગવું જોઈએ. જેમની પાસે શક્તિ છે તે પોતાની શક્તિનો ઉપયોગ દુનિયાની સેવા અને અશક્તોના પાલનમાં કરે. જેમની પાસે ધનસંપત્તિ છે તે એનો ઉપયોગ ગરીબોને આપવામાં કરે. જેમની પાસે વિદ્યા અથવા કળા છે તે એનો ઉપયોગ સમાજમાં વિચાર-જાગૃતિ લાવવામાં કરે. શક્તિ, સંપત્તિ અને વિદ્યા એમાંથી જેને જે મળ્યું હોય તે એનો ઉપયોગ દુનિયા સારુ કરે, બધાની વતી દુઃખ જાતે વહોરે. આજ સુધી આ ત્રણે દેવીઓ સત્તા જમાવતી રહી છે, હવે એમણે સેવા કરવી પડશે, ત્યારે જ એમનું જીવ્યું સાર્થક થશે. એમણે આજ સુધી લોકોનો જે ભક્તિભાવ મેળવ્યો છે, તે હવે લોકોના સેવામાં લાગશે તો જ ટકવાનો છે. આજે પણ સત્તા જમાવવામાં જ લાગેલી રહેશે તો એ ભક્તિ-ભાવ નહીં રહે. એટલે હવે એણે કેડનો કાંટો વાળવો જ પડવાનો છે.

જમાનો ઝડપથી ફેરવાઈ રહ્યો છે. માનવનો વિકાસ થઈ રહ્યો છે. એક જમાનો હતો જ્યારે બ્રાહ્મણોની બોલબાલા હતી. લોક એમનું કહ્યું સાંભળતા. પછી એક જમાનો આવ્યો ત્યારે ક્ષત્રિયોની સત્તા ચાલી. ત્યાર પછીના જમાનામાં વૈશ્યોની સત્તા ચાલી અને અમુક અંશે એ આજે પણ ચાલે છે. આમ આજ સુધી આ ત્રણેની સત્તા ચાલી. પણ આજે એ બધું પરવારી ગયું છે. હવે આમજનતાનો જમાનો આવ્યો છે. બ્રાહ્મણ,

ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર આ ચારે વર્ણ કેવળ ભારતમાં જ નહીં, દુનિયાંભરમાં હતા. આખી દુનિયામાં એ જ પ્રમાણે વહેવાર ચાલતો પણ અહીં માત્ર વર્ગીકરણ થયું છે.

ભૂખ્યા ભગવાનની ભૂખ ભાંગવી એ જ સાચી ભક્તિ

થોડા મોટા મોટા ટેકરા ને પહાડ ને બાકીના બધા ખાડા જ ખાડા, એમ નહીં ચાલે. આપણે આખી દુનિયાનું ધોરણ ઊંચું આણવું છે. આ હિમાલય, પણે વિંધ્યાચળ અને બાકી બધે ખાડા એ નહીં નભે હવે તો ટેકરાઓ ખોદીને ખાડા પૂરવા પડશે; તો જ ખેતીલાયક સરખી જમીન બનશે અને સારો પાક ઊતરશે. આ વાત કટાણે આવી પડી નથી, એ તો રફતે રફતે આવી છે. પહેલાં દુનિયામાં એવો ખ્યાલ હતો કે જંગલમાં જઈને એકાંતમાં ધ્યાન–ચિંતન કરવાથી ભગવાન મળશે; પછી વળી એવો ખ્યાલ આવ્યો કે મોટાં મોટાં કામો કરવાથી ભગવાન મળે. પણ હવે લાગે છે કે ધ્યાન ધરવાથી કે મોટાં પરાક્રમો કરવાથી નથી મળતો, પણ સૌની સેવા કરવાથી મળે છે. પહેલાં લાગતું હતું કે પત્થર પૂજવાથી પરમેશ્વર મળશે પણ હવે પરમેશ્વર વધારે સ્પષ્ટ સ્વરૂપે આપણી સામે આવ્યો છે. આમ તો પહેલેથી જ સ્પષ્ટ સ્વરૂપમાં હતો પણ આપણે એને ઓળખ્યો નહોતો. પરમેશ્વર તો ઘટઘટમાં વસી રહ્યો છે, પણ આપણી સામે પણ બોલતો ને ખાતો પરમેશ્વર ઊભો છે.

નામદેવની વાત છે. એક દહાડો નામદેવે ભગવાન સામે દૂધ ધર્યું. પણ ભગવાને ન પીધું. એને થયું કે આજ સુધી રોજ પિતાજી પૂજા કરતા ત્યારે ભગવાન દૂધ પીતા જ હશે ને! આજ મારું જ કેમ નથી પીતા? એ તો જીદ કરી બેઠા ને છેવટે ભગવાનને દૂધ પીવું જ પડ્યું. પણ આજે હાલત એ છે કે ભૂખ્યા ભગવાન સામે ખડા છે. એ જમાનામાં ભગવાન ખાતા પીતા નહોતા એટલે નામદેવે હઠ કરીને દૂધ પાયું. પણ આજના ભગવાન જાતે દૂધ માટે પોકાર પાડી રહ્યા છે. એ એવા ભગવાન છે કે જાતે દૂધ દોહે છે પણ પીવા પામતા નથી. એ ફળોની વાડીઓમાં કામ કરે છે પણ ફળ ચાખવા પામતા નથી. એ ધઉંનાં ખેતરોમાં મહેનત કરે છે પણ

રોટલો ખાવા પામતા નથી. આમ ભૂખ્યા, તરસ્યા ને ઘર વગરના ભગવાન આપણી સામે ખડા છે. એ કહે છે મને ખાવા આપો, કપડ આપો, હું ટાઢે ઠરું છું.

આ બધું ભાળતાં છતાં આપણે પથરાની મૂર્તિને ઢંઢોળશું, એને સારુ ઘર બનાવીશું. આ બધું નાટક આપણે ક્યાં સુધી ચલાવશું ? ઠંડીમાં થથરતા ભગવાન સામે ઊભા છે ત્યારે પથરાના ભગવાનને ચીર ચઢાવવાનું ક્યાં સુધી ચાલશે ! આજે ભક્તિની ભાવના બદલાઈ છે. માનવ-સેવા એ આજનો ધર્મ છે. દુનિયા ધીરે ધીરે એ પારખી રહી છે અગાઉ જ્ઞાનનો મહિમા હતો. પછી જ્ઞાનમાંથી ધ્યાનમાં આવ્યા. પછી ધ્યાનમાંથી કર્મમાં આવ્યા. પછી કર્મમાંથી ભક્તિમાં આવ્યા અને ભક્તિમાંથી સેવામાં. આમ ધીરે ધીરે વિકાસ થતો રહ્યો છે.

## માનવહૃદય શુદ્ધ છે

આપણું જીવન ભલે ખરાબ હો, હૃદય ખરાબ નથી. મનુષ્યનું સર્વસ્વ એનું હૃદય છે. એમાં પ્રેમ, ન્યાય, ભક્તિ, નિષ્ઠા, સત્ય વગેરે ગુણો રહ્યા છે. આકાશમાં અનંત તારા હોય છે તેમ આપણા હૃદયમાં પણ અનંત શુભ ગુણો રહેલા છે. પણ એના પર એક પડદો પડેલો છે તેથી આપણે એ જોઈ શકતા નથી. એ પડદો–આવરણ ચીરી નાખો તો તમારા માંહ્યથી મહત્તા પ્રગટ થશે. હું અત્યંત શ્રદ્ધા લઈને જનતા પાસે જાઉં છું તેથી મને એવું જ ફળ મળે છે. હું જમીન માંગું છું તો કોઈના નથી પાડતું. જમીન આપવી એ કર્તવ્ય છે એમ સૌને લાગે છે. આ થવાનું કારણ એ કે જેની પાસે હું જાઉં છું તેને હું શુદ્ધ મૂર્તિ માનું છું. એના હૃદયમાં પરમ શુદ્ધ, સ્વચ્છ નિર્મળ ભાવ છે એમ હું માનું છું. ઉપનું પડ ન જોવું. ઉત્તમમાં ઉત્તમ ફળ પણ કેમ ખવાય તેની રીત જાણવી જોઈએ. એ રીત ન આવડતી હોય ને ઉપલી છાલ જ ખાવા માંડીએ તો ફળનો અસલ સ્વાદ શી રીતે પરખાશે ! એ તો છાલ ઉતારીને ખાઈએ તો જ સ્વાદ પરખાય. તેવી જ રીતે મનુષ્યના હૃદય પર જે કોચાં વળ્યાં છે તે ઉતારીને અંદરના માનવને ગ્રહણ કરીશું તો એમ જ સમજાશે કે હિંદુસ્તાનમાં પરમ શુદ્ધ માનવ વસે છે.

## તું બ્રહ્મ છે

કેટલાક કહે છે કે માનવ-હૃદય શુદ્ધ છે એ વિનોબાનો ભ્રમ છે. હું કહું છું કે મારે તો એવા ભ્રમમાં પડયા રહેવું છે. હું માનું છું કે મનુષ્ય હૃદય પરમ શુદ્ધ પવિત્ર છે. આવું માનવાથી આજ સુધીમાં નથી તો મારું કશું બગડયું કે નથી તો કયારેય બગડવાનું. અને એવું માનવાથી દુનિયાનું પણ નથી કદી બગડયું કે નથી કદી બગડવાનું. આપણા ઉપનિષદોમાં કહ્યું છે કે 'તું બ્રહ્મ છે!' એવું કયારેય નથી કહ્યું કે 'તું ઇંદ્રિય છે, તું શરીર છે, તું બૂરો છે.' આપણે કહીએ કે 'તું શુદ્ધ છે, તું પવિત્ર છે, તું મંગળ છે, તું જ્ઞાનમય છે' તો એ તરત એવો બને છે. આપણે જેને મંગળ કહીએ છીએ તે ખરેખર મંગળ બને છે.

રામાયણની વાત છે. સીતાની શોધમાં કોને મોકલવો એની ચર્ચા ચાલતી હતી. કોઇની જવા છાતી ચાલતી નહોતી. હનુમાન ચૂપ બેઠા હતા. ત્યારે જાંબુવાને કહ્યું, 'હનુમાન, તું કેમ નથી જતો? તું તો જઈ શકે ને પાછો આવી શકે તેમ પણ છે.' ત્યારે હનુમાને કહ્યું કે તમારા બધાના આશીર્વાદ છે અને તમને લાગે છે કે હું જઇને આવી શકું તેમ છું તો જરૂર જઈ આવીશ. છેવટે એ ગયા અને સફળ થઇને પાછા પણ આવ્યા. હનુમાનની આ શક્તિ જાંબુવાનના શબ્દોમાં છે.

ઋષિ કહે છે કે તું બ્રહ્મ છે ત્યારે હું કહું છું, 'હા, હું બ્રહ્મ છું.' છોકરાને આપણે ગંદો કહીએ તો એને ખોટું લાગશે, કારણ કે ખરી રીતે એ ગંદો હોતો નથી. પણ જો એને કહીએ કે, 'તું પવિત્ર, શુદ્ધ અને નિર્મળ છે, પણ તારી આંખમાં જરા ચીપડાં છે તે ધોઈ આવ,' તો એ તરત જ ધોઈ આવશે. પણ આંખના મેલને કારણે આપણે એને મેલો માની બેસીએ, ઉપરનાં છોડાંને લઇને અંદરના ફળને ખરાબ કહી બેસીએ તો કેટલું ખોટું થાય? નારિયેળ, કેરી કે સંતરું એના ઉપરનાં છોડાં આપણે થોડાં જ ખાઈએ છીએ? ખાવાની વસ્તુ તો અંદર હોય છે. તેવી જ રીતે માનવ-હૃદયનું ઉપરનું પડ ઉખાડી અંદર ડોકિયું કરો. મનુષ્યના હૃદયના ગુણ એ દરવાજા છે અને દોષ એ દીવાલ છે. કોઇ ઘરમાં દાખલ થવું હોય તો

દરવાજેથી દાખલ થવાય, નહીં તો ક્યાંક દીવાલ સાથે માથું ભટકાય. દુનિયામાં કોઈ ઘર એવું નથી જેને દરવાજો ન હોય. અમીરના મહેલને કુલીબંધ દરવાજા હશે તો ગરીબની ઝૂંપડીને એક તો હશે જ. માટે માનવ-હૃદયમાં એના ગુણ મારફતે પ્રવેશ કરવો જોઈએ.

## શક્તિનો ઝરો દિલ્હીમાં નથી, આપણા હૃદયમાં છે

સ્વરાજ્ય મળ્યાને બધું મળીને પાંચ વર્ષ થયાં. છતાં લોક કહે છે કે સરકારે ફલાણું ન કર્યું ને ઢીંકણું ન કર્યું. હું એમને પૂછું છું કે તમે સ્વતંત્ર છો કે ગુલામ? સ્વતંત્ર છો તો શું તમારા ગામના શિક્ષણની જોગવાઈ સરકાર કરે, તમારા ગામની સફાઈ સરકાર કરે એવું ઇચ્છો છો? તમારા ગામનાં બધાં કામ સરકાર કરે? આખરે સરકાર છે શું? ભગવાન જે નથી કરી શકતો તે સરકાર કરી શકવાની હતી? પરમેશ્વર વરસાદ મોકલે, પણ ફક્ત વરસાદથી અનાજ ન પાકે, માત્ર ઘાસ ઊગે. એ તો કિસાન મહેનત કરે અને પરસેવો પાડે ત્યારે અનાજ પાકે. આમ પરમેશ્વર જ અનાજ નથી પકવી શકતો તો સરકાર તો શું પકવતી'તી?

સરકારના બળે આપણે બળવાન થઈશું એ વાત જ ખોટી. ખરી રીતે તો આપણે બળે જ સરકાર બળવાન થશે. શક્તિનો મૂળ ઝરો દિલ્હી કે પટણામાં નથી, એ તો આપણા હૃદયમાં છે. ત્યાંથી જોઈએ તે કામમાં શક્તિનો ઉપયોગ થઈ શકે છે. લોક મને પૂછે છે કે તમારાથી આ સવાલ ઊકલશે? હું કહું છું કે તમે ધારો તો તમે પણ ઉકેલી શકો. તમને થાય કે દીકરી સારુ યોગ્ય મુરતિયો શોધીને દીકરીને એને ઘેર પહોંચતી કરવી છે તો તમારા હાથ કોણ ઝાલવાનું છે? તેમ જ્યારે તમને થશે કે ધન અને ધરતી બીજાને પહોંચાડવામાં જ આપણું કલ્યાણ છે ત્યારે તમને આડો હાથ કોણ દેવા આવવાનું છે? આ બધું સમજવા જેવું છે.

## સમાજ એકરસ કરવો છે, નીરસ નહીં

કેટલાક મને પૂછે છે કે મજૂર-માલિક, ગરીબ-અમીર એવા ભેદ રહેશે કે નહીં? હું કહું છું કે આ ભેદ તો આંખ-કાન જેવા છે. આપણા

શરીરમાં કેવો ચમત્કાર છે તે જુઓ. બધાની જાણેલી એ વાત છે કે કાનમાં ફોલ્લો થાય છે તો આંખમાંથી આંસુ નીકળવા માંડે છે. આંખને તો કશું દુઃખ નથી, પણ એ કાનના દુઃખની મારી રડે છે. આ આંખ–કાનનો જે પ્રેમ સંબંધ છે તે આખા સમાજમાં સ્થપાય એમ હું ઇચ્છું છું. પછી ભલેને મજૂર મજૂર રહે ને માલિક માલિક! મજૂરના દુઃખે માલિક પણ રોશે. ભગવાને સૌને જુદી જુદી શક્તિઓ આપી છે તેથી આ દુનિયા અનંત શક્તિથી ભરેલી છે. એણે જો બધાને એક જ જાતની શક્તિ આપી હોત તો દુનિયામાં આનંદ જેવું કશું રહેત જ નહીં. સાત સ્વર છે તેથી સંગીત બને છે. પણ જો એક જ સ્વર ચાલે 'સા સા સા' તો સંગીત નહીં બને. સંગીત તો ત્યારે બને જ્યારે જુદા જુદા સ્વર હોય અને છતાં એમાં એકતા પણ હોય. માટે સમાજને પણ આવો જ એકરસ બનાવવો છે, નીરસ નહીં.

## પોતાની વસ્તુ બીજાને અર્પવામાં જ કલ્યાણ

હું ઇચ્છું છું કે ભૂમિદાન અને સંપત્તિદાન યજ્ઞમાં તમે લોકો સહુ ભળો. જેમની પાસે બન્ને નથી તે શ્રમદાન આપે. જેની પાસે બુદ્ધિ છે તે બુદ્ધિ આપે. તમારી પાસે જે કંઈ વસ્તુ છે તે બીજાને આપવા માટે છે, લોકસેવા માટે છે એ વાત સમજી લો. થાળીમાં પડેલા લાડવાને હાથ ઉપાડીને ત્યાંને ત્યાં જ ધરી રાખે તો પરિણામ શું આવે? પણ ના, હાથ ઉદાર બનીને લાડુ ઉપાડીને મોઢામાં મૂકે છે, મોઢું પણ એને પકડી રાખતું નથી, ચાવી ચાવીને પેટમાં રવાના કરે છે. અને પેટ પણ જો એને ધરી રાખે તો પેટ જ ચીરવું પડે. પણ પેટ એનું રસાયણ બનાવીને આખા શરીરમાં મોકલી આપે છે. દરેક પોતાની પાસે ન રાખતાં બીજા પાસે રવાના કરે છે. તેથી જ એ લાડવાનો ફાયદો મારા શરીરને મળે છે. તેવી જ રીતે ધન સંપત્તિ જે કંઈ આપણી પાસે હોય તે તરત જ બીજા તરફ રવાના કરવું જોઈએ. એટલું જ જોવાનું કે બીજો માણસ એનો સારો ઉપયોગ કરે છે કે નહીં.

પગદડા (ફૂટબોલ) ની રમતમાં દડો આવ્યો એટલે એને પકડીને બેસી જઈએ તો ખેલ ખતમ! પણ એમાં તો જેવો દડો આપણી પાસે આવ્યો કે તરત જ એને બીજા તરફ લાત મારીને ફંગોળીએ છીએ. તેવી જ રીતે

સંપત્તિ પાસે આવે કે તરત એને લાત મારીને બીજાને પહોંચાડશો, તો તમારું કલ્યાણ થશે, પાસે રાખી બેસશો તો નહીં થાય. હું આ જ તમને સમજાવવા આવ્યો છું. એ સહેલાઈથી સમજાય તેવી વાત છે.

જતે દહાડે એવું બનશે કે માણસ ગામમાં નીકળશે અને ભૂમિહીનને શોધીને જમીન આપશે. પછી વિનોબા કે કાયદો, કશાની ગરજ નહીં રહે. મારે વચ્ચે દલાલ નથી બનવું. મને આજ સુધીમાં આઠ લાખ એકર જમીન મળી છે. એ વહેંચવા પણ હું જ બેસું તો પાર નહીં આવે. એટલે આ બધું લોકોનું કામ છે, હું તો પુરોહિત માત્ર છું. મારે તો નિમિત્ત માત્ર બનવું છે. મારે નિમિત્તે તમારા ઘરમાં એક સારા કામની પ્રેરણા થશે અને તમે પોતાની ભૂમિ-સંપત્તિ વહેંચી નાખશો.

મેં ભૂમિદાનયજ્ઞની જેમ સંપત્તિદાનયજ્ઞ પણ આદર્યો છે. એમાં દાતા જ હિસાબ રાખે છે, હું એમાંથી છૂટો રહું છું. તમે સંસારી છો માટે તમે જ આ કામની જવાબદારી ઉઠાવો. તમે રળો છો ને બાળ-બચ્ચાંને ખવરાવો છો. તેવી જ રીતે ગરીબોને પણ ખવડાવવું એ એક ધર્મ ગણાયો છે.

કૉમ્યુનિસ્ટોનો આક્ષેપ છે કે વિનોબાને નથી તો જમીન જોઈતી કે નથી તો સંપત્તિ જોઈતી. એને તો કાગળ જોઈએ છે. એમની ટીકા સાચી છે. આટલી બધી જમીન લઈને હું શું કરીશ! ગામની જમીન અને સંપત્તિ ગામમાં જ રહેશે અને ત્યાં જ વપરાશે. હું તો તમને માત્ર પ્રેરણા આપનારો છું, ભગવાનનું મોકલ્યું એક નિમિત્ત છું. હું ઇચ્છું છું કે તમારામાંનો દરેક પોતાની સંપત્તિ અને ભૂમિનો છઠ્ઠો ભાગ ઉદાર આપવાનું વ્રત લે. હવે એકલા કુટુંબને પાળવાથી આપણને સમાધાન નહીં થાય. આવો સમાજ આપણે રચવો છે. આવી રીતે છઠ્ઠો ભાગ આપનારા ઘણા મળી આવશે તો પ્રાચીન કાળમાં ભારત જેટલો વૈભવશાળી હતો તેથી પણ વધારે વૈભવશાળી બનશે.

### પક્ષ-ભેદ છોડીને કામ કરીએ

મારા આ કામમાં કોઈ પણ પ્રકારનો પક્ષભેદ આવવો ન જોઈએ.

ભમવાને ગીતામાં કહ્યું છે કે નિષ્કામ અને નિરહંકાર ભાવે સેવા કરશો તો જ પ્રભુને પામશો. એટલે જો તમે પાર્ટીના ખ્યાલ સાથે ભૂદાનનું કામ કરશો તો હું ઇચ્છું છું તેવો ફાયદો નહીં થાય. તેથી નિષ્કામ અને નિરહંકાર ભાવે આ કામ કરજો. આ કામ કરવાથી પોતાના પક્ષની ઇજ્જત વધે છે એ ભાવના નકામી છે. એ છોકરાઓની વાત જેવી વાત થઈ. મારે તો સેવાનો સ્વાદ ચાખવો છે. હું જે કામ કરું છું તેનું ફળ હું પરમેશ્વર પાસે માગીશ, લોકો પાસેથી નહીં. તેથી પક્ષ-ભાવના અને અહંકાર છોડીને કામ કરશો તો એક વર્ષમાં હિંદુસ્તાનની શિકલ પલટાઈ જશે.

બેરમો, હજારીબાગ, ૨૯–૩–૧૯૫૩

## મોટા ઉદ્યોગોનું રાષ્ટ્રીકરણ થાય : ૧૮ :

દુનિયાને અનુભવને અંતે સમજાયું છે કે કોઈ એક ગમે તેટલા બુદ્ધિમાન રાજાના હાથમાં તમામ સત્તાઓ સોંપવી જોખમકારક છે. તેથી જ રાજસંસ્થા ગઈ અને લોકસંસ્થા શરૂ થઇ. રાજસત્તામાં જનતાનો વિકાસ થતો નહોતો. જે રાજ્ય-વ્યવસ્થામાં બન્યું તે જ વેપારના ક્ષેત્રમાં પણ બનવાનું છે. હમણાં અહીં માગણી કરવામાં આવી કે અબરખનો ધંધો આજે ગણ્યાગાંઠ્યા માણસોના હાથમાં છે તે રાષ્ટ્રના હાથમાં હોવો જોઈએ. આ કંઈ નવો વિચાર નથી. આગળ ઉપર દુનિયામાં આમ જ બનવાનું છે.

સર્વોદય–વિચારમાં બે પાયાની વાતો મનાઈ છે: (૧) રોજના વપરાશની ચીજો જેવી કે ખોરાક, કાપડ વગેરે ગામમાં જ પેદા થાય. નાના નાના ઉદ્યોગો વડે લોક સ્વાવલંબી બને. ઘરમાં થઈ શકે તેવાં કામો જેવાં કે રસોઇ, કાંતણ વગેરે ઘરમાં થાય, અને ગામમાં થઈ શકે તેવાં કામો જેવાં કે તેલ પીલવું, જોડા બનાવવા વગેરે ગામમાં થાય. (૨) લોઢું, કોલસો, અબરખ જેવા મોટા ધંધાઓ જેનો સંબંધ કેવળ દેશ સાથે જ નહીં પણ આખી દુનિયા સાથે છે તે કોઈ વ્યક્તિની ખાનગી માલિકીના ન હોય. એના પર આખા સમાજની માલિકી હોય. એ વગર સર્વોદય થાય તેમ નથી.

## આ અત્યંત અધર્મ-વિચાર છે

આવા મોટા મોટા ધંધા જેમાં લાખો મજૂરો કામ કરે છે તે બે પાંચ માણસોના હાથમાં હોય એ જોખમકારક છે. આની સામે કેટલાકનું એમ કહેવું છે કે 'ખાનગી માલિકી નહીં હોય તો લોક એમાં પૂરી અક્કલ નહીં ચલાવે. આજે સ્વાર્થને લીધે એમાં પૂરી અક્કલ ચલાવે છે તેથી ધંધા કરકસરપૂર્વક ચાલે છે. પણ એ ધંધા સરકારી માલિકીના થશે ત્યારે એ કરકસરપૂર્વક નહીં ચલાવે. આમ એમની અક્કલનો દેશને લાભ નહીં મળે.' આ વાત જો ખરી હોય તો કહેવું પડશે કે આપણે ધર્મ-હીન બની ગયા છીએ. તમામ ધર્મો કહે છે કે જે કામ સમાજ માટે કરવાનાં હોય તે પૂરી નિષ્ઠાથી કરવાં જોઈએ. ખાનગી માલિકી હોય તો જ માલિકોને પ્રેરણા મળે એ સાવ ઉઘાડો અધર્મ-વિચાર છે. દુઃખની વાત છે કે દુનિયામાં આજે આ જ વિચારની બોલબોલા છે કારણ કે દુનિયામાં અધર્મ ચાલે છે.

## વેપાર એ પણ વૈશ્યોનો ધર્મ જ છે

આપણે ત્યાં ચાર વર્ણો કર્યાં, અને દરેકને પોતપોતાનો એકેક ધર્મ બતાવ્યો. બ્રાહ્મણનો ધર્મ જ્ઞાન આપવાનો હતો. એ સ્વાર્થ કે પૈસા સારું જ્ઞાન નહોતો આપતો, એ કેવળ ધર્મદૃષ્ટિથી જ જ્ઞાન આપતો. ક્ષત્રિયોનો ધર્મ દેશ માટે ફના થવાનો અને વૈશ્યનો ધર્મ હતો વેપાર. એ એમનું કર્તવ્ય અને સેવાનું સાધન હતો. અને સેવામાંથી જ એને ગુજરાન જોગું પેટિયું મળી રહેતું. આમ આપણે વેપારને પણ ધર્મ ઠરાવ્યો હતો.

## સંપત્તિ સમાજની હોય એ ધર્મ-વિચાર

જમીનની વહેંચણી થાય અને મોટા મોટા ધંધાઓની માલિકી દેશની હોય એને જ હું ધર્મ વ્યવસ્થા માનું છું. મેં શાસ્ત્રોનું અધ્યયન કર્યું છે. એના પરથી મને લાગે છે કે આજે ચાલે છે તે અધર્મ છે. ગીતા કહે છે: कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन । ધર્મનું આચરણ કરતાં કરતાં જે ફળ મળે તે ભગવાનને ચડાવવાનું હોય છે. પણ જો આપણે ફળ-ત્યાગ છોડયો

તો એનો અર્થ થયો કે આપણે ધર્મ છોડયો. કબીરજીએ અર્થશાસ્ત્રનો એક મોટો સિદ્ધાંત તદ્દન સરળ ભાષામાં સમજાવ્યો છે: पानी बाढो नावमें, घरमें बाढो दाम । दोनों हाथ उलीचिये, यही सयानो काम ॥ હોડીમાં પાણી વધી જાય તો હોડી ડૂબી જાય. પાણીની જરૂર છે, પણ તે હોડીની અંદર નહીં, હોડીની નીચે. તેવી જ રીતે ઘરમાં સંપત્તિ પણ વધી તો જોખમ છે. સંપત્તિ ખૂબ જોઇએ, પણ ઘરમાં નહીં, સમાજમાં. જે ઘરમાં સંપત્તિ સંઘરે છે તે ધર્મ–હીન છે. તેથી બન્ને હાથે સંપત્તિ લુંટાવવી એમાં અક્કલ છે.

## આજે રાષ્ટ્રીકરણનો વિચાર જ સ્વીકારી લો

આપણે એ સમજી લેવું જોઇએ કે આપણું જીવન એ આપણું પોતાનું નથી. એ સમાજની સેવા સારુ મળ્યું છે અને સમાજની સેવા કરતાં કરતાં મુક્તિ પામવાનું છે. આપણી સામે જે કંઇ ચરાચર રૂપ છે તે બધાં આપણાં સ્વામી છે અને આપણે ભક્ત છીએ. આ ભાવના જ્યારે વ્યાપક થશે ત્યારે જ આપણે સુખી થઇશું. 'આપણી પાસે જે કંઈ છે તે સમાજને માટે છે' એવી દૃષ્ટિ રાખીને કામ કરીશું તો રાષ્ટ્રીકરણ થશે તેયે બધાની અક્કલનો લાભ દેશને મળશે. કેટલાક કહે છે કે લોક એ માટે આજે તૈયાર નથી. આજ નહીં તો કાલે થશે. પણ આજે આ વિચાર તો સ્વીકારો. વિચાર સ્વીકારશો તો આચાર તો પાછળથી પણ આવવાનો જ છે.

ડોમચાંચ, ૧-૪-૧૯૫૩.

# ભગવાન અહિંસક ક્રાંતિ ઇચ્છે છે : ૧૯ :

## આજના યુગને સમત્વની ભૂખ લાગી છે

આજે હિંદુસ્તાનમાં જ નહીં, બલ્કે આખી દુનિયામાં સારી જેવી અસમાનતા છે. પણ આ જમાનો છે સમતાનો. જમાના જમાનાની ભૂખ હોય છે અને તે તે પ્રમાણે અમુક ગુણને મહત્ત્વ પ્રાપ્ત થતું હોય છે. કોઈ યુગમાં સ્વતંત્રતાને મહત્ત્વ મળ્યું, કોઇ યુગમાં વિવેક–બુદ્ધિને મળ્યું, કોઈ

યુગમાં સેવાભાવને મળ્યું તો કોઈ યુગમાં આત્મ-સંશોધનને મળ્યું. આમ એક એક યુગની એક એક માંગણી હોય છે અને તે પ્રમાણે અમુક ગુણ તરફ આખો સમાજ ખેંચાય છે. આજે સમત્વની ભૂખ છે. તેથી વધુમાં વધુ વહેવાર સમતાના પાયા પર ચાલે એવી આપણને ઇચ્છા થાય છે. સમતાનો આ વિચાર કોઈ નવો વિચાર નથી. પ્રાચીન કાળથી આપણે એને મહત્ત્વ આપતા આવ્યા છીએ. ગીતાએ સમત્વનો મહિમા વારંવાર ગાયો છે. ભક્ત અને જ્ઞાનીનાં લક્ષણોમાં સમતાનો વહેવાર ગૂંથી લીધો છે. આમ એનું મહત્ત્વ પ્રાચીન કાળથી છે. પણ એ જમાનામાં એની વહેવારુ જરૂરત નહોતી વરતાતી. આજે એ વરતાય છે. જમાનાની જરૂરત પ્રમાણે અમુક ગુણ રાજા બને છે. આજે સમત્વ રાજા છે. સમત્વની આ ભૂખ એકાએક નથી ઊઘડી પડી. દુનિયામાં ને દેશમાં પણ એ માટે લડાઈ ઝઘડા ને સંઘર્ષ ચાલે છે. હિંસામાં દોષ છે, છતાં જમાનાને સમત્વની ભૂખ એટલી બધી હતી કે વિષમતા મટાડવા માટે દુનિયા ખોટે રસ્તે જવા પણ તૈયાર થઈ ગઈ.

## બાળકોનો સરખો ઉછેર થવો જોઈએ

સમત્વ એકદમ નહીં આવે, ધીરે ધીરે આવશે. આપણો પ્રયત્ન પાકશે ત્યારે આવશે આજે સમત્વ આવવાને થોડી વાર હોય તો ચાલે, પણ બાળકોને લાગેવળગે છે ત્યાં સુધી સમતા જરૂર હોવી જોઈએ. બાળક શહેરનું હો યા ગામડાનું, ગરીબનું હો યા અમીરનું, ગમે તે જાતિનું હો પણ એ બાળક છે. એમની કાળજી સરખી લેવાવી જોઈએ. આપણે એટલું જ કરીશું તોયે આપણને સમતાનો સીધો રસ્તો મળશે. આપણે વિષમતામાં ઊછર્યા છીએ તેથી વિષમતા સહેવાની આપણને આદત પડી ગઈ છે. પણ આપણાં બાળકોને સમાન શિક્ષણ અને સમાન પોષણ મળે તો સમતાનો સારો આરંભ થઈ જશે. આ વિચાર મારા મગજમાં સતત આવતો હોય છે. હું કોઈ પણ ગામમાં જાઉં છું ને સ્ત્રીઓને પૂછું કે તમારે કેટલાં બાળક છે તો એ જવાબ આપે કે 'ચાર' કે 'પાંચ!' એટલે પછી હું કહું છું કે તમારે ચાર કે પાંચ જ બાળક નથી ગામ આખાનાં બાળકો તમારાં જ છે. આવું કહું છું ત્યારે એ અભણ બહેનો તરત જ મારી વાત સ્વીકારે

છેઃ 'તમે કહો છો તે ખરું છે. અમે તો રિવાજને કારણે ચાર કે પાંચ કહ્યું, બાકી ખરી રીતે તો આ બધાં અમારાં જ બાળકો છે.' આ વિચારને આપણું હૃદય કબૂલ કરતું હોય તો પછી ક્રમ-સે-ક્રમ બાળકોને સમાન પોષણ અને સમાન શિક્ષણ મળવાં જોઈએ. આજે એમ નથી થતું એ દુઃખની વાત છે.

### સરકાર ડોલ, જનતા કૂવો

સ્વરાજ્ય પછી કરવાનું મોટું કામ એ છે કે બાળકોનો સમાન ઉછેર થાય. એવી યોજના રાજ્ય, વિદ્વાનો અને ગ્રામજનતા તરફથી થાય. પણ આજે એમ નથી થતું કારણ કે ઉત્પાદનનાં સાધનો ભૂમિહીન ખેડૂતો પાસે નથી. તેથી જ મેં ભૂદાનયજ્ઞ આદર્યો છે એનો સૌથી મોટો લાભ એ છે કે તમામ બાળકોને સમાન શિક્ષણ અને પોષણ મળી શકે તેમ છે. આપણે ગામનાં બધાં બાળકોને એક સરખો ખોરાક આપી શકીએ. બધાંને સરખું શિક્ષણ આપી શકીએ. જમીનના આધારે આપણે આ બધું કરી શકીએ પણ આજે આ કરવાની શક્તિ આપણામાં નથી. આજે જે લોકો રાજ સંભાળે છે તે સુધીણતમાં છે તેથી એમની પાસે શકિત નથી એમ કહીને આપણે હાથ જોડીને ઊભા રહીશું તો તે બરોબર નહીં થાય. કાનૂનમાં પણ શકિત હોય છે. એની મારફતે પણ સુધારાનાં કામો થઈ શકે. પણ એની એક મર્યાદા હોય છે. કૂવામાં પાણી ન હોય અને ઉપરથી ડોલ ફેંસો તો પાણી ક્યાંથી આવવાનું હતું ! જનશક્તિ એ કૂવો છે ને સરકાર ડોલ. તેથી જ મેં જનશક્તિની વાત કરી. જનશક્તિ વધારવી, એમાં તેજ પૂરવું એ જ મુખ્ય કામ છે. અને મને આશા છે કે ભૂદાનયજ્ઞ મારફતે આપણે જનશક્તિ જગાડી શકીશું. આનું ભાન હવે સૌને થવા લાગ્યું છે.

### વિચાર ભલે જુદા હો, કાર્યક્રમ એક હો

બધા માનવા લાગ્યા છે કે જનશક્તિ નિર્માણ કરવાનું આ એક સાધન છે. જનશક્તિ નિર્માણ કરવા તમામ પક્ષોના ભેદ ટાળવા જોઈએ. હિંદુસ્તાન જેવા વિશાળ દેશમાં ભેદ તો હોવાના જ, એનાથી લાભ પણ છે. કાલે ઊઠીને બધાનાં મગજ એક સરખાં ચાલવા લાગે તો મારે કહેવું પડશે કે

દેશને માથે આફત છે અને પ્રલયની તૈયારીઓ ચાલતી લાગે છે! તેથી મતભેદ છે અને લોક વિચાર કરે છે એ સારું જ છે. પણ ભેદ છે તો એકતા પણ છે. જુદા જુદા વિચારોમાં જે સમાન અંશ હોય તેનો કાર્યક્રમ ઘડાવો જોઇએ. દેશમાં ખૂબ વિચાર–મંથન થવું જોઇએ. પોતપોતાની વિચાર-ધારાનું અધ્યયન થવું જોઇએ. વિચારોનો સંઘર્ષ પણ થવો જોઇએ. પણ આચરણનો સવાલ છે ત્યાં તો જુદા જુદા વિચારોમાંના સમાન અંશને પકડીને, તેનો કાર્યક્રમ ઘડીને તેના પ્રમાણે આચરણ થવું જોઇએ. અને જો એવો એક પણ અંશ સમાન નહીં હોય તોયે મારે કહેવું પડશે કે દેશ પર આફત છે. વિચારોમાં ઐકય-સમાન અંશ ન હોવો, અને તમામનાં મગજ એક સરખાં થઈ જવાં આ બન્નેમાં જોખમ છે. ખુશીની વાત છે કે આપણા દેશ પર એવું કોઈ જોખમ નથી. અહીં જુદા જુદા વિચારોમાં કેટલોક સમાન અંશ છે. તેથી એનો જ કાર્યક્રમ ઘડીને આપણે આપણી તમામ શક્તિ એમાં જોતરવી જોઇએ. કાર્યક્રમ સમાન અંશનો જ હોવો જોઇએ. વિચારોમાં જ્યાં વિરોધ હશે તેના પર ચર્ચા ચાલતી રહેશે.

હિંદુસ્તાન જેવા આવડા મોટા દેશને બળવાન બનવું સહેલ છે. અહીંનાં વસ્તી, વિસ્તાર અને ઉત્પાદન-શક્તિ એટલાં વિશાળ છે, અને અહીંની સંસ્કૃતિ એવી છે કે આ દેશને નબળા બનવું અઘરું છે, સબળા બનવું જ સહેલું છે. છતાં હિંદુસ્તાન નબળું પડયું અને આજેય નબળું છે. એનું કારણ એ કે અહીં અલગ અલગ શક્તિઓ ટકરાય છે. તેથી જ શક્તિઓનો ઘટાડો થાય છે, વધતી નથી. એકની પાસે દસ રતલ અને બીજા પાસે આઠ રતલ તાકાત હોય તો દસ અને આઠ મળીને અઢાર રતલ તાકાતનો લાભ દેશને થવાને બદલે આજે તો દસમાંથી આઠ બાદ જતાં બે રતલ શક્તિનો જ લાભ દેશને મળે છે. આજે પણ દેશમાં શક્તિનો તોટો નથી, પહેલાં પણ નહોતો. પણ શક્તિઓ સામસામી અથડાય છે, અને તેથી જ અહીં મુસલમાનો આવ્યા ને અંગ્રેજો પણ આવ્યા. અહીં અનેક પંથો હતા. એ પંથ તો રહ્યા, પણ એક સરખું આચરણ કરવાની શક્તિ આપણે ખોઇ બેઠા હતા. આપણે પરસ્પર વિરોધી આચરણ કરતા હતા. આજે પણ એવા જ પક્ષભેદો ચાલવાના હશે તો આઝાદીને માથે આફત છે.

આજની દુનિયામાં તે જ દેશ ટકશે જેની જનતા એક-દિલ અને એકરસ હશે. વિજ્ઞાનના આ જમાનામાં આપણે દુનિયાથી અળગા તો રહી શકવાના નથી. આપણે આપણા દેશમાં ફાવે તેમ વર્તી ન શકીએ. દેશ દેશ વચ્ચે દિવાલ થોડી જ ઉભારાય છે? વિચારો તો અહીંથી ત્યાં આવવા જવાના. બહારના સારા અને નરસા બન્ને પ્રકારના વિચારો અહીં આવવાના અને અહીંના સારા અને નરસા બન્ને પ્રકારના વિચારો બહાર જવાના. કારણ, આ વિજ્ઞાનનો જમાનો છે. આપણો દેશ વિશાળ છે. આપણે જ્યારે સમાન કાર્યક્રમ ઉપાડીશું ત્યારે જ આપણે બળવાન બનીશું. આપણી સામે એક એવો કાર્યક્રમ આવ્યો છે જેનાથી જનતામાં શક્તિ પેદા થઈ શકે તેમ છે. આનું ભાન આજે બધાને થઈ રહ્યું છે. તેથી તમે તમારો આદર્શવાદ તમારા ખીસ્સામાં રાખો; એનો નાશ કરો એમ મારું કહેવું નથી. પણ બધા ભેગા મળીને કામ કરો. તમારી સામે એક સર્વોત્તમ, સર્વાંગીણ ક્રાંતિ આવી રહી છે. એમાં સાધન અને સાધ્ય બન્નેની દૃષ્ટિએ ક્રાંતિ થશે.

### ભગવાન આ જ ઇચ્છે છે

આજે સવારે એક ભાઈએ મને પૂછ્યું કે તમારી ક્રાંતિ સફળ ન થઈ તો શું કરશો? હું આવો વિચાર કરતો નથી. હું ભગવાન ભરોસે કામ કરું છું. હું માનું છું કે આ એવું જ કામ છે. ભૂદાનયજ્ઞ એટલું વિશાળ અને અઘરું કામ છે કે પોતાની શક્તિ પર એ ઉપાડવાની મારી તો હિંમત જ ન ચાલે. જે દિવસે આ કામના શ્રીગણેશ થયા, હરિજનોએ મારી પાસે જમીન માગી અને એમને એ મળી એ રાતે મને વિચાર આવ્યો કે આ રીતે હું ગરીબોને જમીન આપી શકીશ? મારી છાતી નહોતી ચાલતી, કારણ ઇતિહાસમાં આવું ક્યારેય બન્યું નહોતું. આજ સુધી મંદિર અને મસ્જિદ માટે જમીનો મંગાતી અને એ મળતી. પણ ગરીબો સારુ જમીન માંગવી એ જરા વિચિત્ર વાત હતી. મારું એ ગજુ નહોતું. છતાં મને અંદરથી શક્તિ મળી. પરમેશ્વરે કહ્યું, "ગભરાઈશ નહીં. જમીન માગ!" મને ત્યારે થયું કે એ મને માગવાની પ્રેરણા આપે છે તો એ બીજાઓને આપવાની પણ પ્રેરણા

આપશે જ. પરમેશ્વર અડધાં કામો નથી કરતો. બાળકને જન્મ આપે છે તેની સાથે માંના થાનમાં દૂધ પણ પેદા કરે છે. આવી શ્રદ્ધાનું ભાતું બાંધીને મેં કામ આદર્યું હતું. મને વીસ હજાર એકર જ જમીન મળી હતી ત્યારે મેં જાહેર કર્યું કે મારી માંગણી પાંચ કરોડ એકરની છે. મેં મારી શક્તિ પર આ કામ આદર્યું નહોતું પણ પરમેશ્વરની શક્તિ પર આદર્યું હતું. એટલે આ કામ નિષ્ફળ જશે એવો વિચાર જ નથી કરતો. તો શું કરવું ?

પેલા ભાઈએ પૂછી જ પાડયું તો મારે કહેવું પડયું કે આ ક્રાંતિ નિષ્ફળ ગઈ તો હિંસક ક્રાંતિ થશે. અને ભગવાનની જો મરજી હશે તો હું તમને એ ધરપત નથી બંધાવી શકતો કે એ દિવસે મારા હાથમાં પણ તલવાર નહીં હોય. યાદવ કુળનો સંહાર થઈ રહ્યો હતો ત્યારે ખુદ ભગવાને તલવાર ઉઠાવી હતી. તેથી બધું જ ભગવાનની ઇચ્છા પર છે. પણ ભગવાન મને આમ ફેરવી રહ્યો છે એનો અર્થ એ જ કે એના મનમાં છે કે હિંસક ક્રાંતિ નહીં થાય, અહિંસક ક્રાંતિ થશે. બાકી ભગવાનને જ આખી સૃષ્ટિનો સંહાર કરવો હશે તો તે વખતે કોની અક્કલ ઠેકાણે રહેશે ? તો પછી એની ઇચ્છા વિરુદ્ધ મારી અક્કલ પણ શી રીતે ઠેકાણે રહેશે ? તેથી એ ઇચ્છશે તે જ થવાનું છે. પણ આજે ભગવાનની ઇચ્છા સ્પષ્ટ અને પ્રગટ છે. સૂર્ય ઊગ્યા પછી પણ કહેવાનું બાકી રહે ખરું કે સૂર્ય ઊગ્યો ? આજે દેશમાં નાનું છોકરું પણ ભૂદાનનાં ગીતો ગાય છે, અને હજારોની સંખ્યામાં ગરીબો પણ દાન આપવા મંડયા છે એનો અર્થ પરમેશ્વરની એવી ઇચ્છા છે કે દુનિયામાં અહિંસક આર્થિક ક્રાંતિ થાય. અહીં અહિંસક રાજ્ય ક્રાંતિ થઇ. ભારત જે રીતે પોતાની સ્વતંત્રતાની લડત લડયું એ એક અદ્‌ભુત પદ્ધતિ હતી. દુનિયામાં આઝાદી માટે અનેક લડાઈઓ થઈ, પણ ઇતિહાસને પાને તો લખાશે કે હિંદુસ્તાનની લડાઇ એ બધા કરતાં જુદી જ જાતની હતી. તેવી જ રીતે આ વિધિના લેખ છે કે આપણે આર્થિક સમતા પણ અહિંસક પદ્ધતિથી જ સ્થાપીએ. ભગવાનની આ જ ઇચ્છા છે.

## બિહારની વિશેષતા

આનો આરંભ બિહારથી થાય એમ ભ...નની ઇચ્છા છે. શુદ્ધ

ભગવાનની વાણી દુનિયાભરમાં સંભળાય છે, પણ એનો આરંભ બિહારમાં થયો હતો. ગાંધીજીના સત્યાગ્રહનો આરંભ પણ બિહારમાં જ થયો હતો. અહીંની જનતાની મનોરચનામાં એક એવી શ્રદ્ધા છે કે જેને કારણે આમ બન્યું. મને પણ અહીં આવતાં જ પ્રેરણા થઈ કે અહીંનો સવાલ ઉકેલું. અહીં એક વિશેષ પ્રકારની સંસ્કૃતિ છે એવી મારી શ્રદ્ધા છે, અને મને રોજે રોજ એવો અનુભવ પણ થઈ રહ્યો છે. તેથી આ યજ્ઞ સફળ નહીં થાય તો શું થશે એવી શંકા મનમાં કરશો જ નહીં. એમ કહો કે અમે આ યજ્ઞ સફળ કરીશું જ: "आत्मा सत्यकामः सत्यसंकल्पः"–આત્મામાં જે સત્ય ઇચ્છા પેદા થાય છે તેને સિદ્ધ કરવાની શક્તિ એનામાં હોય છે જ. એટલે જો આપણે આવો સંકલ્પ કરીશું તો એ સફળ કરીને જ જંપીશું.

ગિરિડીહ (હજારીબાગ), ૪–૪–૧૯૫૩

## પુણ્યમય સાધનોથી સામાજિક ક્રાંતિ : ૨૦ :

ભારત ધર્મ-ભૂમિ છે. અતિ પ્રાચીન કાળથી આજ સુધી અહીં ધર્મ-ભાવના કામ કરતી રહી છે. વચ્ચે વચ્ચે ક્યારેક કાળાં વાદળાં ઘેરાતાં તો ક્યારેક આકાશ ઊઘડી જતું. દિવસ પછી રાત આવે તેમ દેશના જીવનમાં ક્યારેક ધર્મ-ભાવનાનો આરો ઉપર ચઢે છે તો ક્યારેક હેઠો આવે છે. ધર્મ-ભાવના મંદ પડે છે ત્યારે ત્યારે એને ગતિ આપવા ભગવાન સમાજને એક નવો વિચાર આપે છે–એક નવો શબ્દ આપે છે. એ શબ્દ અને એ વિચારનો ટેકો પામીને ધર્મ ફરી ઉપર ચડે છે.

### આ યુગનો ધર્મ-મંત્ર

આજે આપણને આવો જ એક શબ્દ સર્વોદય મળ્યો છે. એનો અર્થ છે 'સૌનું ભલું.' પશ્ચિમના લોકો કહે છે કે વધુમાં વધુ સંખ્યા–બહુમતીનું ભલું થાય. બહુમતીના ભલા ખાતર લઘુમતીનો ભોગ અપાઈ જાય તો વાંધો નથી એવું એમનું માનવું છે. પણ સર્વોદયમાં સૌ ભાઈ-ભાઈ છે, સૌ સરખાં છે, કોઈ ઊંચ–નીચ નથી. સૌની સરખી કાળજી લેવાશે, સૌને

આગળ વધવા તક મળશે, સૌને સમાન શિક્ષણ મળશે જેથી એ લોકો આગળ ઉપર દુનિયાની સેવા કરી શકે. આનું નામ સર્વોદય છે. સર્વોદય એવું નથી માનતો કે એકના ભલા સારુ બીજાનું ખુરું ભલે થતું. લોક કહે છે કે એકને ધનનો સંઘરો કરવામાં જ પોતાનું ભલું દેખાતું હોય, અને તે માટે એ બીજાઓને પીડીને પણ ધન ભેગું કરવામાં પોતાનું ભલું માનતો હોય તો એના અને સમાજના હિતની વચ્ચે વિરોધ થયો. પણ, મારું કહેવું એ છે કે સાચું હિત હોય છે તેને કશાનો વિરોધ નથી હોતો. મારું શરીર સુધરે તો તેમાં તમારું કશું બગડતું નથી, ઊલટો કંઈક લાભ જ છે. તેવી જ રીતે તમારું આરોગ્ય સુધરે તો મારું પણ કશું બગડતું નથી, ઊલટો લાભ જ છે. તમે પુણ્યવાન હો તેથી મારું કશું બગડતું નથી, ઊલટું તમારા પુણ્યનો મને સ્પર્શ થાય છે. હું પુણ્યવાન હોઉં તો તેથી તમારું કશું બગડવાનું નથી, ઊલટું એથી તમારી શુદ્ધિ અને વૃદ્ધિ થવાની છે. તેથી કોઈનું પણ હિત બીજાના હિતનું વિરોધી હોતું નથી.

પણ અજ્ઞાનને લીધે લોક માની લે છે કે સત્તા અથવા સંપત્તિ પ્રાપ્ત કરવામાં જ પોતાનું ભલું છે. તેથી લોકોને સમજાવવું પડશે કે એમાં તમારું ભલું નથી. કોઈને ઝાઝો મેદ થઈ ગયો હોય તો એનું શરીર ઉતારવામાં જ એનું ભલું છે. તેવી જ રીતે ગમે તેમ કરીને ધન ભેગું કરવામાં જ પોતાનું ભલું સમજનાર અજ્ઞાની છે. એને એ પણ સમજાવવું પડશે કે તમારું ભલું સંપત્તિ વહેંચવામાં છે. આપણે બીજાની સેવા સહાનુભૂતિપૂર્વક અને પ્રેમથી કરીશું તો બીજાઓ પણ આપણને સહાનુભૂતિ અને પ્રેમ આપશે; આ દુનિયાનો અનુભવ છે. ધિક્કાર આપશો તો ધિક્કાર પામશો. કેરીનો ગોટલો વાવશો તો કેરી પામશો અને બાવળ વાવશો તો બાવળ પામશો. બાવળ વાવો ને કેરી પામો એવું તો નહીં થાય. આ સૌનો અનુભવ છે. સાધુ સંતોનો પણ આ જ અનુભવ છે. આપણે દુનિયાનો પ્રેમ સંપાદન કરીશું તો એમાં આપણું ભલું છે એ વાત સમજવી અઘરી નથી. તેથી સર્વોદયમાં એકનું હિત બીજાના હિતનું વિરોધી નથી.

## ભલાઈનો ચેપ

બુરાઈ કરતાં ભલાઈનો ચેપ જ વહેલો ફેલાય છે કારણ કે માણસમાં બુરાઈ છે જ નહીં. બુરાઈમાં ફસાઈને કોઈ બૂરું કરે તોયે એને પાછળથી પસ્તાવો જ થાય છે. પાછળથી એને લાગે છે કે ભૂલ થઈ ગઈ. એટલે કે બુરાઈનો પણ ચેપ લાગે છે, પણ તે ઊંડો ઊતરી શકતો નથી, આત્મા સુધી એ પહોંચતો નથી. પણ ભલાઈનો ચેપ ઊંડો ઊતરે છે કારણ કે આત્મા સત્ય-સ્વરૂપ છે, મંગળ છે, પ્રેમમય છે, જ્ઞાનમય છે અને પરમ શુદ્ધ છે. આત્માને ભલાઈ એકદમ ફાવી જાય છે

## ગરીબોનાં દાનનો પ્રભાવ

સત્યાગ્રહના તત્ત્વમાં માનનારાને શ્રદ્ધા હોય છે કે આપણે સત્યનો આગ્રહ રાખીશું અને સત્યે ચાલીશું તો એની અસર પડયા વગર રહેવાની નથી. આજ સુધી સત્યાગ્રહનો પ્રયોગ અન્યાયનો સામનો કરવામાં થતો હતો પણ સત્યાગ્રહની પ્રક્રિયા કેવળ વિરોધાત્મક નથી આપણા જીવનમાં આપણે સત્ય પર શ્રદ્ધા રાખીએ, પરમેશ્વર પર ભરોસો રાખીએ અને અંતે સત્યનો જ જય છે એવી શ્રદ્ધાથી કામ કરીએ તો એનુ જ નામ સત્યાગ્રહ. ભૂદાનમાં જે હજારો ગરીબોએ દાન દીધા છે તેમણે સત્યાગ્રહ જ કર્યો છે. એની અસર શ્રીમંતો પર પડી. એમનામાં આજે જે કંજૂસ લાગે છે એ આવતી કાલે આપણું કામ કરવાના છે. વેદમાં ઋષિ પ્રાર્થના કરે છે, "કંજૂસનું મન સમૃદ્ધ કર, એના મનમાં દાનની પ્રેરણા કર!" ઋષિની આ પ્રાર્થના નકામી નથી, કામની છે, સફળ છે. આજે એ પ્રાર્થના ફળી રહી છે. લોકોના હૃદયની ગાંઠો છૂટી રહી છે પરિસ્થિતિ એમને પ્રેરી રહી છે. પરિસ્થિતિ એટલે ગરીબો એ એમને પ્રેરણા આપી રહ્યા છે. એ ગરીબોનાં દાનોનું પુણ્ય અસર પાડયા વગર નહીં રહે તેથી મને કોઈ સંભળાવે છે કે શ્રીમંતો તો આપતા નથી, અને એમ કહીને એ લોકો ખીજાય પણ છે, ત્યારે હું એમને કહું છુ કે ખીજાશો નહીં, શ્રદ્ધા રાખો કે જે આજે નથી આપતો તે કાલ આપવાનો છે કાલાત્મા આ કામને અનુકૂળ બની રહ્યા છે. હિંદુસ્તાનમાં એક પુણ્યની-ધર્મની

ભાવના ફેલાઇ રહી છે. પુણ્યનો અર્થ એ નથી કે સારાં કામોનાં ફળ બીજી કોઈ દુનિયામાં કે સ્વર્ગમાં મળશે. હું પુણ્ય કહું છું ત્યારે સ્વર્ગે લઈ જનારું પુણ્ય નથી કહેતો, આ જ દુનિયામાં સ્વર્ગ ઉતારનારા પુણ્યની વાત કરું છું.

## મારી જીભે ચડી ગરીબ બોલી રહ્યો છે

આજે હિંદુસ્તાનમાં એક ધર્મ-વિચાર ફેલાઇ રહ્યો છે. તેલંગણામાં અઢી વર્ષ પહેલાં જ્યારે આ કામ શરૂ થયું ત્યારે આ વિષે કોને ખબર હતી ? પણ આજે આ આંદોલન વિષે દેશભરમાં એક આશા બંધાઇ છે. ગરીબો કહે છે **'ભૂખી જનતા અબ ન સહેગી, ધન ઔર ધરતી બંટ કે રહેગી !'** 'અબ ન સહેગી' નો અર્થ એમ નથી કે હાથમાં તલવાર લઇને કાપાકાપી કરવા નીકળશે. એનો અર્થ એટલો જ કે ભૂખી જનતા હવે પહેલાંના જેવી બિચારી બાપડી બની રહેવાની નથી. એ બોલશે અને પ્રેમપૂર્વક કહેશે કે અમને પણ તમારી જેમ ખાવાનો અધિકાર છે. અમારે પરસેવો પાડીને ખાવું છે. તૈયાર માલ ખાવાની દાનત નથી. અમને ભોંય આપો. અમે ભોંયની કીમત સમજીએ છીએ. આવો પોકાર એ પાડશે, અત્યંત શાંતિથી, પ્રેમથી, મનમાં કોઇના તરફ પણ દ્વેષ-ભાવ રાખ્યા વગર એ પોકાર પાડશે. એમનો પોકાર મારી વાણી દ્વારા પ્રગટ થઇ રહ્યો છે. એ લોકો મારી જીભેથી બોલી રહ્યા છે.

લોક પૂછે છે કે એ જાતે કેમ નથી બોલતા ? હું કહું છું કે હું બોલું છું તેથી એ નથી બોલતા. હું એમના વતીથી ભીખ નહીં, બલ્કે હક માગું છું. મેં બે વર્ષ પહેલાં જ કહ્યું હતું કે હું ભિક્ષા માગવા નહીં, દીક્ષા દેવા આવ્યો છું. એવી જ દીક્ષા ગયા જિલ્લામાં ભગવાન બુદ્ધે પ્રથમ આપી હતી. અહીંથી જ એમણે ધર્મચક્ર-પ્રવર્તન કર્યું હતું. એનાથી એમનો ધર્મ દુનિયા આખીમાં ફેલાઇ ગયો. બુદ્ધ ભગવાને અહીંની ભૂમિમાં જે બી વાવ્યું હતું તે આજ સુધી માટીથી ઢંકાયેલું પડયું હતું. કાળની માટી એના પર પડવી જરૂરી પણ હતી. પણ આજે હવે એને અંકુર ફૂટે છે. લોક મને પૂછે છે કે તમે પગપાળા શા સારુ ફરો છો ? હું એમને સામો પૂછું છું કે, શું ભગવાન બુદ્ધ મોટરે ચઢીને કે વિમાને ચઢીને ફર્યા હતા ? છતાં એમનો

અવાજ ત્રિભુવનમાં ફેલાઇ ગયો. બુદ્ધ ભગવાન ચીન કે જાપાન થોડા જ ગયા હતા? વિચારનો પ્રચાર તો આત્માથી થાય છે, મોટર કે વિમાનથી નહીં. આત્મા જાગી ઊઠે છે ત્યારે એનો પ્રચાર દુનિયા આખીમાં થાય છે. મારા તમારામાં એટલી શુદ્ધિ આવી જાય તો આપણે બેઠાં બેઠાં દુનિયાને જગાડી શકીએ. પણ આજે એટલી શુદ્ધિ નથી આવી તેથી પગપાળા ફરી ફરીને લોકોનાં હૃદય સુધી પહોંચવા મથું છું.

## આપોઆપ સંગઠન

લોક પૂછે છે કે તમે કોઇ સંસ્થા કે સંગઠન કેમ કરતા નથી? પણ આ કામ સંગઠનથી થશે ખરું? ધર્મ-ભાવના છે તે ગાંઠિ વાળી વાળીને થોડી જ ફેલાય છે? એ તો દીવાની જેમ બીજા દીવાને પેટાવતી ચાલી જાય છે. અને સત્યનો જાર કરવામાં જેટલી શ્રદ્ધા છે. તેટલી સંગઠનમાં નથી. સંગઠનની જરૂર જ નહીં પડે એમ નથી, પણ મનુષ્ય સારો વિચાર જપતો ને રટતો જ ચાલ્યો જાય તો એનાથી એની મેળે જ જોઇતું પેદા થઇ જાય છે. આ કામ માટે સંગઠનની જરૂર હશે તો પેદા થશે, અને નહીં હોય તો નહીં થાય. હું સંગઠન કરત તો મારી એક કોંગ્રેસ કમિટી રચાત અને એનો હું પ્રમુખ બનત. એટલે કે હું સંકુચિત બની જાત. પરંતુ મારું કોઈ સંગઠન નથી તેથી તો હું વ્યાપક છું. હું દુનિયાનો એક અંશ છુ, અને દુનિયા તથા મારી વચ્ચે કશો ભેદ નથી માનતો. જે લોકો પોતાના અલગ અલગ વાડા ને ઘર બાંધી બેઠા છે તેમને કહું છું કે જરા તમારા ઘરમાં મારી હવાને પ્રવેશવા દો તો તમારું ઘર શુદ્ધ થશે.

## ધર્મ-કાર્યનું મુહૂર્ત

આજે આપણા દેશમાં ધર્મ-કાર્ય કરવાનો અવસર આવ્યો છે. જિંદગીમાં લેવાના કેટલાયે મોકા આવે છે પણ આપવાનો મોકો ભાગ્યે જ આવે છે. આપણે લેવું કરીએ છીએ, પણ આજે સારે નસીબે આપવાનો મોકો આવ્યો છે. ભગવાને મનુષ્યને હાથ દીધા છે, જાનવરને નથી દીધા. हाथ दिये कर दान रे । હાથથી સારાં કામો પણ થાય ને ખોટાં પણ. કોઇક જન્મારે આપણેય ચોપગાં જાનવર હશું. પણ ભગવાને આ જન્મારે

આપણને બે હાથ ને બે પગ દીધા જેથી આપણે હાથથી સારાં કામો કરીએ, અને પગ પર ઊભા થઈને માથું આસમાનમાં ઊંચું રાખી ચિંતન કરી શકીએ. વ્યક્તિના જીવનમાં આપવાનો મોકો આવતો હોય છે પણ આ તો દેશ આખાના જીવનમાં આપવાનો મોકો આવ્યો છે. આ આપણું મોટું ભાગ્ય છે. આ એક એવા પુણ્યનો અવસર છે જે વારે વારે નહીં આવે.

આવા એક મહાન ધર્મ-કાર્યમાં જેમને ભળવું હોય તેણે ચિત્ત શુદ્ધ કરીને ભળવું જોઈએ. આમાં કોઈ પણ જાતના પક્ષભેદને સ્થાન નથી. આમાં બધા પક્ષોનો સહકાર પ્રાપ્ત થયેલો છે. આ કાર્યમાં કોઈ જાતનો વાદવિવાદ નથી. ધર્મ-કાર્ય નિર્વિવાદ જ હોય. શાસ્ત્રકારો કહી ગયા છે કે ધર્મ-કાર્ય 'सर्वेषाम् अविरोधेन' સૌના અવિરોધપૂર્વક થવું જોઈએ. ધર્મ-કાર્યને કોઈનો વિરોધ હોતો નથી. હા, એને અધર્મનો વિરોધ હોય છે, ઘોર વિરોધ હોય છે, અને એ ટાળ્યો ટળે એવો નથી હોતો. જેમકે રામ-રાવણ યુદ્ધ. रामरावणयोः युद्धम् કેવું થયું ? આવો સવાલ થયો તો કહ્યું रामरावणयोरिव–રામ-રાવણ યુદ્ધના જેવું. એટલે કે એના જોટાનું બીજું જડે તેમ નથી. એમાં પછી થોડું આમ કે તેમ એવા ફરકને શું જાય નથી. અધર્મનો ધર્મને ઘોર વિરોધ છે.

ખુલ્લા દિલે દાન અપાય છે ત્યારે આપનારાના ચિત્તની ઉન્નતિ થાય છે અને સમાજની પણ ઉન્નતિ થાય છે. ભૂદાનયજ્ઞ આખા સમાજ સારુ મંડાયો છે. મને આશા છે કે આનાથી આખો સમાજ એકરસ થશે. આપણે જેને સહયોગી સમાજ કહીએ છીએ, જેમાં સૌને સેવા કરવાની પૂરી તક મળે છે, જેમાં સૌને વિકાસની સરખી તક મળે છે એવો સર્વોદય સમાજ, અહિંસક સમાજ, પરસ્પર-સહયોગી સમાજ અને એકરસ સમાજ આપણે રચવો છે. ભૂદાનયજ્ઞ એનો પાયો છે. ગામ લોક એટલું સમજે કે ભૂમિ બધાની છે, કોઈ પોતાને ભૂમિનો માલિક ન સમજે તો સર્વોદયનો પાયો પાકો થશે. ત્યાર પછી ખાદી, નઈ તાલીમ વગેરે બધું ચાલી શકશે.

## ક્રાંતિ અહિંસક જ હોઈ શકે

ક્રાંતિ પહેલાં દિલમાં થાય છે, પછી સમાજમાં. જ્યાં દિલોમાં ક્રાંતિ નથી

થતી, ઉપરથી લદાય છે. અને હિંસાથી ક્રાંતિ થાય છે ત્યાં ખરી રીતે ક્રાંતિ થતી જ નથી. કેટલાક મને પૂછે છે અહિંસાથી ક્રાંતિ થઈ શકે? આ તો એવો સવાલ છે કે શું પાણીથી તરસ છીપે? જેમ પાણીથી જ તરસ છીપે, બીજા કશાથી નહીં, તેમ અહિંસાથી જ ક્રાંતિ થઇ શકે, બીજી કોઇ રીતે નહીં. છતાં સમાજમાં એવી વાત હાલી નીકળી છે કે સમાજનું મૂળમાંથી પરિવર્તન હિંસાથી જ થાય છે. ખાસ કરીને પશ્ચિમવાળાઓનો એવો ખ્યાલ છે. પરંતુ હિંસાથી કદી પણ ક્રાંતિ થતી નથી. એનાથી તો ઊલમાંથી ચૂલમાં પડવા જેવી જ સ્થિતિ થાય. સાધનોમાં ક્રાંતિ થાય ત્યાં જ સાચી ક્રાંતિ થાય છે. જ્યાં જૂનાં, જંગલી, પશુશક્તિનાં સાધનો વપરાય ત્યાં ક્રાંતિ શી રીતે થવાની હતી? ખોટાં સાધનોથી સાચી હિંમત શી રીતે આવે? અસત્યથી સત્ય શી રીતે મળે? પણ ઇતિહાસમાં લોકોએ હિંસાના પ્રયોગો કર્યા છે. એકવાર હિંસા કરી લઇએ, પછી શાંતિ સ્થપાશે એવું લોકો ધારે છે. પણ શાંતિથી જ શાંતિ સ્થાપી શકાય, હિંસાથી નહીં. એકવાર હિંસા કરી લઇએ પછી શાંતિ અને પ્રેમની સ્થાપના થશે એવો જેણે વિચાર કર્યો તેને માટે એમ જ કહેવાય કે એમણે અગ્નિથી ઠંડક કરવા વિચાર કર્યો છે.

### સામાજિક ક્રાંતિ થશે જ થશે

ગીતાએ વારંવાર કહ્યું છે કે સમાજશુદ્ધિનું કામ કરવું હશે તો યજ્ઞ-દાન-તપથી જ કરવું પડશે. તેથી ભૂદાનનો આરંભ આજે નહીં પણ પ્રાચીન કાળથી જ થયો છે. મને પૂરી શ્રદ્ધા છે કે આ ભૂમિ યજ્ઞ, દાન અને તપની ભૂમિ બનશે. આજે હવે લોકોનાં દિલ પીગળવા માંડ્યાં છે. હું પહેલેથી જ કહેતો આવ્યો છું કે ભગવાન સૌના હૃદયમાં વસે છે. આપણે ફક્ત એની ભક્તિ અને આવાહન શી રીતે થાય તે શીખીએ તો ભગવાન પ્રસન્ન થવા બંધાયેલો છે. આ મારી શ્રદ્ધા છે. તેથી જ હું કદી નિરાશ નથી થયો. મારી તપસ્યા કરતાં મને ઓછું ફળ મળે છે એવું મને કદી નથી લાગ્યું. ઊલટું મને તો એમ લાગ્યું છે કે વધારે જ ફળ મળે છે. ગરીબો તો પહેલેથી દાન દેતા જ હતા. પણ હવે ગરીબોનું તપ ગરીબો સુધી જ નથી રહ્યું.

એની ભાવના શ્રીમંતોને પણ અડવા લાગી છે. વિશ્વ સમગ્ર એક-હૃદય છે એવી શ્રદ્ધાપૂર્વક મેં કામ શરૂ કર્યું હતું. હૃદય જુદાં જુદાં નથી હોતાં. એક જ હૃદયમાં ઘડીમાં ઉત્સાહ તો ઘડીમાં નિરાશા થાય છે. ઘડીમાં ઉદારતા તો ઘડીમાં ચિંગુસાઈ, ઘડીમાં ક્રાંતિ તો ઘડીમાં ક્રોધ આવી જાય છે. આમ પળે પળે હૃદયના ભાવો પલટાતા રહે છે. છતાં પણ માનવ-હૃદય એક છે એનો અનુભવ થશે. હિંદુસ્તાનમાં જે રીતે પુણ્ય-સાધનોથી સ્વતંત્રતા પ્રાપ્ત થઈ તે જ રીતે સામાજિક ક્રાંતિ પણ પુણ્ય-સાધનોથી જ થશે.

અકબરપુર, (બિહાર) ૧૫-૪-૧૯૫૩

## પહેલાં દિલ સંધાવા દો, પછી જમીન સંધાશે : ૨૧ :

દુનિયાની તમામ સંપત્તિ ભગવાનની છે એ વાત સમજવા જેવી છે. એમાંથી કેટલીક ભગવાનની બનાવેલી નથી, માણસોએ બનાવેલી છે એમ કહી શકાય. પણ માણસની બુદ્ધિ પણ છેવટે તો ભગવાનની જ આપેલી છે. એ અર્થમાં કહી શકાય કે બધી સંપત્તિ ભગવાને પેદા કરી છે. છતાં આપણે માનીએ કે બુદ્ધિ આપણી છે. અને તેથી આપણે એમ કહીએ છીએ કે કેટલીક સંપત્તિ ભગવાને ઘડેલી છે ને કેટલીક માણસે; અને આ રીતે સંપત્તિનો વિચાર કરવા બેસીએ ત્યારે એક મૂળભૂત વિચાર સમજી લેવો જોઈએ કે જે પાયાની વસ્તુઓ ભગવાને સર્જી છે તે સૌને સારુ છે. એના પર સૌનો અધિકાર છે. આ વિચાર અહીંના લોકોને ગળે ઊતરે છે. એ સમજાવવા માટેનું તત્ત્વજ્ઞાન નથી તો આપણે રશિયાથી લાવ્યા કે નથી તો ચીનથી લાવ્યા.

### આપણે જમીનના માલિક ન થઈ શકીએ

હવા ભગવાનની દીધેલી છે. એના પર બે પાંચ માણસોનો અધિકાર હોય એ ન બને. તેવી જ રીતે પાણી પણ સૌને સારુ છે અને જમીન પણ એ જ કોટિની વસ્તુ છે. માણસ જમીન પર મહેનત ભલે કરતો હોય. પણ એ એમ દાવો ન કરી શકે કે જમીન મારી બનાવેલી છે. મનુષ્ય એક ચપટી

પણ પેદા કરી શકે તેમ નથી. આપણે તો બધા જમીન છોડીને ચાલતા થનારા છીએ. કંઈક આવે છે ને જાય છે, પણ જમીન તો જ્યાંની ત્યાં રહે છે. આપણે માટીમાંથી પાક્યા અને માટીમાં જ મળી જવાના. છતાં કહેવું કે હું જમીનનો માલિક છું એ વિચાર બંધબેસતો નથી. જૂના જમાનામાં જમીન પુષ્કળ હતી ત્યારે એ કોની પાસે છે તેની કશી ગણતરી નહોતી. પણ આજે જમીન થોડી છે ને વસ્તી વધી છે એટલે જે જાતે ખેડતા નથી એવા બે પાંચ માણસોના હાથમાં જમીન હોય, અને જે જાતે ખેડતા હોય, એવા જમીન વગરના હોય, આવી હક ને ના-હકની વાતો થાય અને મનાય એ પણ ખોટું છે. હવા અને પાણી મુક્ત છે તેમ જમીન પણ મુક્ત છે. આપણે જમીનના માલિક કદી ન થઈ શકીએ.

આપણે ભૂમિપતિ ન થઈ શકીએ, ભૂમિપુત્ર જ થઇ શકીએ. વેદોમાં કહ્યું છે : માતા ભૂમિઃ પુત્રોઽહં પૃથિવ્યાઃ. આપણે ભૂમિના પુત્ર હોવાનો હક કરી શકીએ, અને તેવી જ રીતે બીજા અસંખ્ય લોકો પણ કરી શકે. જે ખેતી કરવા માગતો હોય તે ભૂમિપુત્ર છે. આ એક પાયાની વાત સ્વીકારી લો કે ભૂમિ સૌની છે, સૌને સારુ છે અને સેવા સારુ છે. આજે આપણી પાસે જમીન છે તેના આપણે સેવા કરવા પૂરતા નામ માત્રના માલિક છીએ. એના પર અધિકાર હોય તો તે પરમેશ્વરનો જ છે. એ અધિકાર પરમેશ્વર તરફથી ગામને મળે છે અને જમીન ગામની થાય છે.

હું છઠ્ઠા ભાગની જ માગણી કરું છું. જેમની પાસે ઘણી વધારે જમીન છે તે પોતાને સારુ થોડી રાખીને બાકીની બધી જ જમીન દાનમાં આપી દે. વચલી શ્રેણીવાળા પાસેથી હું છઠ્ઠો ભાગ માગું છું. અને જે બિલકુલ ગરીબ છે તે તો જે કંઈ આપે તેને હું સુદામાના તાંદુલ સમજી માથે ચડાવીશ. એનાથી એમની સહાનુભૂતિ અને નૈતિક શક્તિ પ્રગટ થાય છે. કૉમ્યુનિસ્ટો મને આગે વાંધો લે છે કે ગરીબો પાસેથી કેમ લો છો ? હું કહું છું કે આ અહિંસાની પ્રક્રિયા છે. તમને જ્યાં સુધી અહિંસા નહીં સમજાય ત્યાં સુધી આ પણ ગળે નહીં ઊતરે. મારે તો શ્રીમંતો પાસેથી જ લેવું છે. પણ એમની પાસેથી લેવા સારુ નૈતિક દબાણ જોઈએ. આપણે ભલે ને હિંસા ન કરીએ,

પણ અહિંસક દબાણમાં પણ નહીં માનીએ તો નિષ્ક્રિય બની જઈશું. એવી અહિંસાથી કશું નહીં પાકે.

## આ ધાકધમકી નથી, કર્મવિપાક છે

આ એક ધાર્મિક કામ છે. શાસ્ત્ર કહે છે કે 'श्रद्धया देयम् , अश्रद्धया देयम् , ह्रिया देयम् , भिया देयम् । ' કોઈ શરમનો માર્યો આપતો હોય તો મને વાંધો નથી. બાળક નાગું રખડે છે કારણ એને એમાં શરમ લાગતી નથી. પણ પછી ભાન આવતું જાય છે તેમ તેમ એને જ્ઞાન થાય છે અને શરમ લાગે છે. એટલે કોઈ શરમ કે લોકલાજથી દાન આપશે તોયે કહેવું પડશે કે એ પણ વિચાર સમજ્યો છે માટે આપે છે. એ 'ह्रिया देयम्' થયું. એવી જ રીતે હું કહું છું કે બીકના માર્યા પણ આપી દો. એનો અર્થ એમ નથી કે નહીં આપો તો અમે કતલ કરીશું. આવા ભયથી અપાય એમ હું નથી ઇચ્છતો. પણ કોઈની પથારીમાં સાપ પડ્યો હોય અને હું એને એ ચીંધીને કહું કે તારી પથારીમાં સાપ છે તો જે સાચો ભય છે તે જ એને બતાવ્યો છે, સાચો જ ડર બતાવ્યો છે. માણસે જે વસ્તુથી બીવું ઘટે તેથી બીવું સારું. અને જેનાથી બીવું ન ઘટે તેનાથી ન બીવું સારું. બીક એ પણ સારી વસ્તુ છે. કોઈ બીકનો માર્યો ખોટું કામ ન કરે તો સારું જ છે.

લોક પૂછે છે જૂઠું બોલશો તો નુકસાન થશે, હિંસા કરશો તો નુકસાન થશે, દુનિયામાં વિનાશ થશે એવું શા માટે તમે કહો છો? પણ આ કોઈ ધમકી નથી, વિચાર છે. 'બૂરા કામનું ફળ બૂરું મળે છે, માટે બૂરું કામ ન કરો ' આ વાત હું સમજાવું છું તો એમાં જે ભય છે તે પણ ધાર્મિક ભય છે, સમાજને એ સમજાવવું જ જોઈએ કે જમાનો ઓળખીને ઉદાર દિલે દાન નહીં આપો તો જોખમ છે. એમાં હું બીવડાવતો નથી, એમાં વિચાર જ સમજાવું છું. 'બૂરાઈનું ફળ બૂરું ' એમ કહેવું એ ભય નથી, એ તો કર્મ-વિપાક અથવા કર્મ-પરિણામ છે. ગરીબોએ તો મને બબ્બે હાથે આપ્યું છે, ભગવાન કેવાં નાટક કરે છે, ને દુનિયાને કેવાં દુઃખો દે છે ! એમાં એને શી મઝા આવતી હશે તે તો એ જ જાણે. એણે મોટાનાં દિલ નાનાં ઘડયાં છે ને નાનાનાં દિલ મોટાં. એનાથી બન્નેને સુથીપત પડે છે. નાનાઓ

મોટા દિલથી વધારે દાન કરી દે છે તો તેનાથી એમને તકલીફ વેઠવી પડે છે અને મોટાઓ નાનાં દિલને લીધે દેતા નથી તો પણ એમને તકલીફ વેઠવી પડે છે. એમાં ભગવાનને ન જાણે શી મઝા આવતી હશે ?

## પહેલાં દિલ સંધાવા દો, પછી જમીનના ટુકડા સાંધીશું

કેટલાક વળી એમ પણ કહે છે કે તમે ગુંઠો ગુંઠો ભોંયનું દાન લો છો તે જમીનના ટુકડા ટુકડા પડી જશે. પણ આજે દિલોના જે ટુકડા પડી ગયા છે તે તમને ગમે છે ? આજે લોકોનાં દિલ તૂટી રહ્યાં છે, દિલ સંધાઈ જાય તો જમીન તો ચપટી વગાડતામાં સંધાય. એક વાર ગરીબને જમીન આપ્યા પછી સહકાર કરવાનું સમજાવવું અઘરું નથી. પણ પહેલેથી જ સહકારની શરત લાદશો તો એને એનો ભાર વરતાશે અને એક મેનેજરનો ખપ પડશે. તેથી, જમીનનો માલિક ભગવાન છે એ વાત સમજાવીને આજે તો મારે એને જમીનનો પૂરો અધિકાર આપવો છે. પહેલાં શું જોડવું જોઈએ એ તો અક્કલની વાત છે. દિલ તૂટેલાં હોય ત્યાં જમીન શી રીતે જોડાવાની છે ? એક ભાઈએ મને કહ્યું, "લોકો 'સહકાર' કરવા તૈયાર થશે તો જ હું તો જમીન આપીશ." મેં કહ્યું, 'તમે લોકોને ગળે ઉતારો !' પણ પછી એને અનુભવ થયો, લોકોએ કહી દીધું, 'એ સહકાર બહકારમાં અમે નથી જોડાવાના.' આજે આપણે સહકારનાં બીજાં કામો ન કરીએ અને એમના ઉપર જ સહકારની શરત લાદીએ તો આપણે એમના પર અંકુશ રાખવાની યોજના કરવી પડશે. એ લોકો આજે પણ બીધેલા છે. એ ભાઈને મારી વાત ગળે ઊતરી કે પહેલાં દિલ સંધાવાં જોઈએ.

નાના ટુકડામાં વધારે પાકે કે મોટામાં એવો વાદવિવાદ શા સારુ કરો છો ? એ તો અર્થશાસ્ત્રની સામાન્ય બાબત છે. જેવા ટુકડામાં વધારે પાકશે તેવા ટુકડા પાડીશું. દિલો જોડવાથી વધારે પાકે છે. નાના ટુકડાઓથી નહીં, મહેનત કરવાથી વધારે પાકે છે એ મારો પોતાનો અનુભવ છે. દુનિયાભરમાં ઘણે ઠેકાણે નાના ટુકડામાં વધારે પાકતું હોવાનો અનુભવ થયો છે. મજૂરને આપણે માલિક બનાવી દઈએ તો પ્રેમથી ખેતી કરશે અને પાક વધવાનો જ. ઘણુંખરું તો ખેતરમાં સારો મોલ ઊભેલો દેખાય ત્યાં પૂછીએ છીએ તો સાંભળવા

મળે છે કે માલિક ગરીબ છે, ને જ્યાં નબળો મોલ હોય છે ત્યાં પૂછીએ છીએ તો સાંભળવા મળે છે કે માલિક પૈસાદાર છે, 'એબ્સન્ટી લૅન્ડ લૉર્ડ' ગેરહાજર જમીનદારની વાત સૌ જાણે છે. તેથી કહું છું કે અર્થશાસ્ત્રના આ નાના નાના સવાલો ઊભા ન કરો. આપણું કામ તો પાયાની ક્રાંતિનું કામ છે. એનાથી સમાજનાં મૂલ્યો પૂરેપૂરાં પલટાઈ જશે.

બે બાજુનો આક્ષેપ

કેટલાક કહે છે કે તમારું કામ જોખમકારક છે. એક વાર જમીન મારેની ભૂખ ઊઘડી તો હિંસાનો કોમ્યુનિસ્ટોનો રસ્તો ખુલ્લો થઈ જશે. પણ મને આવાં જોખમોનો ભો નથી. 'न संशयम् अनारुह्य नरो भद्राणि पश्यति। संशयम् पुनरारुह्य यदि जीवति पश्यति।' જોખમ ખેડીને સફળ થશો તો ઘણું પામશો. એટલે જોખમ છે તેથી હું છેટો ભાગવાનો નથી. કોઈ કદી એવું કહે કે ચૂલો સળગાવવાથી ઘરને આગ લાગવાનું જોખમ છે તેથી ચૂલો જ ન સળગાવવો? ચૂલા વગર રસોઇ થાય જ નહીં. એટલે ખાવા સારુ ચૂલો તો સળગાવવો જ પડશે. માત્ર એટલો ખ્યાલ રાખવો પડશે કે એનાથી ઘર ન સળગે. મારા પર બીજો આરોપ એ છે કે હું મરવા બેઠા છે તેમને જીવાડી રહ્યો છું. અને સમાજનું જૂનું માળખું ટકાવી રાખવા તથા ક્રાંતિને રોકવાનું કામ કરું છું. આમ મારા પર બન્ને બાજુથી આરોપ છે. તેથી મને તો લાગે છે કે હું બેની વચ્ચે સલામત છું અને મારું કામ બરાબર થઇ રહ્યું છે.

નવાદા, ૨૧–૪–૧૯૫૩

## માળા ને કલગીની સંસ્કૃતિ : ૨૨ :

(ગામલોકોએ આપેલી ફૂલની માળા સામે દૃષ્ટિ રાખીને)

હિંદુસ્તાનની આ એક ખાસિયત છે કે જુદાં જુદાં ફૂલ છે એ બધાંને એક માળામાં પરોવ્યાં છે. દરેક ફૂલની પોતાની આગવી એવી એક ખાસિયત છે, પણ બધાંને એક દોરે પરોવ્યાં છે. બીજા દેશોમાં કલગી (ગુલદસ્તા) બનાવે છે એમાં ફૂલોની સ્વતંત્રતા નથી જળવાતી. એવી જ રીતે એ

સમાજમાં સંગઠનની જે પ્રક્રિયા ચાલી તેમાં વ્યક્તિની કોઈ કીમત નથી. પણ હિંદુસ્તાનની સંસ્કૃતિમાં વ્યક્તિનું મૂલ્ય છે, અને છતાં બધાંને એક દોરે પરોવ્યાં છે. આપણને ગણિતની સમતા નથી ખપતી, આપણને તો આધ્યાત્મિક સમતા ખપે છે. સૌ સૌ પર સમાન પ્રેમ રાખે એવી આપણી ઇચ્છા છે. ભગવાને અનંત ભેદો કર્યા છે. 'સા રે ગ મ પ ધ ની' આ સાત સ્વરો હોય છે ત્યારે સંગીત બને છે. 'સ સ સ' એક જ સ્વર ચાલે તો સંગીત નથી થતું. પણ સંગીતમાં સાતે સ્વર સંવાદી હોય છે, એક બીજાના વિરોધી નથી હોતા, અને ત્યારે જ સંગીત બને છે. આપણી ઇચ્છા એવી છે કે દરેક વ્યક્તિને પૂરી સ્વતંત્રતા રહે અને છતાં આખો સમાજ એક ધાગે પરોવાઈને સંગીત જેવો સુસંવાદી બને.

આજે તો કેટલાંક બાળકોને ખૂબ જ શિક્ષણ મળે છે અને કેટલાકને મર્ન કાળા અક્ષર ભેંસ બરાબર રહી જાય છે. એમ પણ કહેવાય છે કે અમુક જાતિઓને શિક્ષણ જ ન મળવું જોઈએ. પણ એ બરાબર નથી. સૌને સરખી તક અને સરખું શિક્ષણ મળવું જોઈએ. પછી જેનામાં વધારે યોગ્યતા હશે તે આગળ વધશે. પણ આજે તો આપણે સરખી તક આપતા જ નથી અને ઉપરથી કહીએ છીએ કે ફલાણી જાતિમાં ગુણ જ નથી. દરેકને ગુણ પ્રગટ કરવાની તક મળવી જોઈએ. ત્યારે જ સમાજને એની શક્તિનો લાભ મળશે. આજે એ લાભ નથી મળતો. એક માણસ બધાંને ઘેટાંની જેમ હાંકે, એક માણસ બધાંની સારસંભાળ રાખે એ એક જોખમકારક વ્યવસ્થા છે. એવી વ્યવસ્થા હવે નહીં ચાલે.

આખો સમાજ આમળ ધપી રહ્યો હોય ત્યારે બધાંને ઘેટાં સમજીને એક જ વ્યક્તિને બધી વ્યવસ્થા સંભાળવા સોંપીએ તો એ સમાજ ટકી નહીં શકે. અંગ્રેજો અહીં આવ્યા ત્યારે મોટાં મોટાં વહાણો નહોતાં. આટલે દૂરથી એ લોકો નાનાં વહાણોમાં બેસીને આવ્યા હતા. પણ એ લોકોએ આખું હિંદુસ્તાન દબાવ્યું કારણ કે અહીંની પ્રજાની વ્યવસ્થા બે પાંચ માણસો કરતા હતા. આમજનતાને પોતાની વ્યવસ્થા કરતાં આવડતું જ નહોતું. એટલે એ બે પાંચ વહીવટદારોને અંગ્રેજોએ હરાવ્યા એટલે દેશ

આખો હારી ગયો. અંગ્રેજો અહીંની આમજનતા સાથે ક્યારેય લડયા નહોતા. એ લોકો ફક્ત રાજા-મહારાજાઓ અને વેપારીઓ સાથે લડયા હતા. હવે આજે પણ આપણે આમજનતાને આગળ નહીં આવવા દઈશું તો આપણી સ્વતંત્રતા ટકશે એની કશી ખાતરી નથી. માટે દરેકને વિકાસની પૂરી તક મળવી જોઈએ.

સૌને ખાવા પીવા મળે એ વાતની મને એટલી નથી પડી જેટલી દરેકને વિકાસ કરવાની તક મળે એ વાતની પડી છે. પેટ ભરવા તો જોઈએ જ, પણ એથી વધારે મહત્ત્વ હું વિકાસને આપું છું. હું ઇચ્છું છું કે દેશને મજૂરોની અક્કલનો લાભ મળવો જોઈએ. કેટલાક દલીલ કરે છે કે એમને જમીન આપવાથી ઉત્પન્ન ઘટશે. આ ઘટેલી પેદાશ મારે મંજૂર છે કારણ કે એમાં એની અક્કલનો ઉપયોગ થાય છે. મારે એટલા સારુ દરેકને જમીન આપવી છે કે જેથી એનો પૂરો વિકાસ થાય અને દેશને એની શક્તિનો લાભ મળે.

પકરી બરવાં, ૨૧-૪-૧૯૫૩

## ધર્મનું સામાજીકરણ : ૨૩ :

કોઈ દેશ સ્વતંત્રતા પ્રાપ્ત કરે છે ત્યારે એની રચનાત્મક કામની શરૂઆત થાય છે. સ્વતંત્રતા નથી હોતી ત્યાં સુધી દેશનો કોઈ ધર્મ જ હોતો નથી. ધર્મ સ્વતંત્ર માટે હોય છે. આપણા શાસ્ત્રકારો પણ 'આમ કરો અને આમ ન કરો' એવી આજ્ઞા, જે પાળવાને સ્વતંત્ર હોય તેવાને જ આપે છે. જે ગુલામ છે, જે પોતાની મરજી પ્રમાણે ભલું યા ખૂરું નથી કરી શકતો એવા પરાધીન મનુષ્ય માટે શાસ્ત્રકારો નથી તો કોઈ આજ્ઞા આપતા કે નથી તો કોઈ ધર્મ બતાવતા. દેશ સ્વતંત્ર નહોતો ત્યાં સુધી ધર્મનું આચરણ થઈ શકતું નહોતું. તેથી પહેલું પગલું દેશને સ્વતંત્ર બનાવવાનું હતું. સ્વતંત્રતા નહોતી મળી ત્યાં સુધી એ મેળવવા સિવાય બીજું કોઈ કામ થઈ શકતું નહોતું. પણ સ્વતંત્રતા મળી એટલે સમાજ-સેવાના ધર્મનો આરંભ થયો. ગરીબોની ભૂખ ભાંગવાના ધર્મનો આરંભ થયો. હવે ગામની સેવા

કરવી છે, ગામની સંપત્તિ વધારવી છે, ગામમાં ભાઈચારો, ન્યાય અને સમતા લાવવાં છે, ગામને સુખી ને સ્વસ્થ બનાવવું છે.

### આ ભોગનું ટાણું નથી

પણ અહીં તો સ્વરાજ આવ્યું ત્યારથી ઘણાખરા લોકો એમ જ સમજવા મંડયા છે કે હવે ભોગવવાનો વારો આવ્યો છે. એક મોટો દલ્લો હાથ આવ્યો છે તે બધામાં હવે હોડ બકાય છે કે કોણ કેટલું ભોગવે છે, ને કોણ કેટલી સત્તા મેળવે છે. પણ કર્તવ્ય પૂરાં થઈ ગયાં અને હવે ભોગવવાનો વારો આવ્યો છે એ માન્યતા જ ખોટી છે. ભોગની શરૂઆત એટલે શક્તિના ક્ષયની શરૂઆત. શક્તિના ક્ષયની શરૂઆત પણ કરવી જ હોય તો એક વાર શક્તિ સોળે આની ખીલવા દીધા બાદ કરો. પૂર્ણ ચંદ્ર થયા પછી એનો ક્ષય થાય તો એ શોભે પણ ખરો. પણ હજી તો માંડ અમાસ ગઈ ત્યાં લાગલો ક્ષય કેવો ? અંગ્રેજોએ એક દેવાળિયા પેઢી આપણને સોંપી છે. એમણે આપણને છેક ભિખારી કરી મેલ્યા છે. તલમાંથી તેલ નીકળવું અશક્ય હતું ત્યારે જ એમણે આપણને છોડયા છે.

### આપણી પ્રાચીન ગ્રામ-રચના

અંગ્રેજો આવ્યા પછી અહીંની જૂની સંસ્કૃતિ ભાંગી પડી. પહેલાં અહીં ગ્રામસભાઓ હતી, પંચાયતોનું રાજ ચાલતું. ગામની પેદાશ, ગામનું શિક્ષણ, ગામનું રક્ષણ વગેરે મહત્ત્વનો કારભાર ગામની પંચાયત જ સંભાળતી. પંચાયત એટલે પાંચે જાતવાળા ભેગા મળીને કામ કરતા. એ એક પ્રકારની સામુદાયિક યોજના હતી. બધી જમીન પંચાયતની હતી. ખેડુતને ખેડવા બદલ ભાગ અપાતો. તેવી જ રીતે ધોબી, વાળંદ વગેરેને પણ ભાગ અપાતો. આમ આખું ગામ એક ઘરની જેમ રહેતું અને પંચાયતનું રાજ ચાલતું. આને જ ખરું સ્વરાજ કહે છે. અંગ્રેજો આવવાથી આ વ્યવસ્થા ભાંગી પડી ને પૈસાનું રાજ જામ્યું. ભગવાનથીયે અદકી પૂજા પૈસાની થવા માંડી. પણ પૈસાની કશી કીમત નથી. પૈસો તો લફંગો છે, એના હાથમાં આપણો બધા કારભાર સોંપી આપણે આપણું સત્યાનાશ વાળ્યું. અરે, પૈસો તો નાસિકના છાપખાનામાં પાકે છે. એનું કોઈ સ્થિર

મૂલ્ય નથી. તેથી સૌ કોઈ બને તેટલા વધારેમાં વધારે પૈસા ભેગા કરવા મથે છે જેથી છોકરાં–બચ્ચાંને કામ લાગે. પૈસા પર ભરોસો મૂકી શકાતો નથી તેથી બને તેટલા પૈસા વધારે ભેગા કરવાની ઇચ્છા પેદા થઈ.

પણ જૂના જમાનામાં એવું નહોતું. એ વખતમાં કોઇને તેલની જરૂરત પડતી તો એ તલ લઈને ઘાંચી પાસે જતો ને કહેતો અને તલ પીલી આપ ને તું ખોળ લઈ લે. ત્યારે પૈસાનો સવાલ જ નહોતો. એક કોડીનોય હિસાબ નહોતો મંડાતો. બધા દરિયાવ દિલના હતા. વાળંદ, ધોબી વગેરે તમામ વર્ષભર ખેડૂતનાં કામો કરતા. કોઈ હિસાબ નહોતો માંડતો કે વર્ષમાં કોણે કેટલું કામ કર્યું. નકામું નકામું કામ તો કોઈ કરાવતું જ નહીં. અને બધાએ સ્વીકારી લીધેલું કે પાકનો અમુક ભાગ એને મળશે જ. ઓછું પાકતું તો ઓછું ભાગે આવતું, એટલે કે દુઃખ વહેંચાઈ જતું. અને વધારે પાકતું તો સૌને ફાળે વધારે આવતું, એટલે કે સુખ વધી જતું. પણ આજે તો કોઈ દુઃખી છે તો એ એકલો એકલો દુઃખ ભોગવે છે. એનું દુઃખ એ સમાજનું દુઃખ નથી થતું. તેવી જ રીતે કોઇ સુખી થાય છે તો એકલો જ સુખ માણે છે, સમાજ એ સુખ નથી અનુભવતો. જે સમાજમાં વ્યક્તિના સુખદુઃખે સમાજ સુખી યા દુઃખી નથી થતો તે સમાજ–રચના જ નથી. ત્યાં સમાજ–રચના ભાંગી પડી છે એમ જ કહેવું પડશે. અંગ્રેજો ગયા બાદ અહીં એવું જ થયું.

## મૂર્તિની: પ્રાણપ્રતિષ્ઠા કરીએ

આ પરથી જોશો કે આપણને કોઇ મોટો દલ્લો મળ્યો નથી, પણ કમર કસીને પુરુષાર્થ કરવાની તક મળી છે. હવે આપણે ફાવે તેવી રચના કરી શકીએ. સ્વરાજ્ય પહેલાં ફાવે તેવી રચના કરી શકીએ તેમ નહોતા કારણ કે પરદેશી સરકાર એમાં પથરા ફેંકતી હતી. હવે જ કામ કરવાનો મોકો મળ્યો છે, તેથી જ હું યુવાનોને કહું છું કે આગળ આવો. ઘરડાઓનાં આયખાં તો અંગ્રેજોને કાઢવામાં ઘસાયાં; હવે આજે તમારા હાથમાં નવી રચના કરવાનું આવ્યું છે. તમે તમને ફાવે તેવી મૂર્તિ ઘડો. તમારી કળા દેખાડવાની તક તમને મળી છે, જે ઘરડાંને નહોતી મળી. એ સોનેરી તક

બધી જ શક્તિ દેશને માથે ભાર હતો તે કાઢવામાં ખરચાઇ. પણ આજે તમને એવી સારી તક મળી છે કે તમે પોતાની ઇચ્છા પ્રમાણે સમાજને ઘડી શકો છો. આજે તમે મૂર્તિ ઘડીને એની પ્રાણ-પ્રતિષ્ઠા કરી શકો. એ દિવસોમાં તો મંદિર જ આપણા હાથમાં નહોતું, આજે હવે એ હાથમાં આવ્યું છે. હવે એમાં મૂર્તિ સ્થાપવાની છે.

હજી આપણને પૂરી સ્વતંત્રતા નથી મળી, ફક્ત રાજકીય સત્તા જ હાથમાં આવી છે. ખરી રીતે તો ગામેગામ સ્વતંત્રતા પહોંચવી જોઇએ. આઝાદીની ખુમારી ને ગરમી ગામેગામમાં જણાવી જોઈએ. એવું તો નથી બનતું કે સૂર્યોદય થયો તે કેવળ દિલ્હી કે પટણામાં થયો અને ગામડાંવાળાઓએ ખાલી સાંભળ્યું જ કે ત્યાં સૂર્યોદય થયો છે. સૂરજ ઊગે છે ત્યારે એકે એક ગામે એનો પ્રકાશ ફેલાઈ જાય છે. તેવી જ રીતે સ્વરાજ્યનો પ્રકાશ ગામેગામ ફેલાવો ઘટે. પણ એમ તો ન બન્યું. ખાલી મંદિર એટલે કે ખાલી મકાન હાથમાં આવ્યું. એટલા માત્રથી ભક્તિનો આરંભ નથી થતો. એટલે જુવાનોને ભાગ કામ આવ્યું છે—મૂર્તિ ઘડવાનું; પછી એની સ્થાપના કરે, એની પૂજા કરે, નૈવેદ્ય ચઢાવે અને ત્યારબાદ ભોગ ભોગવે, અને એ ભોગ પણ ભોગવવાની વાસનાથી ભોગવશો તો રાષ્ટ્રનો ક્ષય થશે. એને પરમેશ્વરનો પ્રસાદ સમજીને ભોગવશો તો પૂજા ચાલુ રહેશે; નહીં તો શક્તિ ક્ષીણ થઈ જશે. પણ આજે તો ભોગનો સવાલ જ નથી. હજી તો મૂર્તિની સ્થાપના અને પૂજા કરવાની બાકી છે. યુવાનોને એક મોટી તક મળી છે. મેં ગયામાં ભૂમિનો સવાલ ઉકેલવા માટે જે પ્રતિજ્ઞા લીધી છે તેને પાર પાડયા વગર જંપીશું નહીં એવો સંકલ્પ કરનારા હજાર યુવાનો મારે જોઇએ છે. હું એમને કહીશ કે આપણે મૂર્તિ કેવી ઘડવી છે તે જઇને લોકોને સમજાવો. એ માટે પહેલાં જમીનની વહેંચણી કરવી પડશે. પછી નવેસરથી ગ્રામોદ્યોગ શરૂ કરવા પડશે. આ જમાનામાં ટકી શકે એવી રીતો અપનાવવી પડશે. નવા ધર્મની સ્થાપના કરવી પડશે, આભડછટવાળો જૂનો ધર્મ નહીં ચાલે. ગોકુળમાં ભગવાન ઘરનું માખણ બધાને વહેંચીને બધા સાથે પ્રેમથી ખાતા અને હળીમળીને રહેતા હતા તેવું હવે કરવું પડશે.

## નારાયણધર્મની સ્થાપના

'સમાજની સેવા કરીને પરમેશ્વરનો પ્રસાદ પામ્યો છું, એ ખાઇને હું ફરી સમાજની સેવામાં લાગીશ કારણ કે શરીર સેવા માટે માટે છે', આવી ભાવનાથી સૌ ભોગ કરે એમ હું ઇચ્છું છું. મશીનમાં તેલ પૂરવું જરૂરી છે, એ કંઇ શોખ નથી. એમ પણ નથી કે લાવ, આજે મશીનમાં તેલને ઠેકાણે અત્તર પૂરું. તેવી જ રીતે શરીરને પણ જે અને જેટલું જરૂરી હોય એટલું જ એને આપવું જોઇએ. એમાં એને ખવડાવવાનો શોખ ન થવો જોઇએ. મશીનને જેમ જેવું અને જેટલું તેલ જરૂરી હોય છે તેવું અને તેટલું જ તેલ આપીએ છીએ તેવું જ શરીર સાથે પણ કરવું જોઇએ. કોઇને શોખ હોય તો તે સૂતર કાંતવાનો હોય, ચરખામાં તેલ પૂર પૂર કરવાનો નહીં. કાંતણની જેમ ધર્મ–કાર્યનો એટલે કે સેવાનો શોખ રાખવો, તેલ પૂરવાનો એટલે કે ખાવાનો શોખ ન રાખવો. આવી દૃષ્ટિથી કામ કરીશું તો બધા ભેદો ખતમ થઈ જશે. શબરી ભીલડીનાં એંઠાં બોર ભગવાને ખાધાં કારણ કે એનો પ્રેમ હતો. પ્રેમ એક મહાન ધર્મ છે. આમાં બધા ધર્મો સમાય છે. સૂર્યનો પ્રકાશ ફેલાય છે કે તારાઓ ગુમ થઈ જાય છે. તેવી જ રીતે પ્રેમ–ધર્મની સામે બીજા ધર્મો ક્ષીણ થઈ જાય છે. આજે આપણે એ જ પ્રેમ–ધર્મ લાવવો છે. સમાજ દેવ છે અને વ્યક્તિએ એની પૂજા કરવાની છે. નારાયણની પૂજા કરવા સારુ આ નર–દેહ મળ્યો છે. નારાયણ એટલે નરોનો સમુદાય. નારાયણની સેવાને તમે ભક્તિમાર્ગ કહો કે ગમે તે કહો, હું તો એને નારાયણ–ધર્મ અથવા ભાગવત–ધર્મ જ કહીશ. મારે એ જ ધર્મ ફેલાવવો છે. મારું–તારું, મારી મિલ્કત–તારી મિલ્કત એ ભેદો મારે મિટાવવા છે.

## ભક્તિ-માર્ગ સહેલો શી રીતે?

આજ સુધી ભક્તો કહેતા આવ્યા છે કે ભેદ છોડો. પણ આપણે એમ માન્યું કે એ તો પરમ ભક્તો માટે છે. પણ આ અભેદનો ધર્મ ફક્ત મહાત્માઓ પૂરતો જ છે એમ માનવું ભૂલભરેલું છે, એ તો બધા સારુ જ છે. આપણે બધો આચાર મહાત્માઓને સોંપ્યો ત્યાં જ આપણે ભારે પાપ

આવી. સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો રોજ રાગોડીએ છીએ, પણ કહીએ છીએ કે એ આદર્શ તો મહાત્માઓ માટે છે, આપણે માટે નથી. માન અપમાનને સરખાં ગણવાં એમ આપણે રોજ ગાઈએ છીએ તે મહાત્માઓ સારુ છે એમ માનવાનો અર્થ તો એવો થયો કે જે સારું તત્ત્વ છે, ધર્મનું જે રહસ્ય છે, ધર્મનું જે માખણ છે તે બધું આપણે ભક્તોને ચઢાવી દીધું, અને માની લીધું કે એમનાં દર્શન માત્રથી આપણે મુક્ત થઈ જઈશું. સજ્જનોનાં દર્શનમાં એક શક્તિ છે, પણ જેને એ શક્તિનાં દર્શન થયાં તેનું જીવન પલટાવું જોઈએ. ત્યારે સાચું દર્શન થયું ગણાય.

એક છોકરાને એની મા જુએ અને બીજો કોઈ રસ્તાનો ચાલનાર જુએ, પણ માના જોવામાં સાચું દર્શન છે કારણ કે એને જોતાં જ માના મનમાં પ્રેમ ઊભરાય છે. માત્ર આ ડોળાથી દેખવું એને દર્શન નથી કહેતા, હૃદયથી થાય તે દર્શન કહેવાય. એવાં દર્શનથી આંખમાં આંસુ ઊભરાય છે, હૈયું પ્રેમથી ઊભરાય છે અને હૃદય-પરિવર્તન થાય છે એવી જ રીતે ભગવાનનું નામ જપવું એ સારું છે, પણ કેવળ જીભથી નામ રટવું સારું નથી. નામ તો હૃદયથી લેવાવું જોઈએ. હનુમાનના હૃદયમાંથી સતત રામનામનો ઉચ્ચાર થતો હતો અને અર્જુનના હૃદયમાં કૃષ્ણ ભગવાનનો. એકવાર અર્જુન ઊંઘતો હતો ત્યારે વ્યાસ ભગવાન ત્યાં ગયા. એમને કાને 'શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ' સંભળાયું. એમને થયું કે અર્જુન તો ઊંઘે છે ત્યારે આ જપ કોણ કરતું હશે? અને ત્યારે એને ખબર પડી કે અર્જુનના હૃદયમાંથી અવાજ આવતો હતો. દર્શન અને નામસ્મરણ એવાં સાધન છે કે એનાથી જીવન પલટાઈ જાય છે.

ભક્તિ એક એવું સહેલું સાધન છે. એમાં જપ, તપ, કર્મ-કશું કરવાની જરૂર નથી રહેતી. તેથી જ ભક્તિમાર્ગ સહેલો મનાય છે. આવા ભક્તિમાર્ગે કામ કરવાની જરૂર છે, શરત એટલી કે હૃદયમાં ભક્તિ હોવી જોઈએ. એકાદ મામૂલી સંસ્થાનો સેક્રેટરી પણ એક વર્ષના કામનો હેવાલ પચાસ પાનાં ભરીને રજૂ કરતો હોય છે. પણ કોઈ માને પૂછીએ કે તેં તારા બાળક સારુ આ એક વર્ષ દરમ્યાન શું શું કર્યું? તો કહેશે, "કશું નહીં." કારણ, એના

હૈયામાં એ આનંદ પામતી હોય છે; એ અંદરખાનેથી સમાધાન પામીને કામ કરતી હોય છે એટલે એને એનો હિસાબ રાખવો પડતો નથી. કોઇને પૂછીએ કે વર્ષ દરમ્યાન તેં કેટલું દૂધ પીધું ને કેટલી ખાંડ ખાધી તો હિસાબ નહીં આપી શકે. કારણ જ્યાં આનંદ છે ત્યાં સ્વાભાવિક જ પ્રેમ થાય છે, અને ત્યાં હિસાબ નથી રખાતો. રામનામનો જપ કરવો હોય તો તે પણ 'साँस साँस पे राम कहो' એમ કરવો જોઈએ. પણ હિસાબ રાખી રાખીને જપ કરશો તો નામાના કે ગણિતના ભકત બનશો, રામના નહીં. જપ, તપ, કર્મ વગેરે ભકિતપૂર્વક થાય તો એનું ભાન નથી રહેતું, કારણ કે એમાં કશું જોર પડતું નથી. તેથી એ ખૂબ જ સહેલો માર્ગ છે. મારે સમાજમાં ભક્તિ–માર્ગ ચલાવવો છે.

સ્વરાજ્ય નહોતું મળ્યું ત્યાં સુધી આપણે અધર્મનું નહીં પણ નાના નાના ધર્મોનું પાલન કર્યું હતું. પણ હવે મારે લોકોમાં મહાન–ધર્મ ફેલાવવો છે. 'राम ही केवल प्रेम–पियारा, जान लेहु जो जान निहारा।'–તુલસીદાસજી કહે છે કે રામને કેવળ પ્રેમ વહાલો છે. પ્રેમ–ધર્મ ફેલાશે તો સતત કામ કરવા છતાં થાક નહીં જણાય. જમીનની વહેંચણી એ તો એક મામૂલી કામ છે. એ તો આરંભ માત્ર છે, આપણે તો એક નવા ધર્મની સ્થાપના કરવાની છે. નવો એટલે પ્રાચીન કાળના લોકોને સૂઝયો જ નહોતો એવો ધર્મ નહીં. એટલું જ કે બધા પાસે એ ધર્મનું આચરણ નહોતા કરાવી શકયા. હું ઇચ્છું છું કે બધા એ ધર્મનું પાલન કરે.

હિંદુસ્તાનમાં કેટલાક માણસો વધી વધીને પહાડ જેટલા ઊંચા થઈ ગયા તો કેટલાક ભોંય સરસા નીચા જ રહ્યા. હું ઇચ્છું છું કે આ પહાડ ને મેદાન જેવો ભેદ ન રહે. જે ઉત્તમ ધર્મ હોય તે સમાજમાં ફેલાઈ જાય. એનું સામાજીકરણ થાય. પ્રેમ, ત્યાગ, વૈરાગ્ય વગેરે બે પાંચ માણસોનો ઇજારો ન ગણાય, બધાને મળે. ભગવાન કૃષ્ણે ગોકુળમાં આનંદ વરસાવ્યો હતો તેમ હું ગામેગામ વરસાવવા માગું છું. શ્રીકૃષ્ણે ગોકુળમાં સ્થાપી હતી તેવી એકતા મારે ગામેગામ સ્થાપવી છે. આજ સુધી તો આપણે માત્ર ગોકુળના આનંદનાં ગીત ગાતાં રહ્યાં છીએ. આમ જપમાં અને રટણમાં કંઇક શક્તિ તો છે; આપણે એને આદર્શ તરીકે નજર સામે રાખીએ એ પણ સારી વાત

છે. પણ હવે એવો સમય આવ્યો છે કે જ્યારે આખા સમાજમાં મારે એ ધર્મ ફેલાવવો છે. મારે તમામને ધર્મનિષ્ઠ બનાવવા છે.

આજે હિંદુ કહેવડાવનારા કરોડો લોક છે તેમ મુસલમાન-ઇસ્લામ ધર્મી પણ કરોડો છે. પણ બધા કહેવડાવનારા—નામના છે, કામનું કોઈ નથી. હું ઇચ્છું છું કે માત્ર નામના ન હોય, કામના હોય. આપણે બોલવામાં તો અદ્વૈતની ભાષા વાપરીએ છીએ. કેવળ માનવ નહીં, તમામ પશુ-સૃષ્ટિ અને વનસ્પતિ-સૃષ્ટિ પણ એક છે એવી વાતો માંડીશું, પણ વહેવારમાં દિલ સાંકડાં થઈ જશે અને હૃદયમાં નાના નાના વિભાગ પાડીશું. તો આચાર અને વિચારમાં અંતર ન હોવું જોઈએ. આપણે જેમ જમીન સૌની કરવી છે તેમ ધર્મ પણ સૌનો કરવો છે. 'परदुःखेन दुःखिताः विरलाः–પરદુઃખે દુઃખી થાય એવા વિરલા જ હોય છે એવું કહેવાયું છે, પણ એ બરાબર નથી. કહેવું તો એમ જોઈએ કે પરદુઃખે દુઃખી થવું એ માનવનું લક્ષણ છે; પારકે દુઃખે દુઃખી ન થાય એવો કઠણ કાળજાનો માણસ મળવો બધરો છે. કવિઓ ગાય કે મનુષ્યો પ્રેમમય દિલના છે એમ હું ઇચ્છું છું.

## ધર્મની વહેંચણી

મારે ધર્મને મઠ કે મંદિરોમાં પુરાયેલો રાખવો નથી, અને નથી તો એ સ્થિતપ્રજ્ઞને બળાવવો. મારે એ સમાજમાં લાવવો છે. સંપત્તિ વિષે પણ પહેલાં એવું હતું કે કેટલાક હતાં માબાપ ને કેટલાક હતાં બાળકો. માબાપને મન હતું કે બાળકોની દેખભાળ રાખવી ને ઉછેરવાં એ આપણું કર્તવ્ય છે. પણ આજે એવું નથી રહ્યું. હવે બાળકો પોતાની સંભાળ લઈ શકે એવડાં થઈ ગયાં છે. તેથી માબાપે બાળકોની પોતે સંભાળ લઈ શકે એવાં હોવાનો અહંકાર છોડવો જોઈએ. મારે જમીનની વહેંચણી કરવી છે, સંપત્તિની વહેંચણી કરવી છે, અક્કલ તો ભગવાને વહેંચી રાખી જ છે, હવે મારે ધર્મની પણ વહેંચણી કરવી છે. આજ સુધી આપણો ધર્મ શું તે શાસ્ત્રકારોને પૂછવું પડતું ને પોથીઓમાં જોવું પડતું. પણ શું કોઈ મા કોઈ શાસ્ત્રકારને પૂછવા જાય છે યા મનુસ્મૃતિનાં પાનાં ઉથલાવવા બેસે છે કે બાળકને ધવડાવવું એ મારો ધર્મ છે કે નહીં ? એ ધર્મની તો એને

તદ્દન સ્વાભાવિક રીતે ખબર પડે છે. પ્રેમ, દયા વગેરે ધર્મ એ જ રીતે સ્વાભાવિક જ સ્ફુરવા જોઈએ. કોઈ ગીતા કે મનુસ્મૃતિ એ માટે ઉથલાવવાની જરૂર ન પડવી જોઈએ.

## રામરાજ્ય હૈયામાં જાગશે

મારે રામરાજ્ય સ્થાપવું છે. પણ રામરાજ્યમાં હતું શું ? ત્યાં રાજા રામ હતા, પ્રજા રામ હતી, બધા જ રામ હતા, રામ છોડીને બીજું કશું હતુ જ નહીં. હનુમાન લંકા જઈ આવ્યા ત્યારે એમને કોઈકે કહ્યું કે તમે મોટું પરાક્રમ કર્યું. તો એમણે કહ્યું કે ' પરાક્રમ મારું નથી, રામનું છે.' રાવણને પણ એમણે કહ્યું હતું કે ' હું તો રામજીનો તુચ્છ સેવક છું, મારા જેવા તો ત્યાં લાખો પડયા છે.' આમ રામરાજ્યમાં જે કંઇ થતું તે રામના નામે થતું. દરેકના દિલમાં સચ્ચાઈ, પ્રેમ અને સત્યનિષ્ઠા ભર્યાં હશે તો રામરાજ્ય આવશે.

કેટલાક કહે છે કે ગાંધીજી પછી અમે એમના શિષ્યોને સત્તા સોંપી છતાં રામરાજ્ય ન આવ્યું. પણ રામરાજ્ય તે શું ઉપરથી પડવાનું છે ? કે કોઈ દિલ્હીથી પારસલ મોકલવાનું છે ? રામરાજ્ય તો હૃદયમાં ઊગશે. સ્વરાજ મળ્યા પછી તમે કેટલો દ્વેષ છોડયો, કેટલા કામ ક્રોધ છોડયા તે જરા હૃદયની અંદર ફંફોસી જુઓ. ન છોડયા હોય તો તમે પહેલાંના જેવા પથ્થરનાં પથ્થર જ રહ્યા છો, પછી રામરાજ્ય શાનું આવે ? આજે આપણને સૌને એક સરસ તક મળી છે. ' गांव गांव अस होइ अनंदा ! ' ગામે ગામ આનંદ આનંદ ભાળવો છે. મારે રડતી સૂરતનાં દર્શન નથી કરવાં. કોઈ કહેતાં કોઈ ન કહે કે હું દુઃખી છું. કોઈ મને આવીને કહેશે કે હું દુઃખી છું તો હું કહીશ હું નહીં, હું દુઃખી છું. આમ એનું દુઃખ ફેડવા લાગશે જ હું ઝંપલાવીશ તો દુઃખ જોવાયે નહીં મળે.

સમાજમાં ભક્તિ નથી રહેતી ત્યારે દુઃખના દર્શન થાય છે. આખા સમાજમાં ઉત્પાદન ઘટે યા વધે, ભક્તિ હશે તો સુખ હશે. આપણે બીજાને દુઃખે દુઃખી થતાં હોઈશું તો ઉત્પાદન ઓછું હશે તોયે સુખી જ હોઈશું. કૂવામાંથી ડોલ ભરીને પાણી કાઢો તોયે કૂવામાં ખાડો નથી પડતો; કારણ,

બધાં ટીપાં એ ખાડો પૂરવા ધસી જાય છે. એ ટીપાંઓમાં એટલો સ્નેહ હોય છે કે આખી સપાટી નીચી જાય છે પણ ખાડો પડતો નથી. પણ ઘઉંના ઢગલામાંથી શેર જેટલા ઘઉં કાઢી લો તો ખાડો પડી જશે. બે ચાર ઘઉં–મહાત્મા ખાડો પૂરવા કૂદી પડશે, પણ એટલાથી ખાડો નહીં પુરાય. આજના સમાજની એ જ હાલત છે. સમાજના દુઃખનો ખાડો પૂરી દેવા બે ચાર મહાત્મા કૂદી પડે તેથી ખાડો પુરાતો નથી. એ મહાત્માઓએ તો પોતાની ફરજ બજાવી, પણ ખાડો તો જેમનો તેમ જ રહ્યો. આ પરથી સાફ દેખાય છે કે બે ચાર મહાત્માઓથી ખાડો નથી પુરાતો પણ જ્યારે તમામ લોક પાણીનાં ટીપાંઓની જેમ ખાડો પૂરવા ધસી જશે ત્યારે ખબરે નહીં પડે કે ત્યાં કોઈ દહાડો ખાડો પડ્યો હતો કે નહીં. તેથી આપણે બીજાના દુઃખે દુઃખી થતા શીખીશું ત્યારે સમાજનું ઉત્પાદન વધારે હશે યા ઓછું તોયે કોઈ દુઃખી નહીં હોય. અમેરિકા કેટલો સમૃદ્ધ દેશ છે? છતાં ત્યાં દુઃખ નથી એમ નથી. કારણ, ત્યાં કોઈને એકબીજાની પડી નથી. માટે સુખ દુઃખ ઉત્પાદન પર આધાર રાખતાં નથી. એકના દુઃખમાં આખો સમાજ ભાગ પડાવવા દોડશે ત્યારે સમાજમાં દુઃખ રહેશે જ નહીં.

પકરી બરવાં, ૨૧–૪–૧૯૫૩

## ગરીબો પાસેથી દાન શા સારુ? : ૨૪ :

આજે મને કેટલાક કોમ્યુનિસ્ટ ભાઈઓએ કેટલાક સવાલ પૂછ્યા છે એમના જવાબ આપીશ. અહીં કેટલાક કોમ્યુનિસ્ટ ભાઈઓ કામ કરે છે એથી મને આનંદ થાય છે. એ લોકો સારી રીતે કામ કરે એમ હું ઇચ્છું છું. હું એમને એ વાતની ખાતરી આપવા માગું છું કે ગરીબોની દાઝ એમને જેટલી છે તેટલી જ મને પણ છે. એમની જ જેમ હું પણ ગરીબોનું ભલું વાંછું છું અને મારી મથામણ પણ એ જ દિશામાં છે. હું એમનો સહકાર ઇચ્છું છું. એમની અને મારી વચ્ચે થોડા વિચારભેદ છે. હિંદુસ્તાન જેવડા દેશમાં એ હોવા જરૂરી પણ છે. પણ ગરીબોને [illegible] લાગે છે ત્યાં સુધી તો એમને ગરીબો પર જેટલો પ્રેમ છે તેટલો જ મને પણ છે. તેથી હું એમનો

સહકાર ઇચ્છું છું. એમને ગળે ઊતરે કે ગરીબી નિવારવાનો આ સારો ઉપાય છે તો એમના સહકારની હું અપેક્ષા રાખીશ.

## પ્રેમની એક નિશાની

હું સૌની પાસે જમીન માંગું છું. એનો અર્થ એમ નથી કે બધા પાસેથી સરખી જમીન માંગું છું. મધ્યમ શ્રેણીના ખેડૂતો પાસેથી છઠ્ઠો ભાગ માંગું છું. મોટા ખેડૂતો ને જમીનદારોને કહું છું કે તમારા જોગું થોડું સરખું રાખીને બાકી બધું દાનમાં આપી દો. જે તદ્દન ગરીબ છે એમની પાસેથી પ્રસાદરૂપે જે કંઈ મળે તે લઉં છું. સુદામાના મૂઠી તાંદુલથી ભગવાન પ્રસન્ન થઈ ગયા તેવી જ રીતે આ ગરીબો પણ થોડું ઘણું આપે છે તો ભારતમાતા પ્રસન્ન થાય છે, કારણ કે એ એમના પ્રેમની એંધાણી છે. દેશના તમામ ભૂમિહીનોને ભૂમિ મળી નહીં રહે ત્યાં સુધી હું માગતો રહીશ.

મોટે ભાગે એવો સવાલ પુછાય છે કે ગરીબો પાસેથી દાન શા સારુ લો છો? મને એનો જવાબ આપતાં આનંદ થાય છે કારણ કે એથી જ્ઞાન-પ્રચાર થાય છે. હું ગરીબો પાસેથી જમીન લઉં છું તેનાં ચાર કારણો છે:

## સૌથી ગરીબોની વહારે

(૧) આજે સમાજમાં સૌથી દુઃખી ભૂમિહીનો છે. એમની સરખામણીમાં તો ગરીબ ખેડૂતો પણ સુખી છે. આપણે કોઈને સુખી કે દુઃખી કહીએ છીએ તે કોઇકની સરખામણીમાં જ કહીએ છીએ ને? કોઈ પોતાથી હેઠળવાળાને જોશે તો પોતાને સુખી માનશે અને ઉપરવાળાને જોશે તો દુઃખી માનશે. માટે સમાજમાં સૌથી દુઃખી છે તેને સારુ સૌએ થોડું થોડું છોડવું જોઇએ. સમુદ્ર સૌથી નીચી સપાટી પર છે તેથી દુનિયાભરનું પાણી દોડ્યું દોડ્યું એ તરફ જાય છે. પહાડ પરનું પાણી પણ એ તરફ જ વહે છે અને મેદાનનું પાણી પણ એ તરફ વહે છે. મેદાનના પાણીને કોઇ કહે કે તું શા માટે સમુદ્ર તરફ વહે છે, તું તો નીચાણ પર છે? તો પાણી જવાબ વાળશે કે 'તોયે સમુદ્રથી તો ઊંચાણ પર જ છું ને! માટે ત્યાં જઇશ.' એટલે શ્રીમાનોની ભૂમિહીન માટે આપવાની ફરજ છે તેવી જ રીતે ગરીબની પણ ફરજ છે કારણ કે બિલકુલ ભૂમિહીનની સરખામણીમાં એ કંઇક સુખી જ છે. તેથી

દરેકની જવાબદારી છે કે ગરીબો માટે કંઈ ને કંઈ કરે. મારે આ વાત શીખવવી છે. નહીં તો જે થોડી જમીનવાળા છે એમની કશી ફરજ જ નહીં એવું થશે. દરેકની કંઈ ને કંઈ ફરજ તો હોય જ છે. મારી પાસે મારા પેટ જોગો રોટલો નથી, છતાં કોઈ ભૂખ્યો આવી ચડે તો પેટવરામાંથી પુણ્યવરો કરવાની—જે હોય તેમાંથી થોડું કાઢી આપવાની મારી ફરજ છે આ એક ધર્મ છે. મારે આ જ ધર્મ—ભાવના સમાજમાં આણવી છે.

## આસક્તિનું નિરાકરણ

(૨) મારે છેવટ જતે જતે એ શીખવવું છે કે જમીન પર કોઈની માલિકી ન રહે. આજે શ્રીમંત જેમ પોતાને પોતાની જમીનનો માલિક સમજે છે તેમ ગરીબ પણ પોતાની વેંત ભોંયનો પોતાને માલિક સમજે છે. બન્ને પોતપોતાને માલિક માને છે. પણ મારે આ બન્નેની માલિકીની ભાવના છોડાવવી છે. તરસ્યાને પાણી પાવું એ આપણી ફરજ છે તેમ જમીન માગે તેને જમીન આપવી એ પણ આપણી ફરજ છે. કારણ, જમીન ભગવાનની છે, માટે લોકોને આ સમજાવવું છે. આજે માલિકીની ભાવના શ્રીમંત અને ગરીબ બન્નેમાં છે. એમ તો જંગલમાં રહેતા બાવાને પોતાની બે લંગોટીની એટલી જ આસક્તિ હોય છે જેટલી શ્રીમંતને પોતાના પેટી ભરીને કપડાંની હોય છે. તેથી મારે બધાની માયા છોડાવવી છે.

## નૈતિક પ્રભાવ

(૩) આપણે શ્રીમંતો પાસેથી જમીન તો માગીએ પણ તે માટે એમના પર આપણો અસર પણ હોવી જોઈએ ને? એ અસર પડે શી રીતે? આપણી પાસે તાકાત થોડી જ છે? આપણી પાસે નથી પિસ્તોલ કે નથી તો પિસ્તોલની શક્તિમાં વિશ્વાસ. મને તો ખાતરી છે કે પિસ્તોલથી કોઈ કામ બનતું નથી, ઊલટું બગડે જ છે. તેથી મારે નૈતિક શક્તિ નિર્માણ કરવી છે. હજારો ગરીબો દાન આપશે તો નૈતિક શક્તિ પેદા થશે. અને એની અસર શ્રીમંતો પર પડશે અને એવું થઇ પણ રહ્યું છે. પહેલાં શ્રીમંતો મને ટાળતા, પણ હેલ્લે હજારીબાગમાં એ લોકોએ ખૂબ જમીન આપી છે. ગરીબોએ બબ્બે વર્ષ સુધી મારા પર દાન વરસાવ્યાં તેથી હવે

એમણે પણ જમીન આપી. ઉપરે શરમ જેવું પણ કંઈ હોય છે ને! એટલે બેશરમને શરમ આવે તોયે સારું છે શાસ્ત્રોએ કહ્યું છે, "હ્રિયા દેયમ્!" —શરમના માર્યા આપે. નૈતિક શક્તિ પેદા કરવાની આ એક રીત છે. એક લાખ એકર જમીન દાન આપનારા રાજા સાહેબ મને મળવા આવ્યા હતા. મેં એમને કહ્યું કે તમે દાન આપ્યું એ તો સારું જ કર્યું, પણ એટલાથી નહીં ચાલે. તમારે તમારા વર્ગમાંના બીજાઓ પાસેથી પણ દાન અપાવવાનું કામ કરવું જોઈએ. એમણે મારી વાત કબૂલી. અને મને આશા છે કે આ મોટા લોકો ધીરે ધીરે મારું કામ ઉપાડી લેશે. કારણ, ગરીબોએ જે દાન દીધાં છે તેનાથી એક નૈતિક શક્તિ નિર્માણ થઈ રહી છે.

## સત્યાગ્રહી-સેનાની રચના

(૪) મેં કેટલીયે વાર કહ્યું છે કે હું તો મારું લશ્કર ઊભું કરી રહ્યો છું. મારે ઊંચ-નીચના ભેદો નિવારવા છે, તેથી મારે એવી સેના ઊભી કરવી છે કે જેની મદદથી એ લડાઈ લડી શકાય. જેમણે દાન આપ્યું, અથવા તો ત્યાગ કર્યો અને મારા કામ તરફ સહાનુભૂતિ બતાવી તે જ મારા સૈનિકો. મારી સેના હિંસક નથી. હિંસક સેનામાં તો બત્રીસ ઇંચની પહોળી છાતીવાળાને જ ભરતી કરે છે. પણ મારી સેનામાં ભરતી થવા ત્યાગની છાતી જોઈશે. આગળ જતાં શ્રીમંતોનાં દિલના દરવાજા નહીં ઊઘડે તો અમે એક ડગલું આગળ ભરીશું. આજે જે કંઈ કરું છું તેથી આગળ નહીં જાઉં એવા મેં કાંઈ કાપી આપ્યાં નથી. કારણ, એમ બંધાઈ જવામાં મને શ્રદ્ધા નથી. આપણી પ્રેમની શક્તિ હોવી જોઈએ. મા બાળક સારુ કેટલો ત્યાગ કરે છે? છતાં જ્યારે છોકરાને આડે માર્ગે જતો જુએ છે ત્યારે એની આંતરડી કકળે છે ને એ શું કરે છે? એ સત્યાગ્રહ જ કરે છે. ખાવાનું છોડી દે છે ને પોતાને સમજાવે છે. સામાને તકલીફ આપ્યા વગર જાતે સહન કરવું અને સમજાવવું એનું જ નામ સત્યાગ્રહ.

## સત્યાગ્રહની અમોઘ શક્તિ

સત્યાગ્રહનું નામ લઈને હું કોઈ ધમકી નથી આપતો. હું જાણું છું કે સત્યાગ્રહનો દુરુપયોગ થઈ શકે, અને આજકાલ એ ઘણુંખરું થઈ

છે. છતાં હું માનું છું કે સત્યનું આચરણ આગ્રહપૂર્વક થવું જોઈએ જેથી સામાવાળાનાં દિલ પીગળે. એ સારુ જરૂર પડયે ગમે તે ભોગ આપવાની તૈયારી એનું જ નામ સત્યાગ્રહ. હું એ પણ માનું છું કે આખી દુનિયામાં એક પણ સાચો સત્યાગ્રહી હશે તો એની અસર દુનિયા આખી પર પડશે અને દુનિયાનું હૈયું પીગળશે. શરત એટલી કે એના દિલમાં દુનિયા સારુ પ્રેમ ભરેલો હોવો જોઈએ.

## ખોટા અને ખરા ઉપવાસ

પણ આજે તો નાનાં નાનાં કામો માટે પણ, જેમ કે પ્રાંતની રચના માટે પણ ઉપવાસ આદરે છે. આ બધું ખોટું છે. કારણ હું જોઉં છું કે એનાં વળતાં પરિણામો આવે છે તે મૂળ ઉદ્દેશથી સાવ જુદાં હોય છે. જે ઉપવાસથી સૌના દિલમાં પ્રેમ જાગે તે સાચો ઉપવાસ. પણ જે ઉપવાસથી દ્વેષ-ભાવ જાગે, ઝઘડાઓ થાય, અને ઊલટાં પરિણામો આવે ત્યારે સમજવું કે ઉપવાસ ખોટા છે. જેની સામે ઉપવાસ આદરવાના હોય તેના માટે દિલમાં પૂરો પ્રેમભાવ હોય, અને ઉપવાસ પછી સામો માણસ શરમાય એવા ઉપવાસ હોવા જોઈએ. એને એમ થવું જોઈએ કે મેં દુષ્ટતા કરી, મારી ભૂલ થઈ. જેની સામે હું ઉપવાસ કરતો હોઉં તેના દિલમાં આવી ભાવના ન જાગે તો જાણવું કે હું સત્યાગ્રહી કાચો. સામાવાળાને એમ થાય કે આ વ્યક્તિના દિલમાં મારે માટે પ્રેમ છે ત્યારે જ હું સત્યાગ્રહી સાચો.

## કેવળ વિરોધ સત્યાગ્રહ નથી

તેથી સત્યાગ્રહની વાત કરું તો તેથી ગભરાશો નહીં. આ હું વિચારની સ્પષ્ટતા ખાતર કહી રહ્યો છું હું તો માનું છું કે બે વર્ષથી આ મારું જે કામ ચાલુ છે તે સત્યાગ્રહ જ છે. મેં પણ સત્યાગ્રહનું અધ્યયન કર્યું છે, એટલે હું એમાં કંઈક તો સમજ્યો છું જ. સત્યાગ્રહ એટલે કોઈક પ્રસંગે કોઈકની વિરુદ્ધ કશુંક કરવું એવું નથી. તેથી મારું આ કામ–પગપાળા ભમવું, ગામેગામ જઈને લોકોને વિચાર સમજાવવો, જમીન માગવી—આ બધું સત્યાગ્રહ જ છે.

## કોઈ પણ માનવ-સમાજ શેતાન નથી

આ જાપાની મિત્રે ફરી એવી શંકા આપણામાંથી ઘણાનાં મનમાં હોય છે. જાપાની લોકોને સોવિયેટવાળા શેતાન લાગે છે. સનાતની હિંદુને મુસલમાન શેતાન લાગે છે. સોવિયેટવાળાને જાપાની કે જર્મન શેતાન લાગે છે. પણ કોઈ પણ માનવ-સમાજ ખરેખર શેતાન હોતો નથી. એથી ઊલટું, તમામ દેશના સમાજોએ લોભ અને ભયના માર્યા ભૂરાંમાં ભૂરાં કામ આચર્યાં છે. સનાતની પવિત્રતાવાદી હિંદુઓએ અછૂતો પર ઓછો અત્યાચાર નથી ગુજાર્યો. અંગ્રેજોએ સત્તરની સાલમાં જલિયાનવાળા બાગમાં જે અત્યાચાર કર્યો તે નાઝી અને ફાસિસ્ટોના જુલમો સામે કંઈ નથી. સ્વરાજ્ય મળવાનું હતું તેની તરત જ પહેલાં અને પછી હિન્દુ, મુસલમાન અને શીખોમાં દુર્જનતાની તો જાણે હોડ બકાઇ હતી. સમાજમાં વચ્ચે વચ્ચે આવા ઉછાળા આવી જાય છે. છતાં એકંદરે સમાજનું આરોગ્ય ઠીક રહે છે. કોઇ પણ સમાજ સાવ અક્કલ વગરનો નથી હોતો. આપણે પહેલાં મનમાં કેટલીક ગાંઠો વાળી લઇએ છીએ અને પછી એ જ નજરે જોઇએ છીએ, તેમ જ કાલ્પનિક ઇતિહાસ બનાવીને બેસી જઇએ છીએ. એથી ગેરસમજૂતીઓને વળ ચઢતા જાય છે, ભય પાકો થતો જાય છે અને માણસ માનસિક વિકારોનો શિકાર બની જાય છે. પછી વિચારોની સમતુલા રહેતી નથી.

## અહિંસા ઉપરછલ્લી ક્રિયા નથી, હૃદયની નિષ્ઠા છે

વિચારોની સમતુલા જાળવી રાખવી અને બુદ્ધિ દોલાયમાન ન થવા દેવી એનું જ નામ અહિંસા છે. ક્રોધ કરીને સામાવાળાને મારી બેસવું એનું નામ હિંસા અને ક્રોધ કરીને ઉપવાસ પર ઊતરવું એનું નામ અહિંસા એવું નથી. અહિંસા એ બહારથી થતી ક્રિયા નથી, એ તો હૃદયની નિષ્ઠા છે. આમરણ ઉપવાસની ધમકી અહિંસા કહેવાતી હોય તો તે કાચા કાળજાના માણસ સામે ભલે ફાવી જતી, કાઠા કાળજાવાળા સામે કદી નહીં ફાવે. પછી અહિંસાનો એ ઢોંગ સફળ ન થાય તો તેથી અહિંસા દોષપાત્ર નથી બનતી.

ગીતાએ આ પ્રમાણે કહ્યું છે: મનમાં ક્રોધથી સમસમતા હોવા છતાં

ઉપવાસ કરનારો જેમ હિંસક હોઈ શકે તેમ જ ચિત્તની સમતા ખોયા વગર, શાંતવૃત્તિથી, ચોક્કસ સંજોગોમાં, શારીરિક હિંસા અનિવાર્ય લાગવાથી હિંસા આચરનારો પણ અહિંસક હોઈ શકે. આ ખૂબ વિચારવા જેવું છે. મને લાગે છે કે દુનિયાભરના ધર્મ–સાહિત્યમાં ગીતાની આ વિશેષતા છે. ગીતાના આ વિવેચનને કારણે અનેકની ગેરસમજ થઈ છે, અનેકનાં મન ગૂંચવાયાં છે અને અનેક દિશા ભૂલ્યાં છે. ગીતાએ હિંસક સાધનોને મંજૂરીની મહોર મારી છે એવો સાર કાઢીને કેટલાક એના પર લટ્ટુ છે, તો કેટલાક ખફા છે. ગીતા હિંસાનો બચાવ કરવા માગતી નથી. આજની વિજ્ઞાનની દુનિયામાં હિંસાથી કોઈ સવાલ ઊકલે તેમ નથી. એટલું જ નહીં, હિંસા માનવનું નામોનિશાન મિટાવી દેશે એ નિર્વિવાદ છે, પણ ગીતા તો એક સૂક્ષ્મ વિચાર સમજાવવા માગે છે. ઉપર ઉપરથી અહિંસક સાધન વાપરનારાં કરતાં પણ શાંતવૃત્તિથી સ્થૂળ હિંસા કરનારો વધારે અહિંસક હોઈ શકે. આમ વિરોધાત્મક વિવેચન કરીને ગીતાએ અંતઃશુદ્ધિનું મહત્ત્વ ચિત્ત ઉપર આંકી આપ્યું છે.

## શબ્દ કરતાં કૃતિ મહાન

વિરોધાભાસ મારફતે એક વિશિષ્ટ વિચાર ઊંડો આંકી આપવાની આ કુશળ ગુરુની પદ્ધતિ જ છે. બાઇબલની એક કથા છે. એક બાપને બે દીકરા હતા. પિતાએ બન્નેને કંઈ કામ ચીંધ્યું. પહેલા છોકરાએ કહ્યું, "ઠીક છે, કરીશ" પણ એણે કર્યું બર્યું નહીં. બીજાએ કહ્યું, "હું નહીં કરું" પણ એણે કામ તો કર્યું જ. આ વાર્તા કહીને બાઈબલકાર પૂછે છે કે બેમાંથી કયો દીકરો આજ્ઞાંકિત? જે 'નહીં કરું' એમ કહીને પણ બાપની આજ્ઞાનું પાલન કરે છે તે જ આજ્ઞાંકિત છે એવો બાઇબલનો અભિપ્રાય છે. પણ સવાલ તો એ છે કે એવો ત્રીજો દીકરો ન હોઈ શકે કે જે કહે કે 'હું કરીશ' અને કરી પણ બતાવે? એવો દીકરો હોય શકે અને એ સૌથી ચડિયાતો છે એ પણ સાફ વાત છે. પણ મોઢાનો 'જી હા' કરતાં પ્રત્યક્ષ કૃતિ–કાર્ય મહાન છે એ સમજાવવા માટે આ વિરોધાભાસાત્મક વાર્તા રચી છે. ગીતામાં પણ આ જ ખૂબી છે.

### અહિંસાનો સાર: સ્થિતપ્રજ્ઞતા

ચિત્તને શાંત અને પ્રસન્ન રાખનારો અને બહારથી પણ અહિંસક સાધનો વાપરનારો મનુષ્ય ખચીત અહિંસક અને સ્થિતપ્રજ્ઞ છે. આવી સંપૂર્ણ અહિંસા સામે ગમે તેવડી જબરદસ્ત દુર્જનતા પણ ટકી નથી શકતી. પ્રજ્ઞાની સ્થિરતા એ અહિંસાનો સાર છે. અને જેને એ મળી છે તે આજના યુગને અનુરૂપ એવાં સત્યાગ્રહ વગેરે અહિંસક સાધનોથી વિજયી થઇ શકે છે, પછી ભલેને એને પનારો સોવિયેટવાળા સાથે પડ્યો હોય, સામ્રાજ્યવાદ સાથે પડ્યો હોય કે શેતાન સાથે પડ્યો હોય.

तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ।

એપ્રિલ ૧૯૫૩

## જમીનદારો ભૂદાનનું કામ ઉપાડી લે : ૨૬ :

મારી તમામ કોશિશ એટલા માટે છે કે માણસમાં પડેલ સત્ત્વગુણને બહાર આવવા મોકો મળે. આમ તો મનુષ્યમાં સત્ત્વ, રજ અને તમ, ત્રણે ગુણો હોય છે, પણ કેટલાકમાં એક ગુણ પર બીજાનો પ્રભાવ પડેલો હોય છે. સાધુ પુરુષ સાત્ત્વિક હોય છે. એમનામાં રજોગુણ અને તમોગુણ એ બન્નેના અંશ તો હોય છે, પણ એ દબાયેલા રહે છે અને સત્ત્વગુણ ઉપર આવે છે તેથી એમનાથી સારાં કામો બને છે. દરેકના દિલમાં ત્રણે ગુણ હોય છે પર કેટલાકમાં રજોગુણની વધારે અસર હોય છે, કેટલાકમાં તમોગુણની વધારે અસર હોય છે તો કેટલાકમાં સત્ત્વ ગુણની.

### આમજનતા તમોગુણી, શિક્ષિત જનતા રજોગુણી

આજે હિંદુસ્તાનની જનતા તમોગુણમાં ડૂબેલી છે. એમનામાં અજ્ઞાન આળસ, ઝઘડા વગેરે અનંત દુર્ગુણો પડેલા છે. આ બધી તમોગુણન પેદાશ છે. એ લોકો ગરીબીમાં પડેલા છે. ઉપરથી લદાયેલી ગરીબી પાપ ; તમોગુણને લીધે એ લોકો ગરીબ છે. શહેરવાળા અને ગામના મોટા ગણાત લોકો પર રજોગુણની અસર હોય છે એટલે એ લોકો પોતાની બુદ્ધિ બીજા

લૂંટવામાં વાપરે છે. એ એટલું નથી સમજતા કે ભગવાને એમને અક્કલ સેવા કરવા આપી છે, લૂંટવા નથી આપી. બુદ્ધિ, લક્ષ્મી અને શક્તિ આ બધી દેવીઓ છે. લક્ષ્મી, સરસ્વતી અને શક્તિ એ ત્રણ પવિત્ર દેવીઓ છે. પણ લોકો એનો ઉપયોગ બીજાને દુઃખી કરવામાં કરે છે. એનાથી એમને કશું નથી મળતું. પણ એ વાત એ સમજતા નથી અને ધનની પાછળ દોડે છે. પછી એ સાંકડા દિલના બને છે. આજુબાજુવાળા દુઃખી હોય તોયે એકલા સુખી થવા ફાંફા મારે છે. પણ ભગવાનની યોજના એવી છે કે આજુબાજુવાળા દુઃખી હોય તો આપણે સુખી થઈ શકતા નથી. પાડોશમાં મરણ થયું હોય તો આપણે લાડુ જમી નહીં શકીએ. આ જ માણસાઈ છે, નહીં તો આપણે જાનવરમાં ખપીએ. એવી રીતે આજે સમાજમાં રજોગુણ ને તમોગુણની અથડામણ ચાલે છે. તમોગુણ વધારે તાકાતવાળો છે એટલે એ વધે છે. જેમની પાસે અક્કલ, પૈસા કે શક્તિ છે તે બીજાઓને દબાવવા મથે છે કારણ કે એમનામાં રજોગુણ છે. હું ઇચ્છું છું કે આમ સમાજ અને શિક્ષિત વર્ગ, બન્ને સત્ત્વગુણી બને.

## ભૂદાનયજ્ઞ: સત્ત્વગુણને બહાર લાવવાની કોશિશ

ભૂદાનયજ્ઞ એ સત્ત્વગુણને બહાર લાવવાની કોશિશ છે. સત્ત્વગુણ બહાર આણવાથી આનંદ થશે અને સમાજ આગળ વધશે. ગીતા કહે છે– જ્યાં સત્ત્વગુણ છે ત્યાં આરોગ્ય, સુખ અને ઉત્તમ ગતિ છે. સ્વરાજ્ય–પ્રાપ્તિ પછી આપણો સમાજ સુખી અને આરોગ્ય–સંપન્ન થાય એવી આપણી ઇચ્છા હોય તો સમાજમાં સત્ત્વગુણ ફેલાવવો જરૂરી છે. આજે પણ સત્ત્વગુણ છે, પણ એ ઢંકાયેલો પડ્યો છે. એને બહાર આણવાની કોશિશ કરવી એ ભૂદાનયજ્ઞનું કામ છે. તેથી એ કામ આજ સુધીમાં થોડું જ થયું હોય તોયે સૌને પ્રિય થયું છે. હજી કરોડો એકર જમીન પડી છે તે મેળવવી બાકી છે. હજી સુધીમાં લાખો એકર જમીન મળી છે, પણ એ બહુ થોડી છે. પણ એક શુભ આરંભ થયો છે. આજે સમાજ જે દિશામાં ઘસડાઈ રહ્યો છે તેથી સાવ ઊલટી દિશામાં આ કામ ચાલી રહ્યું છે: આ ઊલટી ગંગા વહેવડાવવા જેવું કામ છે એમ કેટલાક કહે છે. પણ આજે સમાજમાં

એક પ્રવાહ ચાલે છે. કોઈને એમાં ઘસડાવું ન હોય તોયે એને તણાયે જવું પડે છે, મારે એક નવો પ્રવાહ વહેવડાવવો છે. ઘણા લોકો આ કામ પરત્વે સહાનુભૂતિ દર્શાવે છે. દિવસે દિવસે એની ગતિ વધી રહી છે. પણ એટલાથી એ કામ પતતું નથી.

### દરેક પાસેથી દાન જોઈએ

મારી ઈચ્છા છે કે જેમના હિતને ખાતર હું આ કામ કરી રહ્યો છું તે લોકો આ વાત સમજે અને પોતે થઈને એ કામ ઉપાડી લે. માત્ર બેચાર જણા નહીં, બધા જ આ કામ કરે. તેથી તો મારે નાના મોટા તમામ ખેડૂતો પાસેથી દાન લેવું છે. મને ઘણું ખરું એક સવાલ પુછાય છે કે ગરીબો પાસેથી શા સારુ દાન લો છો? એમને તો દાન આપવું ઘટે. શ્રીકૃષ્ણ ભગવાન સુદામાને આપવાના જ હતા, પણ લીધા વગર ન આપ્યું. મનુષ્યના હૃદયમાં એક ભાવના હોય છે, એ શુદ્ધ હોય તો દુનિયામાં ફેલાય છે. આજે ગરીબોની ભેર તાણનારા દુનિયામાં ઘણા છે, હુંયે છું. આ બધા માને છે કે ગરીબો સત્ત્વગુણી હોય છે, પણ વાત એમ નથી. એમનો સત્ત્વગુણ ઢંકાયેલો પડયો છે. તેથી મારો પ્રયાસ એ છે કે એમને સત્ત્વગુણની તાલીમ મળે. એવી જ રીતે મારે રજોગુણીને પણ સત્ત્વગુણની તાલીમ આપવી છે.

આપણે એકે એક ઘેરે પહોંચવું જોઈએ અને એકે એક પાસેથી દાનપત્ર લેવું જોઈએ. સો જણમાંથી એક પાસેથી પણ દાનપત્ર ના મળ્યું તો સમજવું કે આપણું કામ અધૂરું રહેલું છે. અને પરમેશ્વરનું આદર્યું અધૂરું નથી રહેતું. એ તો પાર પડે જ છે. માટે મારે સોએ સો ટકા દાનપત્ર જોઈએ છે. ગરીબો પત્રમ્-પુષ્પમ્-ફલમ્-તોયમ્ ભલે આપે, પણ એમના દિલનો પ્રેમભાવ પ્રગટ થવો જોઈએ. એનાથી એક મહાન નૈતિક શક્તિ પેદા થશે. એની અસર આખા દેશ પર પડશે. એકે એક દાતામાં સત્ત્વગુણ પેદા થશે.

### મોટા લોકો આ કામ ઉપાડી લે

ગરીબો પાસેથી દાન લેવામાં મને કંઈક સફળતા મળી છે. પણ એટલી સફળતા રજોગુણીને સત્ત્વગુણી બનાવવામાં નથી મળી. હું ઇચ્છું છું કે

મોટા લોકો આ કામને વિનોબાનું ન માનતાં પોતાનું સમજીને ઉપાડી લે. એમનામાંથી કેટલાકે તો ઉપાડ્યું છે પણ ઘણા એવા છે જેમના દિલના આગળા હજી ઊઘડ્યા નથી. પણ ધીરે ધીરે જ્ઞાન ફેલાશે અને આગળા ઊઘડશે. તેથી હું ધીરજ ધરી રહ્યો છું. પણ સબૂરીને એક હદ હોય છે. બિહારમાં દાખલ થયા પછી જમીનદાર–એસોસીએશનના મંત્રીએ મને કહ્યું કે સરકાર કાયદા મારફતે જમીન પડાવવા માંડી છે તેને અટકાવો. હું માનું છું કે કાયદાને ગમે તેટલો ન્યાયયુક્ત બનાવવા પ્રયત્ન કરો તોયે એ તો સરેરાશ થવાનો. એટલે એમાં સૌને પૂરો ન્યાય નહીં મળે. મેં કહ્યું કે તમારી વાત બરાબર છે, માટે મારું કામ તમે ઉપાડી લો. મોટા લોકો છઠ્ઠો ભાગ સવેળા આપી દેશે તો કાયદો નહીં બને. હું તો પ્રેમપૂર્વક સમજાવીશ કે હવે કાયદો કરવાની જરૂર નથી. ઉતાવળે કામ કરવું ન જોઈએ, આગળ ઉપર જતાં સૌની સંમતિથી સારો કાયદો થશે. પણ એ તો તમે છઠ્ઠો ભાગ આપશો ત્યારે હું કહીશ. એ વખતે એમને એ વાત પોતાની શક્તિ બહારની લાગી. હું એમને દોષ નથી દેતો કારણ કે એ વખતે હું બિહારમાં હજી તો માંડ દાખલ જ થયો હતો. પણ હવે મને અહીં આવ્યે છ સાત મહિના થઈ ગયા. તેથી મારી મોટા લોકોને વિનંતિ છે કે તમે આ કામને ઉપાડી લો. આ કામ તમારા કલ્યાણનું છે.

આજે મને જમીનદારો મળ્યા. મેં એમને કહ્યું કે થોડી જમીન આપો છો તેથી મને સંતોષ નહીં થાય. પણ તમે આ કામ માથે ઉપાડી લેશો અને "તમે ના ફરો, અમે ફરીશું. તમે ગરીબો પાસે જાવ કારણ કે ત્યાં અમે નહીં પહોંચી શકીએ. પણ શ્રીમંતો પાસેથી દાન લેવાનું કામ અમારું છે," આમ કહેશો ત્યારે મને સંતોષ થશે.

### ઇંગ્લંડ પાસેથી ધડો લો

હું મોટાઓને વિનંતિ કરીને કહું છું કે તમે આ કામ ઉપાડી લેશો તો એક ચમત્કાર થશે. તમારા હૃદયમાં સત્ત્વગુણ ફેલાશે, તમને નેતૃત્વ મળશે અને દુનિયાની સેવા કરવાની તક મળશે. અંગ્રેજોએ જોયું

કે હિન્દુસ્તાન નહીં છોડીએ તોયે છૂટી જવાનું તો છે જ, અને અંતે કડવાશ લઈને જવાનું છે એટલે એમણે એક તિથિ ઠરાવી અને ઠરાવેલે સમયે અહીંથી ચાલી નીકળ્યા. આ નાની-સૂની વાત નથી. ઇતિહાસને પાને લખાશે કે ગાંધીજીએ લોકોને અહિંસક રીતે તૈયાર કર્યા, તેવું જ એમ પણ લખાશે કે ઈંગ્લૅંડનો એમાં બહુ મોટો ફાળો છે કારણ કે એમના ગયા બાદ પણ હિંદીઓ માઉંટબૅટનને બહુ પ્રેમથી રાખી શક્યા. આ ઈંગ્લૅંડનો નૈતિક વિજય લેખાશે. સત્યાગ્રહમાં, અહિંસક લડાઇમાં બન્નેની જીત થાય છે, જ્યારે હિંસક લડાઇમાં એક હારે છે અને બીજો જીતે છે. આપણી લડાઇ અહિંસક હતી માટે એમાં હિંદુસ્તાનની જીત અને ઈંગ્લૅંડની પણ જીત થઈ. માટે હું જમીનદારોને કહું છું કે ઈંગ્લૅંડ પાસેથી ધડો લો. આપણે ઇજ્જત, પ્રેમ, સહાનુભૂતિ અને ભાઇચારો રાખવાં હોય તો ટાણાસર ઘટતું કામ કરવું પડશે. આખરે વાટ જોવાની, ધીરજની પણ એક હદ હોય છે. ગરીબો ક્યાં સુધી વાટ જોતાં બેસી રહેશે?

## વેળા છતાં દાન કરો

આજે મજૂરો જાગી રહ્યા છે. મેં સાંભળ્યું છે કે બિહારમાં જમીનના ભાવો ગગડીને અડધેથી હેઠા ગયા છે. કારણ, આ આંદોલનથી એવી વાત ફેલાઈ છે કે જમીન સૌની થઈ ચૂકી છે. હું ભિક્ષા માગવા નથી આવ્યો, દીક્ષા દેવા આવ્યો છું. ગરીબોનો હક તમને સમજાય એમ હું ઇચ્છું છું 'હવા, પાણી ને પ્રકાશની જેમ ભૂમિ પર પણ સૌનો હક છે.' આ સાંભળીને ગરીબો જાગી ગયા છે. તેથી જમીનદારો લાગલા આચરણ કરશે તો એમની શોભા રહેશે. અને લાચારીથી દાન તો આપશે પણ એમાં એ આનંદ નથી રહેવાનો!

ગીતામાં તામસ દાનનું વર્ણન કરતાં કહ્યું છે કે એમાં દાતા મોં વચકોડીને દાન દે છે, દુઃખી થઇને આપે છે. આનંદથી નથી આપતો. આનંદથી અપાય તો થોડું આપતાં છતાં ઘણું પમાય છે. નહીં તો 'દેશે કાલે પાત્રે' એટલે કે ટાણાસરનું દાન દેવાથી જે પરિણામ મેળવી શકાય છે તે નારાજીથી કરેલા દાનથી નથી મળતું. તો હજી દાન દેવાનો સમય નથી

કરવાનું છે. એ માટે કાર્યકર્તાઓની એક મોટી ફોજ જોઈએ. ક્રાંતિ ફુરસદે ઘડવાની વસ્તુ નથી, એને માટે જિંદગી સમર્પણ કરવી પડે છે. આ કામમાં આપણે પક્ષભેદો વિસારે પાડવા જોઈએ અને આપણો વ્યક્તિગત અહંકાર પણ છોડવો જોઈએ. નિરહંકારબુદ્ધિથી ગરીબોનું કામ કરનારા કાર્યકરોની આજે જરૂર છે.

હેસુઆ, ૨૫-૪-૧૯૫૩.

## સદ્‌વિચારની અમોઘ શક્તિ : ૨૭ :

વિચારનો એક મહિમા અને એક શક્તિ છે. હું માનું છું કે વિચારની શક્તિની બરોબરી કરે એવી કોઈ શક્તિ દુનિયામાં નથી. એક સવાલ પૂછાયો હતો : અહીં તમે સદ્‌વિચારનો પ્રચાર કરતા ચાલ્યા જાવ છો, અને પણે અણુબૉંબની તૈયારીઓ ચાલે છે. એથી આગળ હવે હાઇડ્રોજન બૉંબ બનવાનો છે, તેના સંજોગોમાં આ વિચાર અને એનો ઉપદેશ ક્યાં સુધી ટકવાનો છે?

### વિચારનું બહારનું સ્વરૂપ : અણુબૉંબ અથવા દાનપત્ર

અણુબૉંબમાં જે શક્તિ આવી તે વિચારથી જ આવી છે. એ ભલે સદ્‌-વિચાર હો યા ન હો પણ વિચાર જરૂર છે. વિચારથી જ માણસ પ્રેરાયો અને દુનિયાને વશ કરવા સારુ એણે શસ્ત્રાસ્ત્રના ભંડાર ભર્યા. પણ આ શસ્ત્રાસ્ત્રો છે તે પોતે ઊઠીને કોઈ કામ કરવા જવાના નથી. એમના બનાવનારાએ વિચારપૂર્વક બનાવ્યાં. આમ એના ઘડનારાના મનમાં એક વિચાર આવ્યો હતો, અને એનો ઉપયોગ કરનારો પણ એક વિચારવાન મનુષ્ય જ હોય છે. આમ એના આદિ, મધ્ય અને અંતમાં વિચાર જ હોય છે. એનું બહારનું સ્વરૂપ અણુબૉંબ હોઈ શકે અથવા દાનપત્ર પણ હોઈ શકે. બન્ને પાછળ વિચારની પ્રેરણા છે.

અણુબૉંબની તાકાત મને તો વિચારની તાકાત શું હોઈ શકે તેનાં જ દર્શન કરાવે છે. જે સદ્‌વિચાર હોય છે તે ટકે છે અને અસદ્‌વિચાર

એક પળ માટે આવીને દેખાડો તો દઈ જાય છે; પણ બીજી જ પળે એનો લોપ થાય છે. એક શાશ્વત–કાયમી વિચાર છે, બીજો અશાશ્વત. કયો શાશ્વત છે ને કયો અશાશ્વત ? આનો અને સત્ય–અસત્યનો ખરો નિર્ણય મનુષ્ય હંમેશા કરી શકતો નથી. તેથી એ કોઈ પણ વિચારને ઝટ લઈને વળગી પડે છે. પણ અસદ્‌વિચાર ગ્રહણ કરે છે ત્યારે એની પાછળ નાનાં મોટાં કામો કરે છે. અનેક જાતના યંત્ર–તંત્ર–મંત્ર, અનેક યોજનાઓ અને કલ્પનાઓ ખડી કરે છે. પણ જ્યાં એને સમજાય છે કે આ વિચાર ખોટો છે ત્યાં તરત જ તંત્ર–મંત્ર અને યોજના–કલ્પના બધું એક પળમાં ફકડભૂસ થઈ જાય છે. પછી મનુષ્ય એને સહી શકતો નથી. એ આખી રચનાને એ તોડી નાંખે છે. એ અસદ્‌વિચાર છે એમ સમજાયા પછી એને છોડી દેતાં એને વાર નથી લાગતી. જ્યાં દર્શન સ્પષ્ટ નથી થતું ત્યાં સમ્યક્ જ્ઞાન નથી હોતું. પછી ત્યાં માનવ–સમાજ ખોટે રસ્તે ચઢી જવાનો સંભવ હોય છે.

## વિચારની સત્તા

પણ હું એને પ્રયોગ કહું છું. વિજ્ઞાનમાં જેમ પ્રયોગો થાય છે તેમ સમાજ–શાસ્ત્રમાં પણ પ્રયોગો અનાદિકાળથી ચાલતા આવ્યા છે. સૃષ્ટિ પેદા થઈ ત્યારથી આ પ્રયોગો ચાલતા આવ્યા છે. એક વિચાર અસદ્‌વિચાર સાબીત થયો કે માણસે એને છોડયો છે અને બીજો ગ્રહણ કર્યો છે. સમાજ–શાસ્ત્ર, અધ્યાત્મ–શાસ્ત્ર, રાજ્ય–શાસ્ત્ર બધામાં એવું જ થતું આવ્યું છે. જીવનનાં અંગ–ઉપાંગમાં એમ જ બને છે. એક નવો વિચાર આવે છે, એ આગલા વિચારને તોડીને એનું સ્થાન લે છે. વળી ત્યારબાદ બીજો વિચાર આવે છે. વખત જતાં એમાં પણ દોષ દેખાય એટલે એના સંશોધન માટે ત્રીજો વિચાર આવે છે. એ વળી તે વખતે અતિપરિશુદ્ધ હોય છે. એ જૂના વિચારને તોડે છે ને એનું રાજ જમાવે છે. આજ સુધી દુનિયામાં વિચારનાં જ રાજ ચાલ્યાં છે. એક વિચાર આવ્યો ને ગયો, પણ સત્તા તો વિચારની જ ચાલી. માણસને લાગેવળગે છે ત્યાં સુધી એને વિચારની જ પ્રેરણા મળતી રહી છે, અને દુનિયામાં જે તંત્ર–મંત્ર થયાં ને ચાલ્યાં તે બધાં એને જ લીધે. દુનિયામાં રાજ્ય વિચારનું જ ચાલ્યું છે.

## ऊर्ध्वमूलम् अधःशाखम्।

ભગવાને ગીતામાં એક રૂપક કહ્યું છે. એ ઝાડનું રૂપક છે. એક એવું ઝાડ છે જેનાં મૂળિયાં ઉપર છે અને ડાળીઓ નીચે ફેલાયેલી છે. મનુષ્યની આકૃતિનું આ ઝાડ રૂપક છે. મનુષ્યનું માથું ઉપર છે. ત્યાંથી વિચારો ઊગે છે, અને હાથ પગ વગેરે જે ડાળીઓ છે, જેનાથી બધાં કામો થાય છે તે નીચે છે. તેથી મનુષ્યનું વર્ણન 'ऊर्ध्वमूलम् अधःशाखम्' એવું કરવામાં આવ્યું છે. એ ઝાડ અશ્વત્થ છે, એટલે કે ટકનારું છે. કેવું વિચિત્ર ઝાડ છે! ટકે પણ છે અને નથી પણ ટકતું. એનાં મૂળિયાં ઉપર છે. એટલે કે વિચારનું મૂળ ઉપર છે અને એ વિચાર પ્રમાણે ડાળીઓ પલ્લવિત અને પુષ્પિત થાય છે. ઝાડ ટકવા ન ટકવાનો અર્થ એ કે માણસ એક વિચાર સારો લાગવાથી તે પ્રમાણે પોતાના જીવનનાં ઘડતરનો આરંભ કરે છે. એ વખતે જ્યાં જુઓ ત્યાં એ જ વિચારની બોલબોલા હોય છે. એના જ પ્રમાણે રાજ્યની રચના થાય છે અને મનુષ્યનું જીવન ઘડાય છે. મકાન, રસ્તા વગેરે તમામ સરંજામ એ વિચાર પ્રમાણે અને એ વિચારના પોષણ માટે માણસ કરે છે. એને જ સંસ્કૃતિ કહે છે. એ બધી વિચારની કરામત છે. પણ જ્યાં એને એ વિચારમાં અસદ્‌વિચારનો અંશ દેખાય છે કે તરત જ આખું માળખું ફેરવી નાંખે છે. આ અર્થમાં એ વૃક્ષ ટકતું નથી. એ વિચારમાં જ્યાં કસર દેખાઈ કે એ વિચાર ખતમ થાય છે અને બીજો આવે છે. પણ આ વૃક્ષ ટકી રહે છે એટલે કે મનુષ્યનાં તમામ કામો વિચાર પ્રમાણે ચાલે છે.

### વિચારનાં જ રાજ

જે જમાનામાં જે વિચાર સાચો લાગે તે જમાનામાં તે પ્રમાણે તમામ જીવન વહેવાર ચાલે છે. વિચાર બદલાતો જાય છે પણ જીવન તો એ જ વિચાર પ્રમાણે ઘડાયે જાય છે. એટલે કે વિચાર સ્થિર ભલે ન થઈ શકે, એનાં ઘર્ષણો નિત્ય-નિરંતર ચાલતાં રહે છે. સમાજશાસ્ત્રમાં એને સંઘર્ષ કહે છે. અધ્યાત્મશાસ્ત્રમાં એને વિચાર-મંથન, વિચાર-શોધન અથવા સંશોધન કહે છે. નામ એને આપવું હોય તે આપો, એનું મૂળ સ્વરૂપ તો

વિચારમાં જ હોય છે. તેથી વિચારનારા ચિંતનશીલ લોકો, જેમણે દુનિયાના મૂળને પારખ્યું છે, એના ઉગમને જાણ્યું છે, તે વિચારનો તંતુ હાથમાંથી છટકવા દેતા નથી. એ લોકો સતત વિચારનો પ્રચાર કરતા રહે છે. એકવાર સમજાવ્યાથી વિચાર ગળે ન ઊતરે તો ધીરજ રાખી બીજીવાર સમજાવે છે. એક યુક્તિથી વિચાર ન સમ જાય તો બીજી યુક્તિઓ પણ લડાવે છે. વિદ્યાર્થીને શીખવતી વખતે એક પદ્ધતિથી એને સમજ ન પડી તો બીજી રીતે શીખવવા મળ્યું એમ ધારીને શિક્ષકનો ઉત્સાહ જેમ વધે છે તેમ હું પણ નિરંતર વિચાર સમજાવતો ફરું છું. વિચાર સમજાશે ત્યારે આખો સમાજ પોતાની મેળે માળખું ફેરવી નાખશે. એટલે એકવાર વિચાર ગળે ઊતરી જશે તો જે હાથોએ આ શસ્ત્રો ઘડયાં છે તે જ હાથો એનો નાશ પણ કરશે. જે હાથે આ બધી માયાનો સંસાર રચ્યો છે તે જ એને ભાંગી પણ નાખશે. માટે સત્તા તો વિચારની જ ચાલે છે.

## હું અનંત શસ્ત્રધારી

જેમને વિચારમાં શ્રદ્ધા છે તે જાણે છે કે આ બધાં ઝાંઝવાનાં જળ છે. સૂરજના પ્રકાશમાં ઝાંઝવાનાં જળ લહેરો લે છે, પણ જ્યાં ચંદ્રમા ઊગ્યો કે ખબર પડી જાય છે કે આ તો ઝાંઝવાનાં જળ હતાં. મને મારી આંખો સામે આ બધું સાફ સાફ દેખાય છે. લોક કહે છે કે નગારખાનામાં તમારી તતૂડીનો અવાજ કોણ સાંભળવાનું છે? એ લોકો કહે છે કે દુનિયામાં જ્યાં ત્યાં હથિયારોના મંજ ઊંચા ને ઊંચા ખડકયે જવાની હોડ લાગી છે; દરેક દેશ પોતાની આવકનો ઘણો મોટો ભાગ રાષ્ટ્રના રક્ષણને નામે પશુ-શક્તિ વધારવા પાછળ ખર્ચી રહ્યો છે ત્યારે એ બધાની સામે તમારું શું ચાલવાનું છે? એનો મારો જવાબ એ છે કે તમારી પાસે ગમે તેટલાં શસ્ત્રો હોય પણ હું તો અનંત શસ્ત્રધારી છું. તમારી પાસેનાં શસ્ત્રો ભલે ને ઘણાં હોય તોયે લેખી શકાય એટલાં છે, જ્યારે મારી પાસે તો અનંત શસ્ત્રો છે. વિચારનાં પાસાં અનંત છે, ગણવા ગણાય એમ નથી. વિચાર-સૂર્ય જ્યારે પોતાના અનંત પાસાંઓ, કિરણો સાથે પ્રકાશે છે ત્યારે અંધારું ટકી શકતું નથી. તેથી હું તો બે વર્ષથી એ જ રામનામનો જપ કરતો ચાલ્યો જાઉં છું.

## વિચારનો પ્રચાર આકાશ મારફત થાય છે

મને શ્રદ્ધા હતી કે વિચાર–બીજ વવાઈ રહ્યું છે અને એનું મજબૂત વૃક્ષ થવાનું છે. હું એ જોઈ રહ્યો હતો. મારી તમને પણ પ્રાર્થના છે કે તમારી વિચાર પરની શ્રદ્ધા ક્યારેય ઢીલી પડવા ના દેશો. એ હંમેશાં મજબૂત રહેવી જોઇએ. સદ્‌વિચાર પર બુદ્ધિ સ્થિર રાખવી એનું નામ 'શ્રદ્ધા.' એ શ્રદ્ધા જ મનુષ્યને બળ આપે છે, મનુષ્યના જીવનને ઘડે છે અને અનેક પ્રકારે પ્રેરણા આપે છે. કોઈ એક એકલા માણસના મનમાં જે સદ્‌વિચાર ઊગ્યો તે આખા વિશ્વમાં શી રીતે ફેલાશે એ લોકો જાણતા નથી. પણ જે લોક વિચાર કરે છે તેમને તો ખબર હોય છે કે વિચાર–પ્રચાર માટે આખું આકાશ ખુલ્લું પડયું છે. વિચારનો પ્રચાર એકલા રેડિયોથી નથી થતો. રેડિયોથી પણ વધારે શક્તિશાળી સાધન છે આકાશ. આકાશમાં જેમ પવનના પ્રવાહો ચાલે છે તેમ વિચાર પણ ચાલે છે. એને કોઈ રોકી શકતું નથી. એ વિચારો મનુષ્યના હૃદયમાં સોંસરવા પ્રવેશે છે. દુનિયાના કોઈ પણ ખૂણે, જંગલમાં કે કોઈ એકાન્ત ગુફામાં એક સદ્‌વિચાર પેદા થયો એટલે એણે દુનિયામાં ફેલાવા માટે બહાર પડવું જ પડે છે. પછી ભલે એને ફેલાતાં વાર લાગે. આકાશમાં આપણે અનંત તારાઓ જોઇએ છીએ. એમના પ્રકાશને અહીં પહોંચતાં વર્ષો લાગી જાય છે. ધ્રુવને આપણે આજે જોયો, એટલે કે આજથી ત્રીસ વર્ષ પર જે ધ્રુવ હતો તે આપણે આજે જોઇ રહ્યા છીએ. ત્રીસ વર્ષ પર ત્યાંથી જે પ્રકાશ નીકળ્યો હતો તે મને આજે દેખાય છે. વિચાર–પ્રચારની વાત પણ એવી જ છે

## અંધકારનું પ્રકાશ પર આક્રમણ ન થઈ શકે

પ્રકાશના પ્રચારની જેમ જ વિચારનો પ્રચાર પણ આકાશ મારફતે જ થાય છે. એમ બને કે પ્રકાશના પ્રચારને કદાચ આકાશ રોકી શકે પણ વિચારના પ્રચારને તો એ પણ ન રોકી શકે. તેથી વિચાર પર મારી શ્રદ્ધા છે અને હું નિર્ભયપણે કામ કરું છું. દુનિયામાં હું અનેક પ્રવાહ જોઉં છું. હમણાં ગયા શહેરમાં પહોંચ્યો ત્યારે મારી હાલત તો કોઇ રાની પશુને રાજમહેલમાં લઈ જાય ને એની થાય તેવી થઇ. એને રાજમહેલ સમસામ લાગે

છે કારણ કે જંગલની મઝા કંઇ ઓર જ હોય છે. શહેરમાં મારી હાલત પણ એવી જ થાય છે. જ્યાં જુઓ ત્યાં ધમાલ જ ધમાલ! જ્યાં જુઓ ત્યાં હો હો! જ્યાં જુઓ ત્યાં રેડિયોની રાડો! આખો માયાબજાર મંડાણો છે ને લોકો છેતરાઇ રહ્યાં છે. કોઇ સ્થિર નથી. ઊઠયા બરોબર કંઇ ને કંઇ કરવા જ માંડે છે. આવો પથારો, આવો વિસ્તાર જોઉં છું ત્યારે જંગલી જાનવર જેવી મારી દશા થાય છે પણ મને તેથી કદી પણ એમ નથી થતું કે આ મારા પર ચડી બેસશે. કારણ કે એ તો અજ્ઞાન છે. અજ્ઞાનનું મારા પર શું આક્રમણ થવાનું હતું? આ સીનેમા મને રાત જાગવા પ્રેરી થોડો જ શકવાનો છે? આ સીગરેટ બળજબરીથી થોડી જ મારા મોંમાં પેસી શકે તેમ છે? એ સીનેમા ને સીગરેટ થોડાં જ મારા પર ચઢી બેસે તેમ છે? આ બધું અજ્ઞાન છે. દીવા સામે અંધારું ટકી ન શકે. દીવાને કહેશે કે અરે, ત્યાં તો ગાઢ અંધકાર છે, ત્યાં તારું શું થશે! તો દીવો કહેશે કે જેટલો અંધકાર ગાઢો હશે તેટલું જ મને વધારે ફાવતું આવશે, કારણ કે હું એનો તીવ્ર ભેદ કરી શકું તેમ છું. તેથી ઘેરા અંધકાર હોય એ મારે માટે તો ખુશ થવા જેવું છે. ઊલટું એવો ગાઢ અંધકાર ન હોય તો જ મુશીબત છે. તેવી જ રીતે હું જ્યારે આ બધી માયાજાળ જોઉં છું તો મને આખી સૃષ્ટિનું મિથ્યાત્વ ભાસે છે. એ ટકનારું નથી, આ તો સ્વપ્ન-નગરી છે. સ્વપ્ન ઊડી ગયું કે સ્વપ્નનગરી ખતમ, તેમ વિચાર બદલાયો કે આ બધું ખતમ થવાનું છે.

## શહેરોનું ભવિષ્ય

ભગવાને ઇંદ્રનું નામ 'પુરંદર' એટલે શહેરો ભાંગનાર એવું રાખ્યું છે. એ શબ્દ ફળીને રહેશે. આ બધાં મુંબઈ, કલકત્તા, તાતાનગર વગેરે મોટાં મોટાં શહેરો દેખાય છે, લોકો કહે છે કે એ વધી રહ્યાં છે. હું વિચારું છું કે વધવા દો, મૃગજળને વધવા દો! પણ જ્યારે વિચાર સમજાશે ત્યારે લોક આ બધું જ ભાંગીને ભુક્કો બોલાવવાના છે. જ્યાં ખ્યાલ આવશે કે રાતે સીનેમા ન જોવાય, એને બદલે રાતે નક્ષત્રો જોવાં જોઈએ, એનાથી ઠંડક મળે છે અને અનંત જ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યારે સીનેમા

પડી જવાના. મનુષ્ય સૃષ્ટિને આકાર આપી શકે, પણ સૃષ્ટિ મનુષ્યને આકાર ન આપી શકે. એકે કહ્યું કે તમને તરસ લાગી છે તો પાણી તો પીવું જ પડશે. તે તમારું જીવન પાણી પર નિર્ભર નથી શું ? મેં કહ્યું મારે પાણી પીવું હશે ત્યારે પીશ, પણ પાણી પોતે થઈને મારા ગળામાં નહીં પેસી જઈ શકે. પાણી અન્ન વગેરે જડ સૃષ્ટિ છે; જ્યારે હું તો ચેતન છું.

## વિચાર-ધારા સતત વહેતી રહે

તેથી હું આપણા કાર્યકરોને સમજાવું છું કે વિચાર પર શ્રદ્ધા રાખો. આપણા કામમાં સાતત્યની ખામી છે. તેથી માણસ આળસે છે ને થોડુંક કામ કરીને પાછો ચૂપ બેસે છે. સાચી શ્રદ્ધાપૂર્વક નિરંતર પ્રચાર કરતાં રહેવું જોઈએ, પણ આપણે એમ નથી કરતા. નદી સતત વહેતી રહે છે, એ કદી થાકતી નથી, તેવી જ રીતે આપણો પ્રચાર સતત ચાલતો રહેવો જોઈએ. આપણો સદ્‌વિચાર હશે તો દુનિયા આખીને સ્વીકાર્યે જ છૂટકો છે. પહેલાં લોકો મને પૂછતાં કે તમારું કામ તો સારું, પણ પૂરું થતાં કેટલો કાળ લાગશે? એ લોકો વિનોદમાં પૂછતા એટલે હું પણ વિનોદમાં લેખાં લેખીને જવાબ આપતો કે પાંચસો વર્ષ. આપણે દરવર્ષે જમીન મેળવતાં, પહેલાં વર્ષના હિસાબે ગણીએ તો પાંચસો વર્ષ લાગે તેમ હતું. પણ મેં કામ ચાલુ રાખ્યું. મારા મનમાં એ વિચાર સુદ્ધાં ન આવ્યો કે પાંચસો વર્ષ સુધી હું શી રીતે જીવવાનો હતો ? હવે કોઈ પૂછે છે તો કહું છું દસ વર્ષ થશે. કારણ કે હવે ગ્રપ દસગણી થઈ ગઈ છે. પણ મારી શ્રદ્ધા છે કે આપણે સદ્‌વિચારનો સતત પ્રચાર કરતાં રહીએ, તો એવું કંઈ નથી કે વળી પરાર કામની ગતિ વધીને દસગણી ન થાય.

## મંગળની સામે અમંગળ ટકી શકતું નથી

આ વિચારનો મહિમા છે. 'नहि ज्ञानेन सदृशम्, पवित्रम् इह विद्यते।' જ્ઞાન સમાન પવિત્ર વસ્તુ એકે નથી. એની સામે કોઈ અમંગળ વિચાર ટકી શકતો નથી. હું જમીનનો માલિક છું એ અમંગળ વિચાર છે, હું જમીનનો સેવક છું એ એક મંગળ વિચાર-સદ્‌વિચાર છે. દુનિયાએ એ સ્વીકારવો જ પડશે એમાં મને જરાય સંદેહ નથી. તેથી હું આપણા કાર્યકરોને કહું છું

કે સતત કામ કરો. આપણું શરીર કેટલું ગંદુ છે! આપણે અમૃત જેવું અન્ન ખાઈએ છીએ, તો પણ એનાં મળ–મૂત્ર બને છે. છતાં આપણે એને દરરોજ સાફ કરીએ છીએ કારણ કે આપણે સ્વચ્છતાનું વ્રત લીધું છે. આપણે ધોતાં હારવાના નથી. શરીરને આપણે કહીશું કે તું ગંદુ થતાં થાકશે પણ હું ધોતાં નહીં થાકું. એટલે કે આ ગંદુ શરીર પણ પવિત્ર બની શકે છે અને એવા ગંદા શરીર પાસે આપણે સારાં કામ લઈ શકીએ છીએ. તેથી મારે કાર્યકરોને સદ્વિચારમાં દઢ બનાવવા છે, મજબૂત બનાવવા છે.

### જ્યારે બહેરો પણ આપણી વાતો સાંભળશે

તમે નિરાશ ન થશો. એમ ન ધારશો કે દુનિયામાં આપણી વિરુદ્ધ તાકાતો ખડી છે. ઊલટું એમ માનજો કે એ તાકાતો બધી ખખડી ગયેલી છે, મરી પરવારેલી છે. એ અસદ્વિચાર છે. અસત્કલ્પના બજારમાં હોય, એના ભાવ ગમે એટલા ઊંચા હોય, એનો ગમે તેટલો પ્રચાર થતો હોય તો પણ એ મરી ચૂકેલી છે. એ ખોટી છે એની ખાતરી સૌને થવાની છે અને તેથી એ આંખના પલકારામાં નાશ પામવાની છે. એનો નાશ કરતાં આપણને મહેનત પડવાની નથી. કાર્યકરો કહે છે લોક ખુલ્લા દિલે દાન નથી દેતા, ત્યારે હું કહું છું કે એ આજ નથી આપતા એનું કારણ એ છે કે એ કાલ આપવાના છે. આ સદ્વિચાર છે, અને મનુષ્ય વિચાર કરનારું પ્રાણી છે. મનુષ્યનો અર્થ જ વિચાર કરનારો. 'મન્' ધાતુ પરથી એ શબ્દ બન્યો છે. તેથી ૭ માસ પર જેટલા ઉત્સાહથી હું વિચારનો પ્રચાર કરતો હતો તેટલા જ ઉત્સાહથી આજે પણ કરું છું, અને ભગવાનની મરજી હશે તો ભૂમિનો સવાલ નહીં ઊકલે અને હિંદુસ્તાન આ વિચારનો સ્વીકાર નહીં કરે ત્યાં સુધી હું પ્રચાર કરતો રહીશ. જે ફળની વાસના નથી રાખતો તેને બી ઉપર શ્રદ્ધા છે, ફળ પર નથી. એ જાણે છે કે બી છે તો ફળ છે જ. તેથી હું શ્રદ્ધાથી, સાતત્યથી સમાજના કાનમાં આ વિચાર રેડતો જ ચાલ્યો જઈશ; અને એક દિવસ એવો આવશે જ્યારે બહેરો પણ મારો વિચાર સાંભળશે

ગયા, ૩–૫–૧૯૫૩

## ક્રાંતિ વિચારથી જ થાય છે

(તરુણ કાર્યકરો સાથેની વાતચીત)

પ્રશ્ન : શું ભૂદાન કાર્ય માટે અમે કૉલેજ છોડીએ?

ઉત્તર : મેં તો કહ્યું કે ભૂદાનયજ્ઞમાં કામ ન કરવું હોય તો પણ કૉલેજ છોડી દો. હું તો સોળની સાલમાં કૉલેજ છોડીને નીકળ્યો હતો. છતાં જેને મોહ થાય તે એક વર્ષ પછી ફરી જઈ શકે છે. અને આ કામ કરતાં કરતાં એક વર્ષમાં એનો મોહ છૂટી ગયો તો સારું છે. જે વિદ્યાર્થીને એક વર્ષ બાદ જૂનું શિક્ષણ નથી ખપતું તેવા માટે શિક્ષણની યોજના સર્વસેવાસંઘ મારફતે થઈ શકે. એમને માટે નઈ તાલીમની કોઈ વ્યવસ્થા થઈ શકે. દરેક પ્રાંતમાં આવી એક-બે એક-બે સંસ્થાઓ ખોલી શકાય. જે વિદ્યાર્થીઓ કામ કરવા આવશે તેમના પ્રકાર હશે : (૧) કેટલાક એવા હશે જે કેવળ રજાઓમાં કામ કરશે, (૨) કેટલાક એવા હશે જે એક વર્ષ માટે કૉલેજ છોડીને કામ કરવા આવશે, અને (૩) કેટલાક એવા હશે જે કૉલેજ સમૂળગી છોડીને કામ કરવા આવશે

તિલક મહારાજ કૉલેજમાં હતા ત્યારે શરીરે બહુ નબળા હતા. એટલે એમણે એક વર્ષ કૉલેજ છોડી વ્યાયામ કર્યો, અને આમ ચાર વર્ષનો કોર્સ પાંચ વર્ષે પૂરો કર્યો. એમણે કહ્યું કે 'એથી મેં કશું નહોતું ખોયું. એના જ આધારે હું જીવનની તકલીફો પાર કરી શક્યો!' અને એમને પુષ્કળ દુઃખો વેઠવાં પડયાં હતાં એ તો બધા જ જાણે છે.

### તેલંગણામાં કૉમ્યુનિસ્ટોની જીત

પ્રશ્ન : લોક કહે છે કે ભૂદાનયજ્ઞથી સામ્યવાદને ભારતમાં ફેલાતો રોકી શકાય છે. તે શું તેલંગણામાં હવે સામ્યવાદી પક્ષનું એટલું જોર નથી રહ્યું?

ઉત્તર : તેલંગણામાં ભૂદાનયજ્ઞનું કંઈ ખાસ કામ થયું જ નથી. મેં જે કંઈ કર્યું ત્યારબાદ ત્યાં કશું થયું જ નથી જે લોકોએ મારી સાથે થોડુંઘણું કામ કર્યું હતું તે લોકો ચૂંટણીમાં ઊભા ન રહ્યા. ચૂંટણીમાં કૉંગ્રેસી ઊભા રહ્યા, અને એ જ વખતે સામ્યવાદીઓએ પોતાની નીતિ

બદલી એટલે એમને જેલમાંથી છૂટા કર્યા. એ લોકો જેલમાં બબ્બે ત્રણત્રણ વર્ષ જેલ ભોગવાને 'નાયક' બનીને આવ્યા હતા એટલે એ લોકો જીત્યા. કોમ્રેસવાળા કશું કામ કર્યા વગર કેવળ મારા પુણ્યના જોર પર તો જીતી ના શકે.

મારું કામ સામ્યવાદને રોકવાનું નથી. આ એક સ્વતંત્ર વિચાર છે. આ ભાવાત્મક (પોઝિટિવ) વિચાર છે, અભાવાત્મક (નેગેટિવ) નથી. હિંદુસ્તાનમાં ગરીબી છે. એ સારી પદ્ધતિથી દૂર થઈ શકતી હોય તો કોઈ ખરાબ પદ્ધતિનો ઉપયોગ નહીં કરે. કોઈને તરસ લાગી હોય, એને પીવા ચોક્ખું પાણી મળી જાય તો એ ગંદું પાણી શા માટે પીશે? પણ સ્વચ્છ પાણી ન મળે તો એ ગંદુ પાણી પીશે ખરો. હિંદુસ્તાનમાં ગરીબીનો સવાલ સારી પદ્ધતિથી ઊકલી શકશે તો ખરાબ પદ્ધતિ નહીં આવે. તેલંગણામાં બે મહિનામાં મેં બાર હજાર એકર જમીન ભેગી કરી હતી. ત્યાર પછી ત્યાંના લોકોએ કશું જ કર્યું નહીં. એ બાર હજાર તો પાશેરામાં પહેલી પૂણી હતી. ત્યાં આ કામ જોરથી ચાલે તો લોકોની શ્રદ્ધા આના પર બેસશે.

## ભારતીય સામ્યવાદી

પ્રશ્ન : ભારતીય સામ્યવાદીઓને તમે કેવા સમજો છો?

ઉત્તર : ભારતીય સામ્યવાદી એટલે શું? હિંદુસ્તાનમાં મને તો સામ્યવાદનું કશું કામ જ નથી દેખાતું. અહીંના સામ્યવાદીઓએ જે કંઈ થોડુંઘણું કામ કર્યું છે તે તેલંગણામાં કર્યું છે. ત્યાં લાગલગાટ બે ત્રણ વર્ષ સુધી કતલ લૂંટફાટ અને ધાડ વગેરે ચાલતું રહ્યું પણ પરિણામે કિસાનોના હાથમાં તો કશું જ ન આવ્યું. તેથી હું તો માનું છું કે સામ્યવાદીઓ કશું જ રચનાત્મક કરતા નથી, કેવળ પ્રચાર કરે છે. પ્રચારનું કામ એ લોકો હોંશભેર કરે છે. અહીંના સામ્યવાદીઓ કેવળ જડવાદી

ભલા–બૂરા કશું કહેવાય તેમ નથી. જે સ્વતંત્ર બુદ્ધિથી કામ કરે તેને વિષે કંઈક અભિપ્રાય આપી શકાય. એટલે ભલા–બૂરા એવું કંઇ પણ કહેવું હોય તો એમના માર્ગદર્શકોને કહેવું જોઇએ.

સામ્યવાદનો એક ગ્રંથ છે. આર્યસમાજવાદીઓની જેમ સામ્યવાદીઓ પણ ગ્રંથને પ્રમાણ માને છે અને પરિસ્થિતિ તથા બુદ્ધિ બન્નેને છોડી દે છે. ખરી રીતે પુસ્તક, પરિસ્થિતિ તથા બુદ્ધિ એ ત્રણેનો સમન્વય કરવો જોઇએ. પણ આ લોકો ગ્રંથને વેદ માને છે. આજે માર્ક્સ પોતે હિંદુસ્તાનની પરિસ્થિતિમાં હોત તો પોતાના વિચારમાં જરૂર ફેરફાર કરત. સામ્યવાદીઓને હું કહું છું કે તમે લોકો માર્ક્સવાદી છો જ્યારે ખુદ માર્ક્સ પણ માર્ક્સવાદી તો નહોતો, એ માર્ક્સ જ હતો. તેથી એ પલટી શકે તેમ હતો. સામ્યવાદી હિંદુસ્તાનના દસ હજાર વર્ષના વિચાર–પ્રવાહ વિષે કશું જ જ્ઞાન ધરાવતા નથી. એ વિચારમાં કંઇ ખામી હોય તો તે જાણવા માટે એનું જ્ઞાન હોવું જરૂરી છે. તેથી મને સામ્યવાદીઓમાં બે દોષ મુખ્ય જણાય છે: એક તો એ લોકો પુસ્તક–પૂજક છે, અને બીજું એ લોકો અહીંના વિચાર–પ્રવાહને જાણતા નથી.

## સંસ્થાની મર્યાદા

પ્રશ્ન : આટલો મોટો યજ્ઞ સંસ્થા વિના સારી રીતે ચાલી શકે ખરો ?

ઉત્તર : હું સંસ્થાની જરા પણ વિરુદ્ધ નથી. તમે સ્થાનિક સંસ્થાઓ રચી શકો. પણ જ્યાં અખિલ ભારતીય સંસ્થા રચવાની વાત આવે છે ત્યાં અનુશાસન આવે છે અને પછી મામલો ઓગસ (પોલંપોલ) થઇ જાય છે. મારે એમાંથી છૂટા રહેવું છે. વ્યાપક સંસ્થા જ્યારે નકામી બની જાય છે ત્યારે માત્ર એનું અભિમાન રહે છે અને કામ કશું બનતું નથી. એનો પછી સિક્કો છપાઇ જાય છે, અમે કોંગ્રેસી, અમે સોશ્યાલિસ્ટ વગેરે. દરેક પોતપોતાનો આગવો પંથ રચે છે, એટલે કે દુનિયાથી જુદા પડે છે. આખી દુનિયાને પોતાનું સ્વરૂપ આપવાને બદલે દુનિયાથી અળગા પડે છે. હું કોઇ એક સંસ્થા રચું તો આજે મને જે સહકાર મળી રહ્યો છે તે ન મળત.

## ચીનનો દાખલો

પ્રશ્ન : ચીનની હાલની સરકારે ત્રણ વર્ષમાં જ એટલી બધી પ્રગતિ કરી છે કે ત્યાં જે કોઈ પરદેશી જાય છે તે મોંમાં આંગળા નાખી જાય છે અને એનાં ગીત ગાવા માંડે છે. ભારત પોતાના નાગરિકોને સુખી બનાવવા માટે ચીનની પદ્ધતિ અપનાવે એવી અહીંની પરિસ્થિતિ નથી? ભૂદાનયજ્ઞ મારફતે એટલી થોડી મુદતમાં ચીન જેવી ઉન્નતિ થઈ શકે એમ છે?

ઉત્તર : ચીનનાં વખાણ ઘણા કરે છે. પણ ચીનમાં એક રાજ્યક્રાંતિ થઈ છે. એવી રાજ્યક્રાંતિ જ્યાં થાય છે ત્યાં બીજી પદ્ધતિઓ કામમાં લેવાય છે. એ માટે ચીનમાં ત્રીસ વર્ષ સુધી આંતર-યુદ્ધો થયાં. પણ એ તરફ કોઈ જોતું નથી અને રાજ્ય-ક્રાંતિ પછીનાં ત્રણ વર્ષ સામું જ જો જો કરે છે. રાજ્યક્રાંતિ પછી સરકારના હાથમાં જે શક્તિ આવે છે તેવી હિંદુસ્તાનમાં નથી. એવી દંડ-શક્તિ પણ નથી અને તમારું સૈન્ય પણ પૂરતું નથી, અને આજે જે સેના છે એને જ નભાવવામાં આવકના આઠ ટકા જેટલું ખર્ચ થઈ જાય છે. એટલે હજી લશ્કર વધારવું હશે તો લશ્કર તમામ આવક હોઇયાં કરી જશે. માટે ચીનનો દાખલો આપણા દેશને લાગુ પડે તેમ નથી. છતાં મને લાગે છે કે આજે આપણી સરકાર જે પ્રગતિ કરી રહી છે તેથી વધારે કરી શકે. પણ કોંગ્રેસ આજે રાજકર્તા જમાત બની ગઈ છે. એટલે એમાં મૂડીવાદીઓ પણ ઘૂસી ગયા છે. એમની વિરુદ્ધ કશું કરવાની દેન સરકારની નથી. અને મુખ્ય વાત તો એ છે કે હજી સુધી વિચારોની ચોખવટ જ થઈ નથી.

## રાષ્ટ્રીકરણનો પ્રશ્ન

પ્રશ્ન : ભારત સરકાર મોટાં મોટાં કારખાનાઓનું રાષ્ટ્રીકરણ કેમ નથી કરતી?

ઉત્તર : એક કારણ એ કે સરકાર પોતે એ વિચારને માનતી નથી. સરકાર પર મૂડીવાદની અસર છે. પછી રાષ્ટ્રીકરણ કરવાથી ઘણો લાભ થશે એમ પણ નથી. સરકાર પાસે આજે જે શક્તિ છે તેનો જ સરખો ઉપયોગ એ કરી શકતી નથી, તો વધારેની શક્તિ આપવાથી શું ફાયદો? દેશમાં જ્યાં

સુધી ચારિત્ર્યવાન લોકો પાકતા નથી ત્યાં સુધી કામો થતાં નથી. આજે લાંચ-રુશવત ચાલે છે. અધિકારીઓને વધારે કામો સોંપીશું તો એ ઓર પણ બગડવાનાં. તેથી જનતાની વિચાર-શુદ્ધિ અને ચારિત્ર્ય-શુદ્ધિ થવી જોઈએ, ત્યારે જ શીલ સુધરશે અને કામ થશે.

## વિચાર વડે મૂડીવાદનો અંત

પ્રશ્ન : મૂડીવાદનો અંત શી રીતે આવશે?

ઉત્તર : મૂડીવાદનો અંત નથી તો પ્રેમથી આવવાનો કે નથી તો સંઘર્ષથી આવવાનો. એનો અંત તો વિચારથી આવશે. સંઘર્ષમાં ઘર્ષણ થાય છે અને તેથી બન્ને પક્ષો ક્ષીણ થાય છે. અને પ્રેમ પણ કોઈ નવી વસ્તુ પેદા નથી કરતો. પ્રેમથી બહુ તો ઉત્સાહ પેદા થાય, પણ સમાજમાં ક્રાંતિ તો વિચારથી જ થાય છે. હું ભામ માગું છું, ભીખ નહીં. મારે લોકોને વિચાર સમજાવવો છે કે જમીન સૌની છે. વિચાર સ્વીકારીને તેની નિશાની રૂપે ભાગ માગીએ છીએ. છેવટ જતે જમીન તો સૌની થવાની છે. મને વિચારમાં જેટલી શ્રદ્ધા છે તેટલી કશામાં નથી. સંઘર્ષથી ક્રાંતિ નથી થતી, ક્ષય થાય છે. અને પ્રેમથી ક્રાંતિ નહીં પણ વૃદ્ધિ થાય છે. આમ છતાં સંઘર્ષનો જ પ્રસંગ આવીને ઊભો રહેશે તો વિચાર-પ્રચાર માટે સંઘર્ષ પણ કરીશું, એને ટાળીશું નહીં. સંઘર્ષ એ પણ યુક્તિ છે. એની જરૂર પડશે તો એ પણ કરીશું. પણ ક્રાંતિ કેવળ વિચાર-પ્રચારથી જ થાય છે માટે હું વિચાર-પ્રચાર જ કરું છું

## જૂની નેતાગીરી

પ્રશ્ન : આજના કામથી નવું નેતૃત્વ પ્રાપ્ત થતું નથી, ઊલટું જૂના નેતાઓને ફરીથી સંજીવન મળે છે.

ઉત્તર : જૂના નેતાઓને ફરીથી સંજીવન મળે તો તેથી શું બગડે છે? એમને વિચાર પસંદ પડે અને તેથી એમનામાં પરિવર્તન થઈ જાય, અને તેથી એમને નેતૃત્વ મળે તો એમાં શું ખોટું છે? અને ઢોંગ જ કરતા હશે તો આ કામમાં એમની કસોટી થઈ જશે. સંસ્કૃતમાં એક શ્લોક છે : ' बसंतसमये प्राप्ते काकः काकः पिकः पिकः। ' કાગડો ને કોયલ બન્ને કાળાં છે, પણ વસંત ઋતુ આવે એટલે બન્નેના જાત પરખાઈ જાય છે. તેવી જ રીતે

આમાં નકલી લોકો હશે તે ઉઘાડા પડશે. પણ નવું નેતૃત્વ આ કામમાં આગળ નહીં આવે તો કયા કામમાં આવશે? આ એક એવું આંદોલન છે જેમાં આખા સમાજને ત્યાગની પ્રેરણા છે. આમાં નવા નવા લોકો આવી રહ્યા છે અને નવું નેતૃત્વ ઊભું થઈ રહ્યું છે.

## બૂરાઓનો સંગાથ શા માટે?

પ્રશ્ન : તમે કહો છો કે સાધન સારાં હોવાં જોઈએ એવો તમારો આગ્રહ છે. તો પછી ભૂદાનયજ્ઞના કામમાં બૂરાં માણસો શા સારુ કામમાં લો છો?

ઉત્તર : જેને બૂરા ગણીએ છીએ તે સદાને માટે બૂરા હોય છે એમ નથી. જૂની માન્યતા હતી કે બ્રાહ્મણને ઘેર અવતરે તે બ્રાહ્મણ જ રહે. પ્રશ્ન કરનાર પણ આવી જ રીતે વિચારે છે. પણ, માણસ પણ સતત બદલાતો રહે છે. તેથી હું મનુષ્યને સારો યા ખોટો નથી માનતો. સાધન કેવું છે તે હું ચકાસવા બેસતો નથી. બૂરો માણસ આવશે તો ધમકાવીને જમીન માંગશે અને તેથી એને જમીન નહીં મળે. એ ધમકાવવા માંડશે તો લોક એને કહેશે કે વિનોબા તો આમ નથી કરતા. આવા જવાબથી ધમકાવનારો છોભીલો પડશે. આમાં તો ફાવે તે લોભ કે ધમકી આપી શકાય એવું જે માનતો હશે, તેને જનતા સાફ સંભળાવી દેશે કે 'આ ટોળામાં તું શોભતો નથી!' આમ આ કામમાં હરપળે ભલા બૂરાની ચકાસણી થાય છે.

ગયા, ૪-૫-૧૯૫૩.

## 'ધન ધરતી વહેંચીને રહેશે' : ૨૯ :

મારે આખા સમાજમાં પરિવર્તન લાવવું છે. આજકાલ સૂત્રો પોકારાય છે : "ભૂખી જનતા અબ ન સહેગી, ધન ઔર ધરતી બંટકે રહેગી" હું ઇચ્છું છું કે ગરીબો હવે જાગી ઊઠે, અન્યાય સહન ન કરે અને પોતાના હકની માગણી કરે. હું માનું છું કે જમીન પર સૌનો અધિકાર છે. હું ઇચ્છું છું કે ગરીબો પોતાનો ધર્મ સમજીને હકને વળગી રહે. કેવટ જાતે એ લોકો એમ કહી શકે કે અમે શ્રીમંતોની જમીન નહીં ખેડીએ. આમ એક

બાજુથી હું ગરીબોને તૈયાર કરી રહ્યો છું. બીજી બાજુથી સરકાર ગરીબોના હિત્તનું રક્ષણ કરે એ માટે એને તૈયાર કરી રહ્યો છું. ત્રીજી બાજુથી હું શ્રીમંતોના હૃદયમાં સૂતેલા ભગવાનને જગાડી રહ્યો છું.

હું તો ઇચ્છું કે શ્રીમંત લોકો હવે બોલી ઊઠે, "સુખી જનતા અબ ન સહેગી, ધન ઔર ધરતી બાંટકે રહેગી." આજુબાજુના લોકો દુઃખી હોય, ગરીબ હોય ત્યારે આપણે મેવા મીઠાઇ આરોગીએ એ શોભતું નથી. એવું ખોટું, પાપી સુખ અમે ઘડીભર પણ સાંખી નહીં લઈએ. અમે અમારી ભૂમિ અને સંપત્તિ ગરીબોમાં વહેંચી દઈશું. મારે શ્રીમંતોમાં આ જાતની જાગૃતિ આણવી છે. આવી જાતનું ત્રણ પાંખાળું કામ હું કરી રહ્યો છું. ગરીબો જાગી જશે ત્યારે એ લોકો પોતાના દુર્ગુણો છોડી દેશે, સરકાર ગરીબોને અનુકૂળ થઈ જશે, અને મોટા ભાગના શ્રીમંતો પણ જાગી જશે ત્યારે સમાજમાં પરિવર્તન આવશે. અહિંસક ક્રાંતિની આ જ પ્રક્રિયા છે.

ભલુહાર (ગયા), ૭–૫–૧૯૫૭.

## અહિંસા સીધી રેખા છે : ૩૦ :

એક સજ્જને અહિંસા વિષે થોડું વિવેચન કર્યું છે. અહિંસામાં માનનારા કેટલાક હોય છે. ઘણાખરા અહિંસાને માનતા પણ નથી. અહિંસામાં નથી માનતા તે કહે છે કે એનાથી વ્યક્તિગત સવાલ ઊકલી શકે, પણ સમાજમાં જ્યાં સુધી દુર્જનતા મોજૂદ છે ત્યાં સુધી સમાજના સવાલો એનાથી ઊકલી ન શકે. એવા માણસોની વાત હું જવા દઉંછું. હિંસાથી કોઈ સવાલ ઊકલે છે એ હજી સિદ્ધ નથી થયું, છતાં સામૂહિક અહિંસાની શક્તિ સિદ્ધ કરવાની વાત છે. અહિંસાના અમુક પ્રયોગ થયા છે, પણ આજકાલ સમાજ જેટલો વ્યાપક બની ગયો છે તેટલા વ્યાપક પ્રયોગો હજી નથી થયા. તેથી, અહિંસામાં શ્રદ્ધા ન હોય તેવાઓ સાથે ખાસ ચર્ચા કરવાની જરૂરત મને લાગતી નથી. પણ જેમને એમાં શ્રદ્ધા છે તેમને લાગે છે કે અહિંસાથી કામ તો સધાશે અને થશે તે પાકું થશે, પણ એમાં થોડો વખત લાગશે.

પેલા ભાઈએ લખ્યું છે કે અહિંસાથી કામ તો થશે પણ વહેલું પણ થશે. એમણે એ લેખ વિષે મારો અભિપ્રાય માંગ્યો હતો. મેં એમને આજે લખ્યું તેમાં લખ્યું છે કે 'એ વાત બરાબર છે.' યુક્લિડે શીખવ્યું છે કે બે બિંદુઓ વચ્ચેનું ટૂંકામાં ટૂંકું અંતર સીધી રેખા છે. તેથી અહિંસા વહેલું ફળ લાવનાર નીવડશે એવી જ અપેક્ષા હોવી જોઈએ.

## અહિંસા શીઘ્ર-પરિણામકારી ક્યારે?

અહિંસામાં જે મુખ્ય બાબત છે તે એ કે આપણને એની પ્રાપ્તિ કેટલી હદ સુધીની થઈ છે. અહિંસાની પ્રાપ્તિ થાય તો પરિણામ વહેલું આવે એમાં કશો શક નથી. જે સમય જાય છે તે અહિંસાને આપણા હૃદયમાં સ્થિર કરવામાં જાય છે. એ માટેનો એટલો સમય આપવા તૈયાર હોઈએ તો પરિણામ તો વહેલું જ આવે છે. આપણે આ એક વિચારવા જેવી વાત છે. અમુક શસ્ત્રથી પરિણામ મોડું આવે યા વહેલું એની ચર્ચા આપણે માંડીએ છીએ, પણ એ શસ્ત્ર આપણી પાસે છે કે નહીં એ તો વિચારતા જ નથી. એ હથિયાર ઉપાડવા સારુ જે તપ અને ચિત્ત-શુદ્ધિ જોઈએ તે આપણે ક્યાં કર્યાં છે? પૂરતી ચિત્ત-શુદ્ધિ જોગી તપસ્યા ન કરીએ તો અહિંસાનો ઉદય નહીં થાય. સૂર્યોદય પછી અંધારું જતાં વાર નથી લાગતી. પણ એના ઉદયમાં વખત નીકળે ખરો. તેવી જ રીતે થોડાક લોકોના દિલમાં પણ અહિંસાનો વાસ્તવિક ઉદય થાય તો એ સમાજમાં ફેલાશે. વિચાર અને કલ્પનામાં તો એટલે સુધીની માન્યતા છે કે એક જ માણસ પરિપૂર્ણ શુદ્ધ થઈ જાય, એને અહિંસાનો સાક્ષાત્કાર થયો હોય તો એ એકલો હાથે આખા સમાજ પર અસર પાડી શકે. બાપુ ઘણીવાર આ કહેતા. માટે અહિંસાથી વહેલું પરિણામ આવવા વિષે તો કોઈ શંકા નથી. પણ, અહિંસા માટે જરૂરી એવું અંતર-શોધન, તપસ્યા અને શુદ્ધિ આપણે કેટલાં કરીએ છીએ તે જોવાનું છે. એ થઈ જાય તો અહિંસાથી ઝટ પરિણામ આવી શકે છે.

## અહિંસા આત્માની શક્તિ

અહિંસા આત્માની શક્તિ છે. આત્મા મરતો નથી એ જ એની શક્તિ છે. હિંસા દેહની શક્તિ છે. દેહનો નાશ થઈ શકે છે. અને આત્માની શક્તિ

દેહની શક્તિથી ચડિયાતી છે એ તો સૌએ સ્વીકારેલી વાત છે. પણ આપણે દેહ–બુદ્ધિમાં ફસાયેલા રહીએ છીએ. કોઇને જોઈએ છીએ તેને દેહ જ માનીએ છીએ. આ દેહનું ઉપરનું ખોળિયું છોડીને માંહ્યલી જે વસ્તુ છે તેને જોઈ શકીએ તો આપણી બોલવા, ચાલવા અને વિચારવાની રીત, બધો વહેવાર બદલાઇ જશે. દુનિયાનો કોઈ અનેરો જ રંગ દેખાશે. અને આવું થશે તો આવા બદલાયેલા માણસના સંગમાં જે આવશે તેના પર એનો રંગ ચડશે. અને એને કોઇનોય રંગ નહીં અડે: આ વાત સમજાઇ જાય, અને આપણને અહિંસામાં શ્રદ્ધા હોય, આપણે એનો સામૂહિક પ્રયોગ કરવો હોય તો પછી આપણી ચિંતા એ વાતની હશે કે આપણા અંગત જીવનમાં આપણે અહિંસા કેવી રીતે લાવી શકીએ. એની ઉપાસના આપણે ક્યાં સુધી અને કેટલી એકાગ્રતાથી કરીએ છીએ એ જ સવાલ છે.

## પોતાના જીવનનું શોધન એ જ મૂળ વસ્તુ

હમણાં ભૂદાન-આંદોલન ચાલી રહ્યું છે. સમાજને ખપ પડશે ત્યારે એવા જ બીજાં આંદોલનો પણ ચાલશે. પણ એ આંદોલનમાં પાયાની જે શ્રદ્ધા છે તે હૃદય–પરિવર્તન વિષેની છે. એ પાકી ક્યારે થાય? જ્યારે આપણું ખુદનું જીવન ફેરવાય ત્યારે. મોટે ભાગે તો આપણે એવું જ માનતા હોઇએ છીએ કે મારું હૃદય તો જોઇએ તેવું છે જ, પણ બીજાના હૃદય–પરિવર્તનની વાત આવશે ત્યારે આપણને એમાં ઢોંગ લાગશે અથવા તો અસંભવ લાગશે. પણ એ ખ્યાલમાં રાખો કે હૃદય–પરિવર્તન બાબત શંકા પડી એટલે અહિંસાની મૂળ શક્તિ પર ઘા પડ્યો જાણવો. હૃદય–પરિવર્તન માટે પરિસ્થિતિમાં પરિવર્તન હોવું એ તો એનું એક અંગ માત્ર છે અને હૃદય–પરિવર્તનથી જુદું પાડવું એ ભૂલ છે. આપણે કોઇ એક વસ્તુની આસક્તિ છોડવી હોય તો એને માટે બહારનું વાતાવરણ પણ અનુકૂળ કરી લઈએ છીએ. એકાગ્રતા સાધવી હોય તો એને અનુકૂળ એકાંત શોધીએ છીએ. પણ, એકાંત વિના એકાગ્રતા સધાતી નથી અને બાહ્ય–પરિવર્તન વિના હૃદય–પરિવર્તન સધાતું નથી એ માન્યતા એકાંગી છે. હૃદય–પરિવર્તન માટે સમાજ અને પરિસ્થિતિમાં પરિવર્તન લાવવું જરૂરી છે એમ કહેવું ઠીક છે,

પણ જે વસ્તુ સાધવાની છે તે તો હૃદય-પરિવર્તનથી જ સધાશે. એકાગ્રતાથી જ ધ્યાન ધરાય છે. એકાંતમાં પણ એ બની શકે છે. પણ, એકાંતમાં પણ ચિત્ત આમતેમ ભટકી શકે. એટલે એકાંત એ બાહ્ય સાધન છે જ્યારે એકાગ્રતા એ મુખ્ય વસ્તુ છે. તેવી જ રીતે અહિંસા-શક્તિ માટે હૃદય-પરિવર્તન એ મુખ્ય વસ્તુ છે. એને માટે બાહ્ય-પરિવર્તન જરૂરી લાગે છે તો તે કરી લઈએ.

પણ અહિંસા તો હૃદય-પરિવર્તન મારફતે જ કામ કરે છે, બાહ્ય-પરિવર્તન મારફતે નથી કરતી. આપણે બાહ્ય-પરિવર્તન, કરી પણ લઈએ છીએ; લોકો પાસે દાન-પત્રો ભરાવીએ છીએ, છઠ્ઠો ભાગ માગીએ છીએ આ બધું બાહ્ય-પરિવર્તન જ છે. પણ એનાથી જો અંદરનું હૃદય-પરિવર્તન ન સધાય તો કામ સફળ થયું એમ ન ગણાય. પછી તો છઠ્ઠો ભાગ એટલે એક જાતનો વેરો થયો. એમ તો સરકાર પણ કાયદો કરીને છઠ્ઠો ભાગ લઈ શકે, પણ તેથી અહિંસાની શક્તિ નહીં પ્રગટે અને અહિંસા-શક્તિ નહીં પ્રગટે તો સમાજની પ્રગતિ નહીં થાય. જમીનની વહેંચણી આજના કરતાં ધારો કે સુધરે, પણ તેથી સમાજ નહીં સુધરે. આ બધું વિચારતાં એમ લાગે છે કે પોતાના જીવનનું શોધન કરવું એ જ મુખ્ય વસ્તુ છે.

આરોમાર, ૮-૬-૧૯૫૪

## સર્વોદયનો રાજનૈતિક વિચાર : ૩૧ :

આજે હું તમારી સામે રાજનીતિનો વિચાર મૂકીશ. આજકાલ રાજનીતિ એ જીવનથી બિલકુલ અળગો એવો વિષય નથી રહ્યો. જૂના જમાનામાં રાજાઓની સત્તા ચાલતી, પણ એ બહુ થોડી હતી. જુલમી બાદશાહો જનતાને થોડું ઘણું પીડતા. પણ આમજનતા પર એની ઝાઝી અસર નહોતી પડતી એનું કારણ એ કે સરકાર ચૂંટાયેલી નહોતી અને આજનાં જેવાં વાહન વહેવારનાં સાધનો નહોતાં. એ જમાનામાં આખા દેશમાં બાદશાહનો કોઈ એક સંદેશો પહોંચાડવો હોય તો મહિનાઓ નીકળી જતા. અને તેમાંય રાજાનો હુકમ પાળવો કે ન પાળવો એનો આધાર પાકો સરદારો

પર રહેતો. નિઝામ જેવો ખાઇબદેલો સરદાર તો હુકમ માનતો જ નહીં. આમ એ જમાનાની સ્થિતિ જ જુદી હતી. એ વખતની સરકારની સત્તા બહુ મર્યાદિત હતી. એ સરકાર પ્રજા-જીવન પર બહુ નિયંત્રણો મૂકી શકતી નહોતી. પરદેશથી આક્રમણ સામે બચાવ માટે થોડું લશ્કર લાવવું અને એ લશ્કર માટે એ ચાર સડકો બાંધવી એવાં મર્યાદિત કામો એ કરતી. લોકહિતકારી રાજા પાકતો તો લોકોના ભલામાં કંઇક કરતો. પણ એ તો એનો વ્યક્તિગત ઉપકાર થતો. એ લોકોના જીવનનું નિયંત્રણ નહોતો કરી શકતો.

અંગ્રેજો અહીં આવ્યા ત્યાં સુધીમાં હિંદુસ્તાનમાં કેટલાયે રાજા થઈ ચૂક્યા હતા. પણ રાષ્ટ્રીય કરજ જેવી કોઇ વસ્તુ નહોતી. માધવરાવ પેશ્વાને મરતી વખતે ચિંતા એ હતી કે એને માથે નવ દસ કરોડનું કરજ હતું. એ કરજ એણે કર્યું હતું તો રાજને ખાતર, પણ એ એનું વ્યક્તિગત કરજ મનાયું હતું. છેવટે નાના ફડનવીસ થોડા શાહુકાર લઇ આવ્યા અને એમની પાસે વચન અપાવ્યું કે એ કરજ અમે ફેડીશું. પણ આજે તો કેટલાયે આખા દેશના દેશ કરજદાર છે. હિંદુસ્તાનને માથે પણ દેવું છે. અંગ્રેજોએ અહીં જે યુદ્ધો કર્યાં તેનું દેવું પણ આપણે માથે છે. આજે તો અમે તે સરકાર હોય, ભલે માથે ઠોકી બેસાડેલી પણ હોય તોયે એ દેશની સરકાર છે. પહેલાં રાજ્ય એ વ્યક્તિગત મિલ્કત હતી. એક રાજા બધાંના જીવનનું નિયંત્રણ કરી શકતો નહોતો.

પણ આજની રાજનીતિ ખૂબ વ્યાપક થઈ ગઈ છે. આખા જીવન પર એનું નિયંત્રણ ચાલે છે. આજની સરકાર જો પાપી કાયદો ઘડે તો કોઇ વ્યક્તિ એમ ન કહી શકે કે હું નિષ્પાપ જીવન જીવી શકીશ. જીવનના એકે એક અંગ પર આજે સરકારનું નિયંત્રણ ચાલે છે. એટલે સુધી કે શિક્ષણ પર પણ સરકારી નિયંત્રણ છે. પહેલાં એવું નહોતું. જ્ઞાનીઓ શિક્ષણ આપતા. એ લોકો સ્વતંત્ર હતા. પણ આજે તો સરકાર પાઠય પુસ્તક મુકરર કરે છે અને એ જ તમામ શાળાઓમાં ચાલે છે. એ પુસ્તકમાં શું શું હોવું જોઇએ એ પણ સરકાર ઠરાવે છે. આમ. શિક્ષણ જેવો વિષય કે જે તદ્દન સ્વતંત્ર રહેવો જોઇએ તે આજે રાજ્યના નિયંત્રણમાં છે. કેટલીક

ખાનગી શાળાઓ ચાલે છે, પણ એમાં ગણ્યાંગાંઠયાં છોકરાં આવે છે. મેં પણ એક એવી શાળા ચલાવી હતી, એમાં ઘણા સારા વિદ્યાર્થીઓ તૈયાર થયા હતા. પણ આજે તો ગામેગામ શાળાઓ ખૂલશે અને એ બધી સરકારી જ હશે. પછી સરકાર સામ્યવાદી આવી તો એમનું જ તત્ત્વજ્ઞાન શીખવાશે. ફાસિસ્ટ સરકાર હશે તો એ જાતનું શિક્ષણ અપાશે. એટલે કે જેવી સરકાર તેવાં વિદ્યાર્થીઓનાં મગજ ઘડાવાનાં. આમ આજકાલ મગજ ઘડવાની વાતો ચાલે છે. તેથી રાજનૈતિક વિચાર કરવાની જવાબદારી દરેક જણા પર આવે છે.

## દરેકને એક મતનો અધિકાર

આજે હું કહેવાનો છું તે પાયાનો વિચાર છે. તમે જુઓ છો કે આજકાલ દુનિયામાં લોકસત્તા ચાલે છે. બધાને મત આપવાનો અધિકાર મળ્યો છે. બહુમતીથી કાયદા પણ ઘડાય છે. દરેકને એક મત મળ્યો છે. દરેકનું ચારિત્ર્ય અને યોગ્યતા જુદાં જુદાં હોય છે, છતાં પણ પંડિત જવાહરલાલને પણ એક જ મત મળ્યો છે અને કોઈ એક મામૂલી એકવીસ વર્ષના માણસને પણ એક મત મળ્યો છે. આ એક પાયાની વાત મનાઇ છે.

પણ જરા વિચાર કરીએ તો કોઇને પણ લાગશે કે વહેવારમાં આવું નથી હોતું. ઘરમાં પણ ઘરનાં બધાં મળીને વાતની ચર્ચા વિચારણા કરે છે, પણ દરેકને મત આપવાનો અધિકાર આપેલો હોતો નથી. ચર્ચાને અંતે ઘરના મોવડીની વાત જ મનાય છે. આજકાલ વોટની પ્રથા નીકળી છે. પણ સાચો નિર્ણય કંઇ બહુમતીથી નથી થતો. પૃથ્વી ફરે છે કે સૂરજ ? આનો નિર્ણય કંઈ બહુમતીથી ન થઇ શકે. આ વાતને જીવન સાથે ખૂબ સંબંધ છે. પછી આજકાલ સંખ્યાને આધારે જે નિર્ણયો થાય છે તેનો શો અર્થ ! પશ્ચિમવાળાઓએ ઉપરચોટિયો વિચાર કરીને આ બહુમતીવાળું ચલાવ્યું છે. દરેકને મત આપવાનો અધિકાર છે એનો અર્થ એ કે એ લોકો આત્માની સમતા એટલે કે દરેકમાં સમાન આત્મા વસે છે એ વાતનો સ્વીકાર કરે છે. મેં આ વિવેચન એટલા સારુ કર્યું કે બીજી કોઇ પણ રીતે જોઇએ તો વ્યક્તિ વ્યક્તિની યોગ્યતા સરખી દેખાતી નથી. એ માટે તો માનવ આત્માની

સમાનતાને જ માનવી પડશે. આમ મેં એમને આત્મવાદી ઠોકી બેસાડયા,
પણ એ આત્મવાદી નથી. પશ્ચિમવાળાઓએ આ જે ચાલુ કર્યું છે તે અત્યંત
અસ્વાભાવિક, અને પ્રકૃતિ તથા અનુભવની વિરુદ્ધ છે.

## બહુમતી અને લઘુમતીના ઝઘડા

આમ છતાં આ વાત ચાલે છે. અને તેથી જ આજકાલ મત ભેગા
કરવાનું ચાલે છે. એક જાતની લડાઈ જ જામે છે. મત મેળવવાની કેટકેટલી
તરકીબો હોય છે એમાં વિચાર સમજાવવાની વાત નથી આવતી કારણ કે
મોટા ભાગના લોકો વિચાર સમજતા જ નથી. આમ એક અત્યંત સ્થૂળ
ગણિતી વિચાર આજે સમાજમાં રૂઢ થઈ બેઠો છે. એટલે જે નિર્ણય લેવાય
છે તે બહુમતીનો હોય છે અને કેટલીયેવાર એ યોગ્ય પણ નથી હોતો. એને
કારણે લઘુમતીવાળા અસંતોષી બને છે. એમને થાય છે કે અમારો વિચાર
ખરો છે છતાં ચાલી શકતો નથી. સાચો વિચાર તો ભલેને એક જ માણસનો
હોય પણ તે સાચો છે. એક માણસ જો પામી શક્યો કે પૃથ્વી ફરે છે, પછી
લાખો લોકો એની વિરુદ્ધ હોય તોયે એની વાત સાચી છે તે સાચી છે. જેણે
આ શોધ કરી એ પોતાની વાતને વળગી રહ્યો. એ વખતે 'ચર્ચ'વાળા-
લોકો (ખ્રિસ્તી ધર્મગુરુઓ) એની વિરુદ્ધ હતા. એમણે કહ્યું કે
પૃથ્વી ફરે છે એમ કહેવું એ ખ્રિસ્તી ધર્મની વિરુદ્ધ છે; એટલા
માટે એ લોકોએ પેલાને ખૂબ પીડયો. વેઠાયું નહીં ત્યારે એક દિવસ
પેલાએ કહ્યું કે તમે કહેશો તેમ લખી આપીશ. પણ જ્યારે લખવા વેળા આવી
ત્યારે તો એણે લખી પાડ્યું: 'પૃથ્વી ફરે છે, અત્યારે પણ એને ફરતી
હું જોઈ શકું છું.'' છેવટે એણે મતું ન જ માર્યું. આમ બહુમતીનો નિર્ણય
હંમેશાં ખરો જ હોય છે એવું નથી. પછી લઘુમતીની સામે સવાલ ઊભો
થાય છે કે તો પછી આપણો વિચાર શી રીતે ઠોકી બેસાડવો? અને પછી
એમાં હિંસા કરવાની વાત આવે છે.

આજે દેશમાં બહુમતીવાળા અને લઘુમતીવાળા એમ બે પક્ષ બન્યા
છે. આ એક નવો જાતિભેદ છે. હિંદુસ્તાનમાં આની સાથે જૂના જાતિભેદો
પણ જોવાય છે. એક પક્ષવાળા પોતાના ઉમેદવાર તરીકે અમુક જાતિવાળાને

ઊભો કરે છે તો સામા પક્ષવાળા પણ પોતાનો ઉમેદવાર પસંદ કરતી વખતે જાતિનો જ વિચાર કરે છે. મત મેળવવા સારુ આ બધું અજમાવવું પડે છે. વિચાર સમજાવવો, પછી એના પર અમલ થાય એટલે સુધી ધીરજ ધરવી એ વાતો આજકાલ નથી ચાલતી. પહેલાં તલવારના જોરે વિચાર ઠોકી બેસાડાતો તેમ આજે બહુમતીના જોરે ઠોકી બેસાડાય છે. તલવાર માટે કહ્યું છે કે એનામાં અક્કલ નથી તેથી અમે એને છોડી છે. પણ બહુમતીમાં પણ અક્કલ નથી હોતી. માથાં ગણીને નિર્ણય લેવો એ ખોટું જ છે. એનું પરિણામ એ આવે છે કે અસંતોષ પેદા થાય છે, ખેંચમતાણ ચાલે છે. બધા એકબીજાને ગબડાવવા મથે છે, અને એ જ નીતિ પર તમામ રચના થાય છે. આજે બધા જ દેશોમાં આ હાલી નીકળ્યું છે. બધે જ ઠેકાણે માથાં ગણીને નિર્ણયો લેવાનો રિવાજ ચાલ્યો છે. માથાંમાં કેટલો માવો ભરેલો છે એ કોઈ નથી જોતું. મહેરબાની એટલી માનવી કે ગાંડાઓને મત આપવાનો અધિકાર નથી આપ્યો! પણ આ બધાંનો શો ઉપાય? એ જો ન વિચારીએ અને પક્ષભેદ, સરકારી પક્ષ, વિરોધી પક્ષ, એ બે વચ્ચે અખંડ વિરોધ—આ બધું પશ્ચિમનું તંત્ર હિંદુસ્તાનમાં દાખલ કરીશું તો અહીં એકે કામ નહીં બને. એક પક્ષ બીજાનું કામ બગાડતો જ રહેશે.

## પાંચ બોલે પરમેશ્વર

આનો એક જ ઇલાજ છે. આપણે ત્યાં એ ધાર્મિક રિવાજ છે. આપણા સંસ્કાર અને રૂઢિતામાં પણ એ જ વાત છે: 'પાંચ બોલે પરમેશ્વર.' મોટે ભાગે લોકો આનો ખરો અર્થ સમજતા નથી. ગ્રામ-પંચાયતની સ્થાપના કરવી એટલો જ એનો અર્થ નથી. પણ એનો અર્થ એ છે કે પંચોના મનથી જે નિર્ણય થાય તે મનાય. પણ આજે તો ચાર વિરુદ્ધ એક, ત્રણ વિરુદ્ધ બે એ રીતે નિર્ણય લેવાય છે. આ 'ત્રણ બોલે પરમેશ્વર.' વાળી જે વાત આજકાલ હાલી નીકળી છે તે ભારે જોખમકારક છે. 'પાંચ બોલે પરમેશ્વર' એ ચાલે તો જ બરાબર. "કવેકર્સ*"માં પણ એ જ પ્રમાણે ચાલે છે. એ બધા એકમત થઈને જ નિર્ણયો લે છે.

* એક ખ્રિસ્તી સંપ્રદાય

## કેન્દ્રીકરણના દોષો

કેટલાક કહે છે આમાં તો એક માણસ અડિયલ ટટ્ટુ જેવો નીકળી પડે તો આખું કામ ખોટકાઈને ઊભું રહે. માટે આજની બહુમતીની રીત જ સારી છે. પણ આજે એક જ માણસને ચૂંટવા સારુ લાખો લોકોના મત લેવાય છે. આટલો મોટો સામુદાયિક પ્રયોગ ચાલે છે તેમાં કેટલાયે દોષ પેદા થતા હશે. તેથી એના ઉપાય તરીકે મેં જે વાત સૂચવી છે તે રાજ્યના વિકેન્દ્રીકરણની છે. ધણીધોરી સત્તા તો ગામમાં જ હોવી જોઈએ. પછી એક ગામ સાથે બીજા ગામનો જે સંબંધ આવે તેનું નિયંત્રણ જિલ્લો કરશે. એક જિલ્લા ને બીજા જિલ્લાના સંબંધનું નિયંત્રણ પ્રાંત કરશે, અને પ્રાંત પ્રાંત વચ્ચેના સંબંધનું નિયંત્રણ કેન્દ્ર કરશે.

પણ આજે તો કેન્દ્ર અને પ્રાંત પાસે ગામડાના તમામ વહેવારોનું નિયંત્રણ કરવાની સત્તા છે. ગામવાળાઓને કશો નિર્ણય કરવાનો અધિકાર નથી. ગામમાં બહારથી ડૉક્ટર આવે કે ન આવે તેનો નિર્ણય કરવાનો અધિકાર ગામને નથી, પરિણામે ગામના ધંધા ભાગ્યા. આજે હવે એ ધંધા ફરી થાપવા કે ઉથાપવા એની સત્તા પણ કેન્દ્ર પાસે છે, ગામમાં નથી. એટલે બધું જ સ્વરાજ કેન્દ્રમાં હોય છે, ગામમાં નથી હોતું. ગામમાં તો ફક્ત ઝાડુ મારવાનું સ્વરાજ હોય છે. મુખ્ય બાબતોમાં ગામવાળાઓને અધિકાર જ નથી હોતો.

આજે હિંદુસ્તાન સરકારનું એકચક્રી રાજ્ય બન્યું છે. જૂના રાજા મહારાજાઓનાં રાજ ગયાં એ તો સારું જ થયું. છતાં રાજાઓનાં અલગ અલગ રાજ્યો હતાં ત્યારે પ્રજાને જે રક્ષણ મળતું તે જતું રહ્યું. કેન્દ્રમાં બધી સત્તા ભેગી કરી હોય ત્યારે મહત્ત્વાકાંક્ષી લોકોને સત્તા કબજે કરવાનું મન થાય છે. પછી એ અક્કલવાળા હોય તો તો ઠીક, પણ અક્કલના આયમીર હોય તો મામલો બગાડે છે. બે પાંચ માણસોની અક્કલથી બધો કારભાર ચાલે અને બાકીના તમામની અક્કલ સડતી રહે એ હવે નહીં ચાલે. હિંદુસ્તાનની થોડીક સારી જમીનમાં ખેતી કરે અને બાકીની બધી જ પડતર રાખે તો પૂરતું અનાજ નહીં પાકે.

## વિકેન્દ્રીકરણની જરૂરત

આજકાલ ગામવાળાઓને કહે છે, રસ્તા બનાવો, ઝાડુ લગાવો. એનો અર્થ એ કે કેવળ એમના હાથોનો ઉપયોગ થાય, દિમાગનો નહીં. આવી હાલતમાં એમને શેનો ઉમંગ આવે? અને એ કામ નથી કરતા ત્યારે સરકાર કહે છે કે લોકો આળસુ છે. અંગ્રેજીમાં મજૂરોને 'હૅન્ડ્સ' (હાથ) કહે છે, અને એના પર દેખરેખ રાખનારાઓને 'હેડ્ઝ' (માથાં) કહે છે. આમ સમાજના બે ભાગલા પાડીને રાહુ અને કેતુ સર્જ્યા છે. કોઈના હાથ કાપી લઈને કહીએ કે કામ કરો તો શી રીતે કામ કરવાના હતા? હાથની સાથે માથું હોય છે ત્યારે હાથથી કામ થાય છે. રસ્તા બનાવવાનું, ઝાડુ લગાવવાનું જ સ્વરાજ ગામવાળાઓને સોંપાશે તો એમાં એમને રસ નહીં રહે. પોતાના જીવનની મુખ્ય વસ્તુઓ પર નિયંત્રણ કરવાની એમને સત્તા રહેવી જોઈશે.

જેને ફેડરેશન (સંઘ) કહીએ છીએ એવી ચાર લાખ ગામડાંની એક સરકાર રચાવી જોઈએ. એમાં તમામ ગામ પોતપોતાની અક્કલ પ્રમાણે કામ કરશે અને કેન્દ્ર માત્ર સલાહ આપશે. એ સલાહને માનવી ન માનવી એ ગામવાળા પર રહેશે. આમાં કેટલાક ગામવાળા સરખું કામ નહીં કરે તો બેચાર ગામનું કામ બગડશે. પણ આજે તો કામ બગડે છે તો આખા રાજનું બગડે છે. ઘેર રોટલી કરતી વખતે કંઈક ભૂલચૂક થઈ તો એક બે રોટલી બગડે પણ બાકીની તો સારી જ થાય, પણ બેકરીમાં (ભઠિયારખાનામાં) જો કંઈ ગરબડ થઈ તો આખો ઘાણ બગડે છે. પહેલાં રાજાઓના હાથમાં સત્તા હતી તોયે જેટલું નુકસાન નહોતું થતું તેટલું આજે થઈ રહ્યું છે. કારણ, જૂના રાજાઓના હાથમાં રજે રજ બગાડી મૂકવાની સત્તા નહોતી, જ્યારે આજના રાજ્યની પાસે તો એવી સત્તાઓ છે. એટલે આજે તો સરકાર બધું જ બગાડી શકે તેમ છે. પાંચ વર્ષે ચૂંટણી થાય છે, એમાં નવી સરકાર પણ આવી શકે. પણ જૂની સરકાર જે કરી ગઈ હોય તે નવી સરકારે ચાલુ રાખવું પડે છે. જૂની સરકારે આપેલાં વચનોથી નવી સરકાર બંધાયેલી હોય છે. આજની સરકારે વેપાર અંગે કરાર પરદેશ સાથે કર્યો હોય તો નવી આવેલી સરકારને તે પાળવા પડે છે. આમાંથી નીકળી

જવા માટે લોહિયાળ ક્રાંતિ કરવી પડે છે. પણ એવી ક્રાંતિ કંઈ છાસવારે નથી થતી. એટલે આજની સરકારના હાથમાં સત્તા એવી રીતે જઈ પડી છે કે ગાડું ઠીક ગબડયું તો આખું ને આખું ઠીક ગબડશે અને બગડયું તો આખું ને આખું ખાડામાં જશે. માટે વિકેન્દ્રીકરણ જરૂરી છે.

## સર્વોદય–રચનાના બે સિદ્ધાંત

સર્વોદય–રચનામાં દરેક ગામે એક પંચાયત હશે અને પ્રાંત માટેનો પ્રતિનિધિ ચૂંટવાનો અધિકાર દરેક પંચાયતને હશે. ગ્રામપંચાયતના હાથમાં જ બધી સત્તા રહેશે, કેન્દ્રીય સરકારના હાથમાં નામની જ સત્તા રહેશે. એ તો માત્ર સલાહ જ આપશે, અને રેલ્વે, રસ્તાઓ, પરદેશો સાથેનો વહેવાર વગેરે પર એનું નિયંત્રણ રહેશે. તેથી મહત્ત્વાકાંક્ષી લોકોને સત્તા પ્રાપ્ત કરવાનો જે ઉત્સાહ હોય છે તે મોળો પડી જશે કારણ કે ત્યારે પ્રાંત કે કેન્દ્રના હાથમાં કંઈ અધિકાર જ નહીં રહે. બધો અધિકાર ગામને હશે, અને ગામની પંચાયત 'પાંચ બોલે પરમેશ્વર' એ ન્યાયે કામકાજ ચલાવશે.

આ પરથી શંકા કરે છે કે આમાં એક પણ માણસ અડી બેસે તો કશો નિર્ણય કરી નહીં શકાય. પણ જે ગ્રામ–પંચાયત આ રીતે કોઈ નિર્ણય નહીં કરી શકે તો એ ખતમ થશે અને એની જગ્યાએ બીજી ગ્રામ–પંચાયત આવશે. એવી સ્થિતિમાં બધાને અંદર અંદર ચર્ચા કરીને એકમતીથી નિર્ણય કરવાની પ્રેરણા થશે. પહેલાંના જમાનામાં લોક આ પ્રમાણે મત આપતા. આજે પણ 'કવેકર્સ'નું એ જ રીતે ચાલે છે. આપણે આ પ્રમાણે કરીએ તો આખી વ્યવસ્થા અહિંસક બને છે. કોઈને પણ અસંતુષ્ટ થવાને કારણ નથી મળતું. દેશનાં બધાંની અક્કલનો ઉપયોગ થાય છે. અને ધારો કે કંઈ બગડયું તો પણ તે બેચાર ગામોનું જ બગડશે.

આજે તંત્રની એક ભૂલને કારણે પેટા–ચૂંટણી થાય છે, ફરીથી ચૂંટણી માટે હજારો લોકોને કામ કરવું પડે છે અને હજારો રૂપિયા ખર્ચાય છે. કેટલો સમય વેડફાય છે અને લોકોમાં આપસમાં કેટલી ફાટફૂટ પડે છે ? ગામે ગામ વેરઝેર ને ઝઘડા પેદા થાય છે. આ બધું નોતરવું હોય તો એવી વ્યવસ્થા ઊભી કરવી પડશે કે મહત્ત્વાકાંક્ષીઓના હાથમાં સત્તા ન રહે અને પક્ષભેદ મટે.

બે પાંચ માણસોના હાથમાં સત્તા રહેવાથી તો એ ધારે તો આખી દુનિયાનું કામ બને, નહીં તો બગડે. આને માટે એક જ ઇલાજ છે: (૧) ગામોના હાથમાં તમારી સત્તા હોવી જોઇએ, અને (૨) ગામનો કારભાર "પાંચ બોલે પરમેશ્વર"ના ન્યાયે ચાલવો જોઇએ. આ જ સર્વોદય છે. ગામની જ સત્તા ચાલે અને ગામનો ઠરાવ એ સૌનો ઠરાવ એનું નામ 'સર્વોદય'. એ જ સાચું અને અહિંસક સ્વરાજ છે.

## ક્યાંક એકમતીથી તો ક્યાંક બહુમતીથી નિર્ણય

લઘુમતી અને બહુમતીનો સવાલ બનાવટી છે. આજનું જે લોકતંત્ર છે તેણે જ આ સવાલ પેદા કર્યો છે. આમાંથી છૂટવું હોય તો સત્તાનું વિકેન્દ્રીકરણ કરીને ગામડાંમાં 'પાંચ બોલે પરમેશ્વર' એ ન્યાયે કામ ચલાવવું પડશે. પછી એ પરથી સવાલ કાઢે છે કે ગામની વાત કરો ત્યાં સુધી આ ઠીક છે, પણ ગામ તરફથી પ્રાંત માટેના જે પ્રતિનિધિ ચૂંટાશે તે તો બહુમતીથી નિર્ણય લેશે ને? વચગાળાના સમય પૂરતું આમ ચાલશે. પણ એ લોકો એવી રીતે ચૂંટાશે કે વિધાન-સભામાં કરવાના મુખ્ય મુખ્ય નિર્ણયો એકમતીથી જ થાય એવા એમને સંસ્કાર પડેલા હશે. જીવનની મુખ્ય મુખ્ય વાતો જેવી કે ખોરાક, કપડાં, શિક્ષણ વગેરે વાતો અંગેની સત્તા ગામમાં જ રહેશે. પછી જે નાની નાની વાતો છે તે અંગે બહુમતીથી નિર્ણય લેવાશે તો પણ કોઇને એથી નુકસાન નથી. એમાં એવી કોઇ વાત નથી હોતી કે જેથી લઘુમતીવાળાના દિલને દુઃખ પહોંચે. અન્ન, વસ્ત્ર, શિક્ષણ જેવી મુખ્ય બાબતોમાં બહુમતનું જ ચાલે અને લઘુમતીવાળાનું ન સંભળાય તો એમને દુઃખ થાય છે. પછી એમાંથી આઘાત ને પ્રત્યાઘાતો જન્મે છે. પ્રાંતના હાથમાં ગૌણ વિષયો હોય ત્યાં એ બહુમતીથી નિર્ણય કરે તો વાંધો નથી. છતાં એમાં પણ એવો ઠરાવ કરી શકાય કે કેટલીક બાબતોના ટેકામાં ૭૦ થી ૮૦ ટકા મત હોય તો જ ઠરાવ થાય. આખર જતે સમાજને એ ટેવ પાડવી જ જોઇએ કે એકમતીથી નિર્ણય થાય.

## વિચાર જુદા ભલે હો, આચાર એક હો

આમ ગામ અને કેન્દ્ર વિશે કશી જ ફિકર નથી, જ્યારે પ્રાંતમાં ચૂંટાઇને

આપણામાં નીતિ-વિચાર એ કંઈ નવો નથી, જૂનો છે. નીતિને ઘણુંખરું ધર્મ કહી છે. આત્મા અને પરમાત્માનો સંબંધ, ઐહિક જીવન અને એની સમાપ્તિ પછીનું જીવન એ બધું એમાં સમાય છે. આ લોકમાં કેવો વહેવાર કરવો તે પણ ધર્મનો વિષય છે.

### ધર્મનાં બે અંગો

આજકાલ આપણા રાજ્યને ધર્મ-નિરપેક્ષ રાજ્ય કહે છે. આ આપણે માટે કોઈ નવી કલ્પના નથી. જે સાચું અને સારું રાજ્ય છે તે ધર્મ-નિરપેક્ષ જ હોય છે, ધર્મ-હીન નથી હોતું. ધર્મમાં કેટલીયે વાતો આવે છે. ધર્મનું એક અંગ મૃત્યુ પછીનું જીવન છે. એમાં આત્મા પરમાત્મા વગેરે વાતો સમાય છે. એને રાજ્ય સાથે લેવાદેવા નથી. આ લોકનો વહેવાર અને સત્ય, પ્રેમ, ન્યાય વગેરે ધર્મનું બીજું અંગ છે. એ રાજ્ય સાથે સંકળાયેલું છે. આ સિદ્ધાંતો પર જ રાજ્યની માંડણી થયેલી હોવી જોઈએ. આ અર્થમાં તમામ સરકાર ધાર્મિક હોવી જોઈએ. ધર્મ-નિરપેક્ષ રાજ્યનો અર્થ 'લોક-યાત્રિક સરકાર.' લોકોનું ઐહિક જીવન સારી રીતે ચાલે એટલો જ ખ્યાલ રાખનારી સરકાર તે 'લોક-યાત્રિક સરકાર.' ધર્મના જૂના અર્થમાં એને ધાર્મિક કહે છે અને ધર્મના પારલૌકિક અર્થમાં એને ધાર્મિક નથી કહેતા.

'ધર્મ' એ એક વ્યાપક શબ્દ છે. જે નીતિ-વિચારને આધારે આપણું જીવન ચાલે છે તેને ધર્મ કહીએ છીએ. ધર્મ અવિચળ (ડગે નહીં તેવો) હોય છે. એના સિદ્ધાંતો અફર હોય છે. જેમ ગણિતના સિદ્ધાંતો આ કે પેલા દેશમાં તથા આ કે પેલા કાળમાં પણ સ્થિર રહે છે તેમ જ ધર્મના સિદ્ધાંતોમાં પણ ફરક નથી પડતો. ધર્મના સિદ્ધાંતો મૂળ હોવાથી છે, ત્રણે કાળ અને તમામ દેશોમાં એ સરખા અને અવિચળ હોય છે. ભગવાને જેને 'દૈવી સંપત્તિ' એવું નામ આપ્યું છે તે સત્યનિષ્ઠા, પ્રેમ, દયા વગેરે સદ્ગુણો જ ખરી રીતે સનાતન ધર્મ છે. એ અવિચળ, ધ્રુવ, શાશ્વત, સ્થિર અને નિત્ય હોય છે. આમ આપણે પ્રાચીન કાળથી માનતા આવ્યા છીએ, આજ પણ માનીએ છીએ.

## આજની સાપેક્ષ નીતિ

પાછળથી આ દેશમાં ને બીજા દેશોમાં એક નવો વિચાર નીકળ્યો. તે વિચાર આવો હતો : આ અવિચળ ધર્મ અને સત્ય, અહિંસા, પ્રેમ વગેરે ધર્મના સિદ્ધાંતો બધાને લાગુ નથી પડતા. એનું આચરણ કરનારો અમુક એક ખાસ વર્ગ હોય છે, જેમાં સંન્યાસી વગેરેની ગણતરી થાય છે. બીજાઓ સત્યનું ભેળસેળ પાલન કરે, પણ સત્ય સમૂળગું છોડી ન દેવું. આનું પરિણામ એ આવ્યું કે સત્ય, અહિંસા, પ્રેમ વગેરે તત્ત્વો થોડાક માણસો માટે અનામત રહી ગયાં અને બાકીનો આખો સમાજ ધર્મના નામે સગવડિયા ધર્મનું આચરણ કરવા લાગ્યો. ધર્મના દરેક નિયમના અપવાદ શોધી કાઢ્યા. પછી સંન્યાસી માટે એક ધર્મ અને ગૃહસ્થ માટે બીજો ધર્મ એમ મનાયું. ગૃહસ્થ પરિગ્રહી ( સંઘરો કરનાર ) હોઈ શકે પણ સંન્યાસીએ અપરિગ્રહી રહેવું જોઈએ; વખત પડ્યે ગૃહસ્થ જૂઠું બોલી શકે, હિંસા કરી શકે, પણ સંન્યાસીએ હમેશાં અહિંસા અને સત્યનું પાલન કરવું જોઈએ. આમ ભાગલા પડતા ગયા. પણ, ગુણોના ભાગલા પડે છે ત્યાં સમાજની સ્થિતિ જોખમકારક બને છે. સમાજ રેઢિયાળ થઈ જાય છે. આપણા તેમ જ બીજા દેશોની આજે આ જ હાલત છે. દરેક શાળામાં છોકરાઓને સત્યનો મહિમા શીખવાય છે. ત્યાં જૂઠું બોલતાં શીખવવાનું કોઈ પસંદ નહીં કરે. પણ આ સત્ય શાળાના દરવાજાની અંદર જ રહે છે. કોલેજના ભણતરમાં વળી જુદી જ વાતો આવે છે. જેમ સમાજમાં સત્ય સંન્યાસીઓ માટે જ રખાયું તેમ શિક્ષણમાં સત્ય બાળકો સારુ જ રખાયું. પછી બાળકો મોટાં થઈ જાય એટલે એમને સત્યના અપવાદો શીખવવામાં આવે છે.

મોટે ભાગે પછાત અને જંગલી જાતિઓ વધારે સત્યનિષ્ઠ હોય છે. પણ જેમ જેમ એમનો બહારની દુનિયા સાથે સંબંધ પડતો ગયો તેમ તેમ એ સત્ય વિસારે પાડતા ગયા. જે લોકોએ એમની વચ્ચે રહીને કામ કર્યું છે તે લોકો આ લખી ગયા છે. એમણે એ પણ લખ્યું કે અમારી સંગતિથી એ લોકો કપડાં પહેરવા લાગ્યા. પહેલાં એ નાગા રહેતા હતા. પહેલાં એમને બરાબર બોલતાં નહોતું આવડતું ત્યારે અમારી સંગતિથી એ

બરાબર બોલવા લાગ્યા. પહેલાં મૂર્ખ હતાં એટલે જેવું હોય તેવું (સત્ય) બોલતા, પણ અમારી સંગતિથી હવે એ જરા બનાવીને (અસત્ય) પણ બોલવા માંડયા છે. આ લોકોનું સાચું બોલવું બાળકોના સાચા બોલવા જેવું હોય છે. એમને અસત્યની ખૂબીની ખબર નથી હોતી એટલે સત્ય બોલે છે. આમ સંન્યાસી, બાળકો અને આદિવાસીઓ સારુ સત્ય અનામત રાખ્યું; અને ગૃહસ્થ, કૉલેજના વિદ્યાર્થીઓ અને સુધરેલાઓ માટે અસત્ય ચાલતું ગયું. આ જ વિચાર આજે ચાલુ છે. આને જ 'સાપેક્ષ નીતિ' અને 'રાજનીતિ' કહે છે.

## ગાંધીજીનો મહાન વિચાર

ગાંધીજીએ આ નીતિનો ઘોર વિરોધ કર્યો. એમણે કહ્યું કે 'ધર્મ અવિચળ હોય છે. એનું પાલન કરતાં મરવું પડે તો મરી ફીટવું જોઇએ. એના પાલનથી જ આપણું કલ્યાણ થશે.' આ કોઈ નવી વાત નથી. આમાં ધર્મમાં નિષ્ઠા રાખવી જોઇએ એ વાત ગાંધીજીએ આપણને શીખવી. આ પહેલાં હિંદુસ્તાનમાં સત્યનિષ્ઠા સંન્યાસીઓ માટે હોય છે એમ મનાતું. પણ ગાંધીજીએ કહ્યું કે એ નિષ્ઠા જેવી સંન્યાસીઓ સારુ જરૂરી છે તેટલી જ ગૃહસ્થ માટે પણ જરૂરી છે. સાર્વજનિક સેવા માટે પણ જીવનના કેટલાક નિયમો હોવા જોઇએ. પહેલાં બે ભાગ પાડયા હતા: (૧) પારમાર્થિક સાધના કરનારા, સત્યની ઉપાસના કરનારા. આ લોકોને દુનિયા સાથે કશી લેવાદેવા નહોતી. એમને દુનિયાની સેવા કરવાની કશી જરૂર નહોતી. અને (૨) જે દુનિયાની સેવા કરતા હતા તેમને માટે સત્ય વગેરે તત્ત્વોમાં અપવાદ મનાતા. પણ ગાંધીજીએ કહ્યું કે સત્ય વગેરે તત્ત્વો જેટલાં પારમાર્થિક સાધના માટે જરૂરી છે તેટલાં જ જરૂરી સેવા કરવા માટે પણ છે. જે સેવા-પરાયણ હોય તેણે સત્યનું પાલન કરવું જોઇએ અને જે સત્યની ઉપાસના કરતો હોય તેણે સમાજની સેવા પણ કરવી જોઇએ. ગુણોના ખાનાં ન પડે અને પડાય પણ નહીં. આ મહાન વિચાર ગાંધીજીએ આપણને શીખવ્યો.

## આજની ભૂરી હાલત

આપણે ત્યાં સત્યનો મહિમા ઘણો મોટો મનાય છે, છતાં વેપાર, બજાર, વકીલાત કે લગ્ન, જેમાં જુઓ તેમાં પુષ્કળ અસત્ય ચાલે છે. એક ભાઈએ એટલે સુધી કહ્યું કે જેમ શુદ્ધ ચાંદીના સિક્કા નથી પડતા, એમાં કોઈ બીજી ધાતુ ભેળવવી પડે છે તેમ વહેવારમાં પણ શુદ્ધ સત્ય નથી ચાલતું. અને રાજનીતિજ્ઞને માટે તો અસત્ય જરૂરી છે એ તો માની લીધેલી જ વાત છે. ધર્મના પાલનમાં સત્ય વિરુદ્ધ અહિંસા ખડી કરે છે. કોઈકનો જીવ બચાવવા સારુ ખોટું બોલી શકાય એવી માન્યતા છે એટલે કે અહિંસાના બચાવ સારુ પણ સત્ય છોડી શકાય એ પણ સ્વીકારી લીધું !! આમ એક ગુણની સામે બીજો ગુણ ઊભો કરાય છે. મહાભારતમાં પણ સત્યના અપવાદોની ચર્ચા કરી છે. ક્યારે ક્યારે જૂઠું બોલવું જોઈએ એની ચર્ચા કરી છે. આમ એક સાપેક્ષ નીતિ ચાલે છે. હિન્દુસ્તાનના ધાર્મિક પુરુષો પણ કહે છે કે ક્યારેક સત્ય પણ વેગળું મૂકવું પડે. એક ધાર્મિક પુરુષે તો એટલે સુધી કહી દીધું કે રામાવતાર પછી કૃષ્ણાવતાર થયો એમાં ધર્મનો વિકાસ થયો છે. એમણે રામ અને કૃષ્ણની સરખામણી કરતાં કહ્યું કે રામાવતાર બાળક હતો. અવતારી પુરુષોનો પણ વિકાસ થયો છે. કૃષ્ણ ક્યારેક ક્યારેક સત્યને આઘું મૂકતા. તેથી કૃષ્ણાવતાર 'પૂર્ણ–અવતાર' મનાય છે. કયા સિદ્ધાંતનો કયાં ઉપયોગ કરવો તે એ જાણતા હતા. આવું વિવેચન એક ધાર્મિક પુરુષ ઊઠીને કરે તો બીજાઓનું તો શું જ પૂછવું ? બહાર જે વહેવાર હોય તે જ ધરમાં પ્રવેશે છે. એટલે આ બધું છતાં ગાંધીજી હમણાં થઈ ગયા તેણે એમણે હમેશાં સત્ય પર ભાર મૂક્યો છે. એમણે તો એટલે સુધી કહ્યું કે સત્યને ખાતર હું સ્વરાજ પણ છોડવા તૈયાર છું. આમ હોવા છતાં, અને આપણે બધાએ એમની સાથે કર્યું અને એમને પગલે પગલે ચાલવા કોશિશ કરી હોવા છતાં હિંદુસ્તાનનું આજનું વાતાવરણ અત્યંત દૂષિત છે.

## ભૂદાન–યજ્ઞ પૂરેપૂરું ક્રાંતિકારી કામ

ભૂદાનનું કામ કરનારાઓએ સમજવું જોઈએ કે આ પૂરેપૂરું યથાર્થ,

રીતે ક્રાંતિકારી કામ છે. પહેલાં જે પદ્ધતિઓ ચાલતી તે આમાં નહીં ચાલી આવનામાં પૂરી સત્યનિષ્ઠાની જરૂર છે. આપણા હિસાબમાં ક્યાંય ભૂલ શકે. અની જોઈએ. વચનની નિષ્ઠા હોવી જોઈએ. જરા પણ દબાણ ન થવું જોઈએ. અવિચળ નીતિ પર પૂરો આધાર રાખીને જ ક્રાંતિ થઈ શકે. આપણે માત્ર ભૂમિ-પ્રાપ્તિ પર જોર આપીએ તો દુનિયામાં આજ સુધીમાં એવાં તો કેટલાંયે કામો થયાં છે. પણ આપણે તો ઇચ્છીએ છીએ કે આખા સમાજનું ઉત્થાન થાય, આખો સમાજ ઊંચો ચઢે. આજે હિંદુસ્તાનની દુર્દશા એટલા કારણે છે કે બધાંને ઘર ભરવાં છે, સંઘરો કરવો છે. સંઘરાનો કોઈ આરો જ નથી. કેટલું સંઘરવું એની કંઈ મર્યાદા જ નથી. તેવી જ રીતે સાધનોની મર્યાદા, માપ કે પ્રમાણ કરવું સચવાયું નથી. હું કહું છું જે કોઈ દાન આપે તે પોતાની કાયદેસરના હકની જ જમીન આપે. દાન એ કોઈ યાંત્રિક વસ્તુ નથી કે કોઈ વેરો નથી. એ તો હૃદયમાંથી નીકળનારી વસ્તુ છે. જમીન મળવા ઉપરાંત લોક આનો નીતિ-વિચાર છે તે પણ સમજે અને એનું આચરણ કરે એમ હું ઇચ્છું છું. જે જમીન આપશે તે જમીનની સાથે સાથે બીજી ચીજો પણ આપશે, અને પોતાના જીવનમાં પરોપકારની નિષ્ઠા રાખશે. જે જમીન આપશે તે પોતાનાં પાડોશીની ચિંતા પણ કરશે. આમ સમાજનું ઉત્થાન થાય એ જ મારી ઇચ્છા છે. તેથી આપણામાંથી જેમને આ કામમાં પોતાનું જીવન આપવું હોય તે પોતાના જીવનની નિત્ય-નિરંતર શુદ્ધિની વાત ધ્યાનમાં રાખીને જ કદમ ભરે.

નેતરહાટ, ૧૪-૬-૧૯૫૩

આપણે નૈતિક તાકાત પેદા કરવી છે. હિંદુસ્તાને પોતાની સ્વતંત્રતા એક આવી રીતે પ્રાપ્ત કરી. એનાથી એક નૈતિક શક્તિ પેદા થઈ. આજે પણ હિંદુસ્તાનમાં કોઈ શક્તિ પ્રગટી શકે તેમ હોય તો તે નૈતિક શક્તિ જ પ્રગટી શકે તેમ છે.

## નૈતિક દબાણ અને હૃદય-પરિવર્તન

ભૂખ્યા પાડોશીની ચિંતા કરવી એ આપણું કર્તવ્ય છે. આવો ધર્મ સૌને શીખવવો છે. આજુબાજુવાળાઓ ભૂખ, અજ્ઞાન અને બીમારીથી સબડતાં હોય ત્યારે જેમની પાસે ધન, બુદ્ધિ અને શક્તિ છે એવાઓને ચેન ન પડવું જોઈએ. આને જ હું હૃદય-પરિવર્તન કહું છું. નૈતિક દબાણ અને હૃદય-પરિવર્તન વચ્ચે ભેદ પાડવો એ ભૂલભરેલું છે. અત્યાર સુધીમાં બિહારમાં ચાળીસ હજાર લોકોએ દાન દીધાં છે. જમીન તો વધારે નથી મળી કારણ કે આપનારાઓમાં મોટા ભાગના ગરીબો છે. પણ હવે એની અસર મોટેરાંઓ પર વરતાવા લાગી છે. હવે એમના દિલ પીગળવા માંડ્યાં છે. એમાં એક ભાવના ઊભરાવા લાગી છે જેને એ લોકો ટાળી શકે તેમ નથી. આ જિલ્લામાં તો એક રાજા મારા એજંટ બનીને ફરે છે. શું આ હૃદય-પરિવર્તન નથી? પણ હૃદય-પરિવર્તન ગણિત પ્રમાણે નથી થતાં. એક માણસનું હૃદય-પરિવર્તન થાય છે એની અસર બીજા પચાસ જણા પર પડે છે. આને જ માણસના વિચારનું દબાણ કહે છે. હિંસા-શક્તિથી આ તદ્દન જુદું છે. વેદમાં કહ્યું છે કે દાન લોકલજ્જાથી અપાય છે. એટલે લોકલજ્જા એ એક મોટી વસ્તુ છે. આખો સમાજ શું કહેશે એ વિચારીને કંઈ કરવું એનું નામ હૃદય-પરિવર્તન જ છે. હૃદય-પરિવર્તનને ગજ લઈને માપવા બેસવું એ બરાબર નથી.

બહારની પરિસ્થિતિથી હૃદય-પરિવર્તન થાય છે અને હૃદય-પરિવર્તનની અસર બહારની પરિસ્થિતિ પર પડે છે. એકબીજાની એકબીજા પર અસર પડે છે. બીજમાંથી ફળ અને ફળમાંથી બીજ થાય છે. કોઈનો દીકરો

ઘડપણમાં ગુજરી ગયો ને એને વૈરાગ્ય આવ્યો તો શું એમ કહેશો કે ઘડપણને લીધે એને તો વૈરાગ્ય આવ્યો? આ ખરું નથી. એ ખરું કે એ જુવાન હતો અને એનો દીકરો જીવતો હતો ત્યારે એનામાં આસક્તિ હતી. પણ એમ તો ઘણાયે ઘરડા થાય છે ને ઘણાના દીકરા મરી જાય છે પણ એ બધા તો વૈરાગી નથી થતા. એનો અર્થ એટલો જ કે એના હૃદયમાં પહેલેથી એક ભાવના પડી હતી. તેમાં દીકરાનું મોત એક નિમિત્ત બન્યું એટલે અંતરમાંની પેલી ભાવના જાગી ઊઠી. માટે દરેકના હૃદયમાં સદ્ભાવના છે એવી શ્રદ્ધા રાખો. આપણે દરેકને મતનો અધિકાર આપ્યો છે, એનો અર્થ એટલો જ કે દરેકના દિલમાં સદ્ભાવના હોય છે.

## બેવડું કામ: હૃદય-પરિવર્તન અને પરિસ્થિતિ-પરિવર્તન

હું બે બાજુ કામ ચલાવી રહ્યો છું. (૧) દરેક વ્યક્તિ, ગરીબ હો યા શ્રીમંત, એનામાં રહેલા પરમેશ્વર પર ભરોસો રાખું છું. અને (૨) એક એવી પરિસ્થિતિ પેદા કરવી છે જેથી લોકોમાં જાગૃતિ આવે અને એમનાથી દાન દીધા વગર રહેવાય જ નહીં. આમ મારે નૈતિક-જાગૃતિ એટલે કે હૃદય-પરિવર્તન અને જન-જાગૃતિ એમ બેવડી જાગૃતિ આણવી છે. કેવળ લોક-જાગૃતિ આવે અને નૈતિક-જાગૃતિ ન આવે તો એમાંથી હિંસાની શક્તિ પેદા થઈ શકે. અને માત્ર નૈતિક-જાગૃતિ આવે તો કામ સધાતાં બહુ વખત નીકળી જાય. તેથી બેવડું કામ આદર્યું છે. પંખીને બે પાંખ હોય છે. એક પાંખથી એ ઊડી ન શકે. તેમ ધર્મકાર્ય પણ બે પાસેથી થાય છે, એક તો અંદરની જાગૃતિ જોઈએ અને બીજું, બહારની પરિસ્થિતિ તે પ્રમાણે ફેરવવી જોઈએ.

## ધર્મ-ચક્ર-પ્રવર્તન

સામાન્ય ધર્મ-પ્રચાર અને ક્રાંતિ અથવા ધર્મ-ચક્ર-પ્રવર્તન એ બે જુદી જુદી વસ્તુ છે. સામાન્ય ધર્મ તો ઋષિઓ ને સંતો સમજાવતા જ હોય છે. એટલે સર્વસાધારણ ધર્મ-પ્રચાર એ એક વાત છે, અને યુગની માંગને વરતીને એનો ધર્મ-વિચાર સાથે મેળ પાડી દેવો એ બીજી વાત છે. ગાંધીજીએ દેશને એ જ રીતે અહિંસા શીખવી. પ્રેમથી, અહિંસાથી વર્તવાની

વાત તો જૂની જ હતી, પણ એનો સ્વરાજ્ય સાથે મેળ પાડી આપ્યો ન હોત તો એમને બહુ તો દસ વીસ ચેલા મળી જાત. એ વખતે આપણે તલવારથી લડી શકીએ તેમ નહોતા કારણ કે આપણે નિઃશસ્ત્ર હતા, અને અંગ્રેજો આપણા કરતાં વધારે બળિયા હતા. માટે અહિંસાથી લડવું જ સારું હતું. પરિસ્થિતિ પણ એને ફાવતી હતી. આમ એમણે ધર્મ-વિચારનું આંતરિક બળ અને પરિસ્થિતિનું બળ એ બન્નેનો મેળ પાડી દેશને અહિંસા શીખવી, અને એનાથી જ આપણને સ્વરાજ્ય મળ્યું. એવી જ રીતે આજે ગરીબોને જમીનની જરૂર છે. માત્ર હિંદુસ્તાનમાં નહીં, આખા એશિયામાં જમીનની ભૂખ છે. ગરીબો જમીન મળ્યા વગર જંપશે નહીં એવી સ્થિતિ છે. આની સાથે જોડીને હું લોકોને ધર્મ-વિચાર સમજાવું છું કે ભૂખ્યા પડોશીને જમીન આપવી જોઇએ, જમીન એ તો પરમેશ્વરની દેણગી છે, માટે એના પર સૌનો અધિકાર છે વગેરે. આ જ વાત આજથી હજાર પાંચસો વર્ષ પહેલાં સમજાવવા બેઠો હોત તો લોક મારી વાત પર કાનેય ન ધરત. પણ આજે એ વાતનો યુગની માંગ સાથે મેળ પાડી આપું છું તો તેનાથી સાધારણ ધર્મ-પ્રચાર નહીં પણ ધર્મ-ચક્ર-પ્રવર્તન થાય છે. સંતો અને ઋષિઓ સામાન્ય ધર્મ-પ્રચાર તો કરતા જ હોય છે, પરંતુ તેથી ધર્મ-ચક્ર-પ્રવર્તન નથી થતું. પણ પરિસ્થિતિની સાથે જ્યારે ધર્મ-ભાવના જોડાઈ જાય છે ત્યારે એ લોકોના હૃદયને સ્પર્શી જાય છે. એમાંથી જ મહાન શક્તિ પેદા થાય છે અને એના વડે ધર્મ-ચક્ર-પ્રવર્તન થાય છે.

એક એવો પ્રસંગ આવે છે જ્યારે ધર્મ કરવાની પ્રેરણા જાગે છે. આજે જ જુઓ, આજે ગ્રહણ છે. કોઇ દાન દેવાની વાત કરે છે તો એ વાત મનમાં તરત ઊતરી જાય છે. એમ તો દાન રોજ કરવાનું હોય છે પણ ગ્રહણને દિવસે એ વાત ઝટ ગળે ઊતરે છે કારણ કે આજે એવો અવસર છે. મને આજે લાખો એકર જમીન મળી રહી છે. અગાઉ આવું તો કયારેય નહોતું બન્યું. તો શું એકદમ જ આટલા બધાનાં દિલ ધર્મ-ભાવનાથી ઊભરાઇ ગયાં? એમ તો ન હોઇ શકે. ત્યારે? આ દાનમાં ધર્મની ભાવના છે, પણ

એની સાથે સાથે પરિસ્થિતિની આવશ્યકતા, જમાનાની માંગ એટલે કે યુગધર્મ પણ છે.

જમાનાની માંગ અને ધર્મની ભાવના એ બન્ને ભળી જાય છે ત્યારે બધાંનું હૃદય-પરિવર્તન થાય છે. આને સો ટકા આંતરિક હૃદય-પરિવર્તન ન કહી શકાય, પણ એમાં અમુક તો હૃદય-પરિવર્તન છે જ. કોઈ પૂરા હૃદય-પરિવર્તનપૂર્વક દાન આપશે તો એનો તો મોક્ષ થઈ જશે. અને કોઈ માત્ર ધર્મ-ભાવનાથી જ આપે છે તોયે મારા આંદોલન માટે તો એ પૂરતું છે. દાન આપે તો પૂરી ચિત્ત-શુદ્ધિથી જ (તે સિવાય નહીં) આપે એવું આપણા આંદોલન માટે જરૂરી નથી. આજે જમીન આપવાની જરૂર છે એટલી વાત લોક સમજી લે તો મારે માટે એટલું જ પૂરતું છે.

## પરમેશ્વરની ફજેતી ?

આ પરમેશ્વરનું કામ છે, અને મારા જેવા તુચ્છ સાધન પાસે એ કરાવી રહ્યો છે. નહીં તો મારા જેવા સાધારણ માણસના શબ્દોની આજે આટલી કીમત ન અંકાત. પણ એ ધારે છે ત્યારે ફાવે તે થઈ શકે છે. લોક પૂછે છે કે આ કામ નિષ્ફળ ગયું તો શું થશે ! પણ હું એ રીતે કદાપિ વિચારતો નથી. આ કામ વિનોબાનું નથી, ભગવાનનું છે. એટલે એ નિષ્ફળ ગયું તો વિનોબાની નહીં, ભગવાનની ફજેતી થવાની છે.

સિસઈ, ૨૭-૬-૧૯૫૩

# શીર્ષકોનો અક્ષરાનુક્રમ

